શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી.

प्राचीनकाव्यमाळा.

ग्रंथ १२.

प्रेमानंदकृत

# अष्टावक्राख्यान.

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.
વડોદરા.

સંવત ૧૯૪૬-૪૭ સન ૧૮૯૦-૯૧.

કીમત ૧-૪-૦

Under the liberal patronage of

His Highness Maharaja

**SAYAJI RAO GAEKWAR**

Sena Khaskhel Samsher Bahadur

Baroda.

# PRACHIN KAVYA MALA

or

Old Gujarati Poetical Series,

Vol. XII.

## POET PREMANAND'S ASHTAVAKRAKHYAN

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántávála

and

Nathashankar Pujashankar Shastri.

A. D. 1890-91.

Price Re 1-4-0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઈશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા( પૃથિવી )નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ( ખનિજ ધન રત્નાદિ )ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરે છે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખ શાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઇ પડયા છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા. ૮ મે સંન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઇ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂં.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગૂજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઈરેકટર ઑફ્ વર્નાકયૂલર ઈન્સ્ટ્રકશન રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરા નિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઈ ચૂકેલો હતો, અને તેસારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરા રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબત મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્દવિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભદ્ર, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર, આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. **રાધાબાઈ** તથા **દીવાળીબાઇ** નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે, અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઇ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જરપ્રજા અને સર્વ ગુર્જર વાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કેઃ—

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY

કવિતા સ્વતઃ ઇશ્વરની એક વસ્તુ છે. ઇશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહ અને શક્તિમાં ઇશ્વર પેઠે થઇએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કે:—

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and nobler cares,
The Poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે તે પ્રસિદ્ધ છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્ત્તિસ્તંભ પૂર્વેના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મ-શાસ્ત્રોમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઇ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અન્તઃકરણમાં ઉત્પન્ન થઇ સહૃદયજનોના અન્તઃકરણમાં પ્રવેશી ત્યાં વશી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ–રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ સા-

ધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઈ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઈ જશભાઈ.

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.
ખાનબાહાદુર જમસેદજી અરદેસર દલાલ. એમ. એ. એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઈ જેહાભાઈ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઈનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરારાજ્યનિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથ્થો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથ્થો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઇશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જર વાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તે માટે તેમનો અન્તઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ના વૈશાખ
સુદી ૧, તા. ૨૦ એપ્રિલ સન
૧૮૯૦ રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# ગ્રંથવિવેચન.

શ્રીમન્મહાકવિ પ્રેમાનંદનું જન્મ ચરિત્ર આ પુસ્તકમાળાના " દ્રૌપદી-હરણ " નામે પેહેલા પુસ્તકમાં વિસ્તારથી આપેલું છે માટે આ ગ્રંથમાં તે ફરીને દાખલ કર્યું નથી પણ તેના રચેલા આ અપ્રતિમ કાવ્યના સંબંધમાં શ્રોતાને કાંઇ દિગ્દર્શન કરાવવું ઉચિત લાગવાથી તે વિષે બે બોલ લખ્યા છે.

આ પુસ્તક માળાનાં જૂદા જૂદા કવિઓનાં મળીને અત્યાર સુધીમાં અગિયાર પુસ્તકો બાહાર પડી ચૂકયાં છે તેમાં મહાકવિ પ્રેમાનંદનું આ બીજું પુસ્તક છે. એ કવિની કવિતાશક્તિ અને સાહિત્યશાસ્ત્ર વિષેની નિપુણતા આપણને દ્રૌપદીહરણમાં માલમ પડેલી છે અને ગૂજરાતી ભાષામાં છંદોમય પ્રાચીનકાવ્યનું પણ આપણને આ કવિએજ પેહેલવેહેલું દર્શન કરાવ્યું છે તે વિષે દ્રૌપદીહરણના ગ્રંથવિવેચનમાં યથાયોગ્ય લખવામાં આવ્યું છે એટલે તે સંબંધમાં હવે વધારે બોલવા જેવું રહ્યું નથી, તથાપિ આ ગ્રંથમાં મહાકવિ આપણને વળી બીજાજ પ્રકારનો ચમત્કાર દૃષ્ટિગોચર કરે છે. એકજ કવિ જૂદા જૂદા ગ્રંથોમાં જૂદા જૂદા રસ જમાવવામાં સંપૂર્ણ ફતેહમંદ નીવડે એ વાત આશ્ચર્યજનક છે એમ વિદ્વાનો કહે છે અને તે આપણી બુદ્ધિ કબૂલ પણ કરે છે. જો કોઈ કવિ તેવો હોય તો તેને સાહિત્યશાસ્ત્રના પાકા આભ્યાસવાળાઓ અલૌકિક શક્તિવાળો અને પ્રાસાદિત કવિ કહે છે. વ્યાસ મહાત્મા, જેને પુરાણીઓ નારાયણનો અવતાર માને છે, તેમની એવી શક્તિ સૌના જાણવામાં છે અને ગૂજરાતી ભાષામાં મહાકવિ પ્રેમાનંદે તેવી શક્તિ બતાવીને આપણને ચકિત કર્યાછે. આ કવિનું ઓખાહરણ જુઓ અને શૃંગારની પરિસીમા તેમાં જણાયછે કે નહિ? નળાખ્યાન વાંચો અને વાંચરનારના નેત્રમાંથી જળની ધારા વેહેછે

કે નહિ ? નાગદમણ સાંભળો અને વત્સલ રસના દરિયામાં શ્રોતા ડૂબેછે કે નહિ ? દ્રૌપદીહરણમાં વીરરસ ગાજી રહ્યો છે કે નહિ ? નરસિંહ મેહેતાના પુત્રનો વિવાહ વાંચો અને શુદ્ધ હાસ્યરસ પૂરેપૂરો ભજ્યો છે કે નહિ ? આ બધા પ્રશ્નનો ઉત્તર એકજ થશે કે હા, આ કવિએ સઘળા રસનાં કાવ્યોમાં રસ જમાવામાં કસર કરી નથી. પ્રેમાનંદના ચરિત્રમાં એક દંતકથા લખીછે, જેમાં પ્રેમાનંદને કોઇ યોગી પાસેથી કવિત્વશક્તિ પ્રાપ્ત થયાનું જણાવ્યું છે. આ વાત માનવી ન માનવી એતો વાંચનારની નિર્ણયશક્તિ ઉપર આધાર રાખેછે પરંતુ એવી વાત કેમ જન્મ પામી હશે તે વિષેનો સંશય આ કવિનાં કાવ્યો જોવાથી નિવૃત્ત થઈ જાય છે. આવી અસાધારણ શક્તિવાળા કવિને લોકો બીજું શું કહે ? ગુરૂ પાસે શીખેલા સાધારણ માણસને આ શક્તિ પ્રાપ્ત થાય એ વાત તેના કાવ્યસમુદ્રમાં ડૂબેલા શ્રોતાઓ શી રીતે અંગીકાર કરે ? અસ્તુ. આ મહાકવિએ આ અષ્ટાવક્રનું શાંતરસપ્રધાન કાવ્ય લખ્યું છે. શાંતરસનાં કાવ્ય નાટકો પૈકી સંસ્કૃત ભાષામાં બે ગ્રંથ સુપ્રસિદ્ધ છે. એક કૃષ્ણમિશ્રનું રચેલું પ્રબોધચંદ્રોદય નાટક અને બીજું માધવાચાર્યનું રચેલું શંકરદિગ્વિજય કાવ્ય. પેહેલામાં માનસિક વિકારોને રૂપક આપી મોહ મહારાજાનો પરાજય અને પ્રબોધનો જય વર્ણવ્યો છે તથા બીજામાં સુલલિત વૃત્તોની શબ્દાલંકારાદિકથી યુક્ત કવિતામાં શંકરાચાર્યે ધર્મ સંબંધી વાદ કરી પ્રતિવાદીઓને હરાવ્યા તેનું વર્ણન છે. ગૂજરાતીમાં તેવા ગ્રંથો કાવ્ય રૂપે, અને તે પણ માત્રામેળ તથા વર્ણમેળ છંદોમાં સાહિત્યશાસ્ત્રના નિયમને અનુસરીને લખાયલા આપણા જોવામાં અદ્યાપિ આવ્યા નથી. જો શાંત અને શૃંગારરસની કોઇ સામાન્ય કવિની કરેલી કવિતા જોડે જોડે મૂકીને એકજ રસજ્ઞની દૃષ્ટિતળે મૂકી હોય તો કેવી તુલના કરશે વારૂ ? કદાચ તે એમ કહેશે કે હું એક તરફ લીલોતરીથી ભરેલો આશા આપનારો સુંદર બાગ નિહાળું છું અને બીજી તરફ ઝાડ બીડ વગરનું નિરાશ કરનારૂં સૂકું રણ જોઉંછું. શૃંગાર અને શાંત બન્ને રસ છતાં કવિની કલમ પણ ત્યાં આમ ગોથું ખાઈ જાય છે અને શ્રોતાઓ શાંતરસનું વર્ણન સાંભળતાં રસમાં નહિ પણ નિદ્રામાં મગ્ન થઈને ડોલે છે. આ રસનું વર્ણન પ્રેમાનંદે કેવું કરેલું છે—શાંત રસને અનુભાવ, વિભાવ, વગેરેથી પોષીને તેનું કેવું વસંતઋતુના આંબા

જેવું સુંદર વૃક્ષ બનાવ્યું છે તે તમે હમણા જોશો. અને મને સંપૂર્ણ વિ-શ્વાસ છે કે તેની ગ્રથ ગૂંથવાની અને રસ ભરવાની અપૂર્વ કુશળતા જોઈને તમે ધન્યવાદ આપશો.

કવિ અને કાવ્યના સંબંધમાં સામાન્યતઃ એટલું કહી અનૃણી થઇને પ્રસ્તુત ગ્રંથનું વિવેચન શરૂ કરીએ છીએ. આ ગ્રંથ ત્રણ રૂપે વાંચનારની દૃષ્ટિએ પડશે. એક તો આખ્યાન રૂપે, બીજું કાવ્ય રૂપે અને ત્રીજું બ્રહ્મવિદ્યાના ગ્રંથ રૂપે. પ્રથમ આપણે તેને આખ્યાન રૂપે જોઇએ છીએ. મહાભારતના વનપર્વમાં અષ્ટાવક્રનું ટુંકું આખ્યાન છે તે મૂળ ઉપરથી વૃક્ષ કવિએ વિસ્તાર્યું હોય એમ જણાયછે. ઉદ્દાલક ઋષિએ પોતાની પુત્રી સુજાતા પોતાના કહોડ નામે વિદ્યાર્થીને પરણાવી હતી. તેનો પુત્ર અષ્ટાવક્ર. કહોડ ધન લેવા માટે જનકવિદેહીને ઘેર ગયો હતો. વરૂણનો પુત્ર બંદી પોતાના પિતાએ આરંભેલા યજ્ઞમાં બ્રાહ્મણો જોઇએ તે લેવા માટે જનકને ઘેર આવી રહેલો હતો, અને પૃથ્વી પરના બ્રાહ્મણોએ પાતાળમાં વરૂણને ઘેર જવાનું ના પાડવાથી બંદીએ એવી યુક્તિ રચી હતી કે જે બ્રાહ્મણ જનકને ઘેર આવે તેની સાથે વાદ કરીને તેને હરાવવો અને હારે એટલે જળમાં નાખવો કે જેથી વરૂણના અનુચરો તેને વરૂણના યજ્ઞમાં લઈ જાય. એવી રીતે ઘણાક બ્રાહ્મણોને બંદીએ પોતાના પિતાના યજ્ઞમાં મોકલ્યા હતા જેઓ ત્યાંથી પાછા આવી શકતા નહોતા. કહોડ જનકને ઘેર ગયો એટલે બંદીએ તેની પણ એ દશા કરી. કહોડના ગયા પછી જન્મેલો અષ્ટાવક્ર જ્યારે મોટો થયો ત્યારે તેને ખબર પડી કે મારા બાપને કોઈ બંદી નામે જનકના મિત્રે વાદમાં હરાવી પાણીમાં ડૂબાડયો છે ત્યારે તે પોતાની ઉમરના પોતાના મામાને સાથે લઇને જનકને ઘેર ગયો અને બંદીને વાદમાં હરાવ્યો. વાદમાં હારેલા બંદીને અગ્નિમાં નાખવો એવી અષ્ટાવક્રની સરત હતી પણ તેવામાં વરૂણનો યજ્ઞ પૂરો થવાથી બીજા સાથે કહોડ નીકળી આવ્યો તેને લેઈને સન્માન પામેલો અષ્ટાવક્ર ઘેર ગયો. અષ્ટાવક્ર ગર્ભમાં હતો ત્યારે તેણે પિતાની સાથે વાદ કર્યો હતો તેથી ક્રોધી થઈને પિતાએ તેને શાપ દીધો હતો કે તું આઠ જગોએ-થી વાંકો થઇજા, તેથી તે આઠ જગોએથી વાંકો હતો, અને તેનું નામ અષ્ટાવ-ક્ર પણ તે ઉપરથી પડેલું છે. પિતાને લેઇને આવ્યા પછી સમંગા નદીમાં સ્નાન

કરવાથી તેનાં અંગ સીધાં થયાં હતાં. અષ્ટાવક્રે રચેલો અષ્ટાવક્રગીતા નામે બ્રહ્મજ્ઞાનનો ગ્રંથ ઘણો ઉત્તમ છે. આટલી મૂળ કથાને પ્રેમાનંદે આ આખ્યાનમાં વિસ્તારી છે. પ્રથમ અષ્ટાવક્રના નામના અર્થને સૂચવનારૂં મંગળાચરણ કરીને પછી ભારતમાં કહ્યા પ્રમાણે તીર્થયાત્રા કરતા યુધિષ્ઠિરને અષ્ટાવક્રનાં આશ્રમમાં લોમશ ઋષિ લાવ્યા છે તેકહ્યું છે અને પછી યુધિષ્ઠિરના પૂછવાથી લોમશે તેને અષ્ટાવક્રનું આખ્યાન કહ્યું છે. બીજા કડવામાં ઉપર કહ્યો તેવો કથાનો સાર આપ્યો છે. ત્રીજા કડવામાં કથાનો આરંભ કરી ઉદ્દાલક મુનિના આશ્રમમાં તેના વિદ્યાર્થીઓ તેની પાસે કેવું બ્રહ્મજ્ઞાન શીખતા તે વર્ણવ્યું છે. ચોથા કડવામાં ઉદ્દાલકના શાંત આશ્રમનું રાગદ્વેષ રહિત તથા સૃષ્ટિ સૌંદર્ય યુક્ત વર્ણન છે. તથા તે પછી કાળનું બળ વર્ણીને તે કાળ ઉદ્દાલકને બાધ કરી શકતો નથી એમ કહીને ઋષિની મહત્તા વર્ણી છે. પાંચમા કડવામાં ઉદ્દાલકને એક સુજાતા (વિદ્યાવિનોદિની) નામે પુત્રી થયાનું વર્ણન છે. એ પુત્રીને યોગ્ય વર શોધવાની ચિંતામાં મુનિ પડે છે એવામાં સુજાતાએ જણાવ્યું કે મારા એક શ્લોકનો જે અર્થ કરે તે મારો સ્વામી થાય. આ વાત ઋષિએ માન્ય કરીને વિદ્યાર્થીઓને પત્ર આપીને મોકલ્યા. અહીં કવિએ પૂર્વ અને ઉત્તરમીમાંસાનું તત્વ દાખલ કરી શ્લોક બનાવ્યો છે અને તે મનન કરવા જેવોજ છે. ઉત્તર લેવાને સર્વત્ર ફરતા વિદ્યાર્થીઓની પણ ગમ્મત ઠીક કરી છે. તેમનાં નામ પણ મોદકાનંદ, ભોમાનંદ, વગેરે આપેલાં છે. સામાન્ય વિદ્યાર્થીઓ પરસ્પર કેવા દ્વેષી તથા ગુરૂનિંદક હોય છે તેમનું ચિત્ર આપ્યું છે. ઉદ્દાલકના વિદ્યાર્થીઓમાંહેનો એક મુખ્ય કહોડ વિદ્યાર્થી સુજાતાનો સ્વામી થવાનો છે એ બાબતનું બીજ અહીંથીજ કવિ વાવી મૂકે છે. પત્ર લેઇને ગયેલા વિદ્યાર્થીઓ કહોડના ઉપર અસૂયા બુદ્ધિથી સુજાતા સાથેના તેના છાના વ્યવહારની શંકા લાવે છે પણ તેમાંનો એક શાંતીશાનંદ તેમને ધિક્કારીને એવી ગુરૂકુળની નિંદા નહિ કરવાને શીખામણ દેછે. છઠ્ઠા કડવામાં બ્રહ્મજ્ઞાની છતાં સ્રીની ઉપાધિવાળા ઉદ્દાલકના ઘર સંસારની કંઇક સ્થિતિ વર્ણીને શિષ્યો કાર્ય સાધ્યા વગર પાછા આવ્યા તે વર્ણન છે. યોગ્ય સ્વામી ન મળવાથી સુજાતા વનચર્યા ધારણ કરીને તપ કરવા માંડે છે. એ જોઇને તેની માતા દુઃખી થાય છે પણ બ્રહ્મજ્ઞાની ઉદ્દાલક તો એમ કહે છે કે વારૂ, દીકરી સંસારની ઉપાધિ તજીને તપ કરે છે તેથી એનું કલ્યાણ થશે ! રે એમ કહીને કહોડને

પાઠ શીખવે છે. કહોડ કર્મવાદી હતો એ તેના પાઠ ઉપરથી કવિએ બતાવી આપ્યું છે. વળી સુજાતાની મા મુનિ પાસે આવીને દીકરીનાં દુઃખ રડેછે અને પાઠમાં વિક્ષેપ કરે છે, તે મુનિને ફાવતું નથી. મુનિ પોતાના હજાર શિષ્યોની સભા એકઠી કરીને સુજાતાનો પ્રશ્ન તેમાં મૂકે છે, પણ તેનો ખરો ઉત્તર કોઇ આપતું નથી. અંતે કહોડ ખરો ઉત્તર આપે છે. ત્યારે બીજા શિષ્યો તેની ગમે તેવી નિંદા કરે છે. એવી રીતે કવિએ જન-સ્વભાવનું ઉત્તમ વર્ણન આપ્યું છે. ગુરૂ કહોડને પોતાની પુત્રી પરણવાને સમજાવે છે અને કહોડ ના કહેછે. છેવટે ગુરૂવચન માન્ય રાખી સુજાતા સાથે લગ્ન કરેછે. આ ભાગ પણ ચિત્તાકર્ષક છે. સાતમા કડવામાં કહોડ અને સુજાતાવનવિહારદ્વારા કામનું બળ તથા વિષયની નિઃસારતા વર્ણીને અષ્ટાવક્રની ઉત્પત્તિનું બીજ રોપ્યું છે. આઠમા કડવામાં અષ્ટાવક્રની ગર્ભસ્થિતિ વર્ણી છે. અષ્ટાવક્રનું ભાવિ બ્રહ્મજ્ઞાન બતાવવા માટે કવિએ અહીં વર્ણ્યું છે કે સુજાતાને અદ્વૈત વાદ કરવાનો ભાવ થાય છે અને તેથી સ્વામી સાથે વાદ કરે છે. કર્મવાદી કહોડ તેનો પરાજ્ય કરેછે, ત્યારે ગર્ભમાં રહેલો અષ્ટાવક્ર માતાનો પક્ષ ધરીને પિતાને વાદમાં હરાવેછે. હારેલો પિતા ક્રોધી થઇને તેને શાપ દેછે કે તું આઠ જગોએથી વાંકો થઇ જા. નવમા કડવામાં સ્ત્રીએ પ્રેરેલો કહોડ જનકને ઘેર ધન લેવા જાયછે. અને વિદ્યાના અભિમાનથી બંદી સાથે વાદમાં જોડાય છે. બંદી તેને જૂદાં જૂદાં શાસ્ત્રોના પ્રશ્ન કરેછે. છેવટે કહોડ હારેછે. તેને બંદી પાણીમાં ડૂબાડે છે. અહીં જનકની મૃગયા આગળ વર્ણવવાની છે તથા "પેંગડે પગ અને બ્રહ્મ ઉપદેશ" એ કહેવત અષ્ટાવક્ર પાસે સત્ય કરાવવી છે માટે અંગીરાના શિષ્યો તેને રીંછનો ઉપદ્રવ શમાવવાને બોલાવવા આવેછે, એ બીજભૂત પ્રસંગ મૂક્યો છે. ઉદ્દાલકના શિષ્યો કહોડની ખબર કાઢવા આવેછે તેમને જનક ધન આપી વિદાય કરેછે. કવિએ આ સ્થળમાં ધન લોભની નિંદા કરી છે. દશમા કડવામાં સુજાતાનું વિધવાપણું વર્ણી મનુ-ષ્ય સ્વભાવનું ચિત્ર આપ્યુંછે. અષ્ટાવક્ર જન્મેછે તે તથા તેના બ્રહ્મજ્ઞાનીપણાનાં લક્ષણ બાળચેષ્ટાથી જણાય છે તે વર્ણન છે. અગિયારમા કડવામાં અષ્ટાવક્ર-નું ઉપવિત, તેના મામા શ્વેતકેતુની સાથે તેનો અણબનાવ, ઉદ્દાલકનું સેહેજ પક્ષપાતીપણું, અને અષ્ટાવક્રને પિતાના મરણની હકીકત માલમ પડવી,

વગેરે વર્ણન છે. આ કડવામાં શ્વેતકેતુ તથા અષ્ટાવક્રનાં અસાધારણ લક્ષણ કવિએ તેમના આચરણ દ્વારા ઠીક બતાવી આપ્યાં છે. બારમા કડવામાં બંદીને જીતવા માટે જવાનો વિચાર અષ્ટાવક્ર કરે છે અને ધન મળવાની લાલચ બતાવી પોતાના લોભી મામાને સાથે રાખે છે. રાતે જતાં જનક રાજા મૃગયા કરવા નીકળ્યો હતો તે વનમાં આવી પોહોચ્યા. અષ્ટાવક્રે પ્રથમ શ્વેતકેતુને કાળી કામળી ઓઢવાનું કહ્યું હતું પણ પછી શિકારી લોકોએ તેમને કહ્યું કે તમને રીંછ જાણીને શિકારી કૂતરા ફાડી ખાશે માટે કામળીઓ કાઢી નાખો. અષ્ટાવક્ર તે માને છે પણ હઠીલો શ્વેતકેતુ તે માનતો નથી. છેવટે કૂતરા તેમને રીંછ જાણી ફાડી ખાવા ધસે છે અને શ્વેતકેતુ ગભરાઇ જાય છે; પણ અષ્ટાવક્ર પોતાના શાપ બળથી તેમને અટકાવે છે. પછી તેમની રાજા સાથે મુલાકાત થાય છે. સાંકડી નાળમાં ઘોડે ચઢવા તૈયાર થયેલા રાજાને જોઇને અષ્ટાવક્ર તેને રસ્તો આપવાનું કહે છે પણ રાજા તેમને કહે છે કે હું પેંગડામાં પગ મૂકું એટલામાં મને બ્રહ્મજ્ઞાન કરે તો રસ્તો આપું. અષ્ટાવક્ર તેમ કરવાથી રાજા તેને પગે લાગે છે. એવામાં રાજાનું પાછળ રહેલું સૈન્ય આવી પોહોચવાથી રાજા ચાલતો થાય છે. આ કડવામાં રાજાનું મૃગયાનું વર્ણન એવું સરસ કરેલું છે કે જેથી પ્રેમાનંદની એ માહિતી વિષે આશ્ચર્ય થાય છે. તેરમા કડવામાં અષ્ટાવક્રનો નગર પ્રવેશ વર્ણ્યો છે. તેને લોકો વારે છે પણ તે માનતો નથી અને જનકની રાજસભામાં જાય છે. પેસતાં તેને દ્વારપાળ રોકે છે ત્યારે તેને વાદમાં હરાવીને સભામાં જાય છે તથા ત્યાં પ્રથમ જનક સાથે અને પછી બંદી સાથે વાદ કરે છે. બંદી હારે તો તેને અગ્નિમાં નાખવાને અષ્ટાવક્ર રાજાને કહે છે. ચૌદમા અથવા છેલ્લા કડવામાં વરૂણનો યજ્ઞ પૂરો થવાથી કહોડ વગેરે બ્રાહ્મણો પાતાળમાંથી નીકળી આવે છે અને તેઓ અષ્ટાવક્રના મહત્કર્મની પ્રશંસા કરે છે. રાજાદિકની પ્રાર્થના ઉપરથી બંદીને અષ્ટાવક્ર જીવતો છોડી દે છે અને પોતે પિતાને લેઇને ઘેર જાય છે વગેરે ઉપસંહારનું વર્ણન છે.

એ રીતે આ આખ્યાન પૂરૂં થાય છે. આખ્યાન રૂપે એ ગ્રંથ સામાન્ય લોકોને પણ આનંદ આપે તેવો તથા સમજવાને સુગમ છે. એમાં જે જે પાત્ર કવિએ વર્ણ્યાં છે તે એવાં તો યથાસાંગ વર્ણાયાં છે કે કોઇ સારો ચિતા-

શે પોતાની કારીગરીની પરાકાષ્ઠાથી તેવા ભાવની વ્યંજના કરી શકે. કવિએ આ ગ્રંથના નાયક અષ્ટાવક્રને ધીરોદાત્ત નાયકની પેઠે વર્ણીને તેને પૂરો બ્રહ્મવેત્તા બનાવી પ્રકાશિત કર્યો છે, પણ સામાન્ય સંસારનું ચિત્ર આપવાને ઉદ્દાલકને ઉપાધિથી કંટાળેલા પણ કોઈ કોઈ વાર તે ઉપાધિને તાબે થઇ જતા બ્રહ્મવેત્તા વર્ણ્યો છે. ઉપનિષદ્‌માં પ્રસિદ્ધ થયેલા તેના પુત્ર શ્વેતકેતુને ધનલોભી, મગરૂર, હઠીલો, બીહોકણ અને મૂર્ખ વર્ણેલો છે. કહોડને વિદ્યાભિમાની, મગરૂર, ક્રોધી અને કર્મનિષ્ઠ છતાં વિષયોને તાબે થનાર વર્ણ્યોછે. સુજાતાને બ્રહ્મજ્ઞાની વિદ્વાનની પુત્રી જેવીજ વર્ણીછે; તે વિદુષી છે, પતિવ્રતા છે, પતિ ઉપર પ્રેમ રાખનારી છે, તથાપિ બાળકના પ્રેમમાં લોભાઇને પતિને વીસરી જનારી પણ છે. હમણાની સાધારણ સ્ત્રી કરતાં કાંઇ એનામાં કે એની માતામાં કવિએ વિશેષ દેખાડયું નથી, પણ જનમંડળમાં સારી ગણાતી સ્ત્રીઓની પ્રતિમા માંહી બાહારથી કેવી હોય છે તે બતાવવામાં કવિ સંપૂર્ણ ફતેહ પામ્યા છે. હમણાના વિદ્યાર્થીઓનું ચિત્ર આપવાને મોદકાનંદ, ભૌમાનંદ, શાંતીશાનંદ, વગેરે ઉદ્દાલકના વિદ્યાર્થીઓનો પ્રસંગ વર્ણ્યો છે અને તે પ્રત્યેક રસજ્ઞને વિનોદ સાથે ચમત્કાર આપે એવો છે. જનસ્વભાવ અને સૃષ્ટિસૌંદર્ય વર્ણવવામાં તો આ કવિની કુશળતા તેના બીજા ગ્રંથોમાં પણ વાંચનાર રસજ્ઞોએ જોએલીજ છે એટલે અહીં તે વિષે વિશેષ બોલતા નથી. બંદી સાથે અષ્ટાવક્ર બ્રહ્મજ્ઞાનનો વાદ કરે છે. ત્યાં શ્રોતાને પુનઃ તાજા કરવાને કવિ અપૂર્વ ચતુરાઇથી વાદસભાને અંતર્ધાન કરી નૃત્ય અને ગાન ઝડપથી શરૂ કરી દે છે અને એકજ ક્ષણમાં જાણે શ્રોતાઓ બ્રહ્મવિદ્યાના શુષ્ક વાદને ભૂલી જાય છે, અને લીલોતરીથી ભરેલા નૃત્યગાનના બાગમાં ફરવા લાગે છે. વિષય બદલવાની આ કવિની છટા સર્વત્ર આવીને આવીજ હેરત આપે છે, એ સહુ કોઈ જાણેજ છે. વિશેષ ખુબી એ છે કે એ જગોએ બે સુંદર પદ મૂકયાં છે જેમાંનું એક નૃત્યને લગતું તથા બીજું ગાનને લગતું હોય એમ જણાય છે, અને શ્રોતાને સ્તબ્ધ કરી નાખે એવાં છતાં તેનો વિષય શાંતરસનું પોષણ કરનારોજ છે !

આ ગ્રંથનું આખ્યાન રૂપે અમે વિવેચન કર્યું તે વાંચીને કોઇ એમ ધારશે કે એમાં બ્રહ્મવિદ્યા તો માત્ર નામનીજ હશે, તો તેમ નથી.

આ કાવ્યને અમે બ્રહ્મવિદ્યાનો પ્રક્રિયા ગ્રંથ તો કહેતા નથી પણ બ્રહ્મવિદ્યાનાં અઘરાં અને ઉપયોગી પ્રકરણોને એમાં એવી ચતુરાઇથી ગૂથ્યાં છે કે વાંચનારનું મગજ શ્રમિત થઇ ન જાય. એમાં બ્રહ્મવિદ્યા સંબંધી શું છે તે હવે આપણે જોઇએ છીએ. ત્રીજા કડવામાં પ્રથમ ગ્રંથનો આરંભ થાય છે ત્યાંથીજ બ્રહ્મજ્ઞાનના વિષયોની અનુક્રમણિકા શરૂ થાય છે. ઉદ્દાલક પાસે શિષ્યો શું ભણતા હતા તે દ્વારાએ અનુક્રમણિકા કવિએ કહી દીધી છે. જીવ અને બ્રહ્મની એકતા, સત્વ પ્રધાન માયા પ્રકૃતિ, તમઃપ્રધાન અવિદ્યા પ્રકૃતિ, પરોક્ષ જ્ઞાન, અપરોક્ષ જ્ઞાન, ગ્રંથાભ્યાસ, સત્યાસત્યસ્વરૂપ, આત્માની અનંત રૂપતા, આત્માની એક રૂપતા, જીવ શિવનો અભેદ, દ્વૈત એ જીવકૃત છે સ્વઃતસિદ્ધ છે, મહાવાક્યોનું વિવરણ, તત્વજ્ઞાનનું ફળ, સ્થૂળ મહાભૂત, સૂક્ષ્મ મહાભૂત, અંતઃકરણની ઉત્પત્તિ, કર્મેંદ્રિયનું વર્ણન, સૂક્ષ્મ શરીરનું વર્ણન, લિંગ દેહ તે શું? તૈજસ, હિરણ્યગર્ભ, વ્યષ્ટિ, સમષ્ટિ પંચીકરણ, પંચકોશ, સમાધિનું સ્વરૂપ, સમાધિના અવાંતર ભેદ, સમાધિનું પ્રયોજન, મહાકાશ, મેઘાકાશ, જળાકાશ, ઘટાકાશ, શમાદિ ષટ્ સંપત્તિ, અધિકારી, વિષય, સંબંધ, પ્રયોજન, અંતરંગ સાધન, બહિરંગસાધન, અભ્યાસ, રજ્જુ સર્પનું દૃષ્ટાંત, કરસ્થિત કંકણનું દૃષ્ટાંત, જીવન્મુક્તિ, વિદેહમુક્તિ, વગેરે ઘણાક વિષયો જે બ્રહ્મવિદ્યા જાણનારને ઉપયોગી છે તે ગણાવ્યા છે. ચોથા કડવામાં રાગદ્વેષ તજવાનો ઉપદેશ આશ્રમ વર્ણનદ્વારા કર્યો છે. અને તે " બ્રહ્માના ભુવને હરિ મૃગ વસે, ભેળા ભલી ભાલમાં " એમ આરંભ શ્લોકથીજ કહેવા માંડયો છે. બ્રહ્મજ્ઞાનીએ સમદૃષ્ટિ થવું જોઇએ તથા શીતોષ્ણાદિ ષડ્ર્મીઓ સહન કરી કાળના ઝપાટા વેઠવા જોઇએ એ જણાવવાને કાળનું બળ પણ એજ કડવામાં વર્ણ્યું છે. સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરનારને જણાશે કે એમાં નિત્યાનિત્ય વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ સંપત્તિ અને મુમુક્ષુતા, એ અધિકારીનાં ચાર અંગ વર્ણાઇ ગયાં છે. બ્રહ્મવિદ્યાના અધિકારી થયા પછી શિષ્યે વેદોક્ત કર્મ કરવાવડે ચિત્તશુદ્ધિ સંપાદન કરીને બ્રહ્મવિદ્યાનાં શાસ્ત્રોનો અભ્યાસ કરવો જોઇએ, એ વાત પાંચમા કડવામાં સુજાતાના પ્રશ્નદ્વારા તથા મનોનિગ્રહના ઉપદેશદ્વારા બતાવી છે. મન વિષે વર્ણવતાં એજ કડવામાં કવિ કહે છે કે,—

## સવૈયા એકત્રીસા.

રે મન તમારૂં તારે તમને, જો વશ કાંઈ કરો ભૂદેવ,
લગામ સ્વાધિનતાની ધરિને, મન તુરી પાસ કરાવો સેવ;
અમો જાણું છું, અન્ય ન જાણે, ત્યાગો એવો સહુ અહમેવ,
મન ઇંદ્રાસન ઉપર ચઢાવે, પાડે પાછું એ તતખેવ. ૨૨
મહાર્ષિ મન બનાવી દેતું, અંત્યજ કેરૂં ધરતું રૂપ,
કઠિયારાનું કામ કરાવે, બનાવી દેતું ભારે ભૂપ;
ઉપમા એને અપાય કેવી, રૂપ ગુણમાં જેહ અનૂપ,
ઘોર ઊંઘ માંહે ઘોરાવે, બ્રહ્મ સાથ કરતું તદ્રૂપ. ઇત્યાદિ. ૨૩

વેદાંતજ્ઞાનીઓ જગતને જે મનઃકલ્પિત કહે છે એજ તત્વને અનુસરીને આ વર્ણન કવિએ કરેલું છે.

છઠ્ઠા કડવામાં સુજાતાની મૃગચર્યા નિમિત્તે તપ નામે સાધન વર્ણવ્યું છે અને કહોડના પાઠ શીખવાના નિમિત્તે કર્મ નામે સાધન વર્ણવ્યું છે. વળી સુજાતાના પ્રશ્નનો ઉત્તર હજાર શિષ્યોમાંથી એકજ શિષ્ય આપે છે. એ દ્વારા કવિ સૂચવે છે કે બ્રહ્મજ્ઞાન તો બધાય શીખે છે પણ ખરો આત્માનુભવ તો વિરલાનેજ થાય છે. એજ કડવામાં ઉદ્દાલક કહોડને પોતાની પુત્રી, જે કહોડની ગુરૂપુત્રી થાય, તેને પરણવાનો ઉપદેશ કરેછે. એ ઉપદેશદ્વારા કવિએ બતાવ્યુંછે કે શુષ્ક બ્રહ્મજ્ઞાનીઓ સ્વાર્થ વખતે વિધિ-નિષેધને કેવા ખોટા માની લેછે અને કેવો અનાચાર કરેછે ! ના સાતમા કડવામાં કામાદિ દોષના અનર્થ તથા પંચ વિષયના પાશનું બંધન વર્ણવ્યુંછે. આઠમા કડવામાં કહોડ અને સુજાતાના વાદ દ્વારા બતાવ્યુંછે કે મીમાંસાદિ મતવાદીઓ ખરૂં તત્વ જાણ્યા છતાં પણ પોતાના મતને કેવા હઠાગ્રહથી વળગી રહેછે તથા જૂદા જૂદા શાસ્ત્રકારો પોતાને મતેજ મુક્તિ મળેછે એમ કેવું આડકતરી રીતે સિદ્ધ કરેછે ! શંકરદિગ્વિજયમાં

શંકરાચાર્ય અને મંડનમિશ્રનો વાદ છે તેના નમુના ઉપર આ વાદની કવિએ રચના કરી જણાયછે, પરંતુ શ્રોતાને અનુકૂળ કરવામાટે તેણે તેમાં ઘટતી સંભાળ રાખીછે. મંડનમિશ્ર હારતાં બાકીનો વાદ જેમ તેની સ્ત્રી ભારતીએ પૂરો કર્યો હતો, તેમ અહીં સુજાતા હારતાં બાકીનો વાદ તેના ગર્ભમાં રહેલા અષ્ટાવક્રે પૂરો કર્યોછે. વિદ્વાન છતાં પણ જે સમદૃષ્ટિવાળા નથી હોતા તે ક્રોધના સ્વાધીનમાં પડી કેવો અનર્થ કરેછે તથા પરિણામે ક્રોધ લોભાદિને વશ થઇને કેવા આત્મહિત બગાડે છે તે પણ આ કડવામાં કહોડે અષ્ટાવક્રને દીધેલા શાપથી તથા પરિણામે બંદીના હાથથી તેના ડૂબવાથી કવિએ બતાવી આપ્યું છે. નવમા કડવામાં લોભદોષનું વર્ણન છે. વળી બંદી તથા કહોડના વાદ દ્વારા ગાનશાસ્ત્ર અને વિદ્યાનાં ચૌદ પ્રસ્થાન એ સર્વનો અધ્યાત્મ-વિદ્યામાં અંતર્ભાવ થાયછે એમ સૂચવ્યું છે. એજ કડવામાં યોગશાસ્ત્રોક્ત ધારણાના પ્રકાર, પંચ કોશનું વિસ્તારથી નિરૂપણ, અભેદવાદની તકરાર તથા અનુમાનથી તેની સિદ્ધતા, વગેરે વર્ણવ્યાંછે, જેથી વાંચનારનો ગમ્મતની સાથે આ સૂક્ષ્મ વિદ્યાઓમાં પ્રવેશ થાય છે.

દશમા કડવામાં મનુષ્યના મનની અસ્થિરતા અને શોક નામે મનોવિકારના અનર્થ બતાવ્યા છે. રાગદ્વેષ જ્ઞાની મનુષ્યને કેવા ભૂલાવે છે તે પણ આ કડવામાંજ છે. અગિયારમા કડવામાં અષ્ટાવક્રના ઉપવીત સંસ્કારના કથન દ્વારા વિધેય નિત્યકર્મનો ઉપદેશ કર્યોછે, તથા ઉદ્દાલકનો શ્વેતકેતુ પ્રતિ પક્ષપાત વર્ણીને બ્રહ્મજ્ઞાની પણ રાગદોષમાં કેવા સ્ખલિત થાયછે તે પણ વર્ણ્યું છે. કવિએ અષ્ટાવક્રના વૈર નામે દોષને પિતૃઋણના કપડામાં વીંટાળ્યો છે તથાપિ રસજ્ઞ પુરૂષોને તે સમજાય એવો છે. બારમા કડવામાં શ્વેતકેતુનો ભય, મૃગયામાં થતી હિંસા, વગેરે વર્ણીને તે બે દોષનું નિરૂપણ કર્યું છે. કરસ્થિત કંકણની પેઠે બ્રહ્મજ્ઞાન સદા પ્રાપ્ત છે પણ ભ્રાંતિથી મનુષ્ય પોતાને અજ્ઞાની માને છે તે, પેંગડે પગ અને બ્રહ્મ ઉપદેશ દ્વારા જણાવ્યું છે. અહીં જનકને અષ્ટાવક્રે વ્યતિરેક રૂપે આત્માદર્શન કરાવ્યું છે. તે બહુ મનન કરવા યોગ્ય છે. તેરમા કડવામાં બંદી અને અષ્ટાવક્રના વાદ દ્વારા શુદ્ધ બ્રહ્મતત્વનું નિરૂપણ કર્યું છે. બ્રહ્મ આધાર છે અને બુદ્ધિ આદિક બીજાં તત્વો આધેય છે, તથા બ્રહ્મજ્ઞાન થવાને માટે દેશકાળાદિકની અપેક્ષા નથી

વગેરે વર્ણીને કડવું પૂરૂં કર્યું છે. છેવટે બંદીની મરણભયથી મુક્તિ, કહોડની જળમાંથી મુક્તિ, શ્રોતાઓની આત્મજ્ઞાનથી મુક્તિ અને અષ્ટાવક્રની વાદથી મુક્તિ વર્ણીને ચૌદમા કડવામાં આનંદદર્શન દ્વારા ઉપસંહાર કર્યો છે. બ્રહ્મવિદ્યાના અગાધ તત્વનું આ ગ્રંથમાં જે નિરૂપણ કર્યું છે તેનું ઉપર પ્રમાણે દિગ્દર્શન કરાવ્યા પછી કાવ્ય રૂપે આ ગ્રંથમાં શું છે તે આપણે જોઇએ.

જયદેવ કહેછે કે,—

निर्दोषालक्षणवतीसरीतिर्गुणभूषणा ॥
सालंकाररसानेकवृत्तिर्वाक्काव्यनामभाक् ॥

અર્થ—ગ્રામ્યતા, કટુતા, વગેરે દોષ વગરની, અક્ષરસંહતિ વગેરે લક્ષણવાળી, ગૌડી આદિ રીતિઓ સહિત, પ્રસાદાદિક ગુણોથી અલંકૃત, ઉપમાદિ અલંકારવાળી, અને શૃંગારાદિ રસવાળી વાણીને કાવ્ય કહેવું.

સાહિત્યદર્પણકાર કહે છે કે,—

वाक्यंरसात्मकंकाव्यंदोषास्तस्यापकर्षकाः ॥
उत्कर्षहेतवःप्रोक्तागुणालंकाररीतयः ॥१॥

અર્થ—જે રસાત્મક વાક્ય હોય તેને કાવ્ય કહેવું. ગ્રામ્યતાદિ દોષ રસને કમી કરનારા છે માટે તેને તજવા અને ગુણ, અલંકાર અને રીતિઓ રસને વધારનાર છે માટે તેનો સંગ્રહ કરવો. શ્રીમન્મહાકવિ પ્રેમાનંદનું આ કાવ્ય તેવું રસાત્મક વાક્યોથી ભરપૂર છે કે નહિ એ તો રસજ્ઞ વાંચનારને તત્કાળ જણાઈ આવે એવું છે તથાપિ સામાન્ય વાંચનારને અર્થે તેનું કાંઇક વિશેષ વિવેચન કરીએ છીએ. રસના ગ્રંથોમાં કહ્યું છે કે ઉત્તમ પ્રકૃતિવાળા નાયકમાં શાંત રસ વર્ણવી શકાય છે. સ્થાયિભાવ શમ છે; અનિત્યત્વના જ્ઞાનથી તમામ વસ્તુમાં નિઃસારપણું જોવું અથવા પરમાત્માસ્વરૂપ એ આલંબન વિભાવ છે; પુણ્યાશ્રમ, હરિક્ષેત્ર, તીર્થ, રમણિક વન, મહાપુરૂષનો સમાગમ, એ વગેરે ઉદ્દીપન વિભાવ છે; રોમાંચઆદિ અનુભાવ છે; નિર્વેદ, હર્ષ, સ્મરણ, મતિ, ભૂતદયા, આદિક વ્યભિચારી ભાવ છે. અષ્ટાવક્ર ગ્રંથમાં અષ્ટાવક્ર એ ઉત્તમ પ્રકૃતિના

નાયક છે. ઉદ્દાલક, કહોડ અને અષ્ટાવક્ર સરખાં બ્રહ્મનિષ્ઠ પાત્રોની શમ વૃત્તિ એ સ્થાયિભાવ છે. ચોથા કડવામાં કાળબળના નિરૂપણથી વ્યંજિત કરેલી સંસારની નિઃસારતા, પાંચમા કડવામાં મનનું બળ બતાવીને સૂચવેલી સંસારની કલ્પનામયતા, કહોડ અને સુજાતાના તથા અષ્ટાવક્ર અને બંદીના વાદ વગેરેથી સૂચિત થયેલું પરમાત્મરૂપ, એ સર્વ આલંબન વિભાવ છે. ઉદ્દાલકના આશ્રમનું વર્ણન વનવર્ણન, જનકની યજ્ઞસભા, વિદ્યાર્થીઓનો બ્રહ્મવિદ્યાનો પાઠ, જનક અને ઉદ્દાલક સરખા આત્મદર્શીનો સમાગમ, એ સઘળાં વર્ણીને શાંત રસનું કવિએ ઉદ્દીપન કર્યું છે. એવીજ રીતે રોમાંચાદિ અનુભાવ અને નિર્વેદાદિ વ્યભિચારી ભાવ પણ તે તે પાત્રોમાં ઠામ ઠામ વર્ણાયા છે. એ સઘળાથી આ ગ્રંથમાં શાંત રસ પ્રધાનપણે વર્ણાયો છે એ તો સ્પષ્ટ જણાઇ આવે છે. પણ તેની સાથે કવિએ જે ઠેકાણે ઠેકાણે ભાવ વ્યંજના કરી છે અને જનસ્વભાવનાં તાદૃશ્ય ચિત્રો ચિત્રાં છે એ શ્રોતાને વધારે વિસ્મય આપનારાં છે. કામ ક્રોધ, લોભ, અસૂયા, દ્વેષ, વૈર, શમ, દંભ, ધૃતિ, માત્સર્ય, અભિમાન, વગેરે ભાવોજાણે મૂર્તિમાન થયા હોય એમ કહોડ, શ્વેતકેતુ, વિદ્યાર્થીઓ, અષ્ટાવક્ર, ઉદ્દાલક, જનક, બંદી, વગેરે પાત્રોનાં વર્ણન બતાવી આપે છે, એ કવિનું ઓછું કૌશલ્ય નથી. કવિએ કયાં કયાં કેવી કેવી રીતે ભાવનિદર્શન કર્યું છે, તે બતાવતાં બહુ લંબાણ થાય માટે વાંચનારને ગ્રંથમાંથીજ તે માલમ પડશે એમ ધારી સંતોષ પામીએ છીએ.

કાવ્યની કવિતાની જો પરીક્ષા કરીએ તો તેમાં નથી ક્લિષ્ટતા કે નથી છંદોભંગ. અર્થનું સ્ફુરણ થવાને વાંચનારને વિચાર કરવો પડતો નથી. અક્ષરસંહતિ, અનુપ્રાસ, શોભા, પ્રસાદ, વગેરે લક્ષણ અને ગુણ તેમાં ઠામ ઠામ દેખાય છે. તેની પ્રત્યેક કવિતા રસ કે ભાવની વ્યંજના યુક્ત છે અને શબ્દના તથા અર્થના અલંકારો તો સામાન્ય વાંચનારને પણ સમજાય તેવા છે. એ સર્વની સાથે કવિએ પોતાના કાવ્યને શોભાવવા તે પ્રત્યેક કડવાને મથાળે એક એક છટાદાર અક્ષરમેળ છંદ મૂકયો છે અને તેમાં આખા કડવાનું તાત્પર્ય સમાવેલું છે, તથા આખું કડવું કોઈ એક સુંદર માત્રામેળ છંદમાં રચેલું છે. આવો ક્રમ આખા કાવ્યમાં સાચવ્યો છે. આ કાવ્યની કવિતાના છંદો અમે બીજા પ્રાચીન

અને અધુનિક કવિઓની કવિતાના છંદો અહીં લખીને સરખાવત તો તેથી વાંચનારને પ્રેમાનંદની ઉત્તમ કવિતારચના જોઈને વિશેષ આશ્ચર્ય થાત પણ કેટલાંક કારણથી તેમ કર્યું નથી. વળી કાવ્યપ્રકાશાદિ ગ્રંથોમાં કાવ્યનાં જે જે લક્ષણો કહ્યાં છે તે સઘળાં આ પ્રેમાનંદના કાવ્યમાં છે તે પણ લક્ષણ અને ઉદાહરણ પૃથક્ પૃથક્ આપીને જણાવવાની અમારી ઇચ્છા હતી પણ ગ્રંથ વિસ્તાર ભયથી તે રહેવા દીધું છે.

ઓખાહરણાદિ ગ્રંથો વાંચીને એમ કોણ કહેશે કે આ કવિ બ્રહ્મવિદ્યામાં પણ ઉત્તમ જ્ઞાની છે! આ ગ્રંથ વાંચતાં કવિનું કાવ્યજ્ઞાન, ભાષાજ્ઞાન, અધ્યાત્મવિદ્યા અને તેને લગતાં શાસ્ત્રોનું જ્ઞાન ઉત્તમ પ્રકારનું હશે, એમ માનવાને સંશય રહેતો નથી. ગ્રંથને અંતે કવિ લખેછે કે નંદુરબારમાં તેને રાજગુરૂપદ પ્રાપ્ત થયું હતું, તે ઉપરથી પણ તેનું અધ્યાત્મશાસ્ત્રનું સારૂં જ્ઞાન સમજી શકાય છે. તેની પાસે સેંકડો શિષ્યો હતા તે પણ એક એજ બાબતનો પુરાવો છે. ઉદરનિર્વાહ અર્થે નંદુરબાર સેવ્યું, એમ કવિએ ઘણે ઠેકાણે લખેલું હતું પરંતુ ત્યાં તે શું કરતા તે જણાવેલું ન હોવાથી ઘણાને તેમના ઉદ્યમ વિષે શંકા રહેતી. રાજગુરૂ પદ તેમને ત્યાં મળ્યું હતું, તે જાણવાથી આ શંકા દૂર થાયછે. પણ આ બાબત તેના ચરિત્રને લાગતી હોવાથી અહીં તેનો વિસ્તાર કરતા નથી. ટૂંકામાં આ ગ્રંથનું યથાર્થ વિવેચન કરવાને એક જૂદોજ ગ્રંથ લખવો જોઈએ એવું હોવાથી પ્રત્યેક વિષયનું દિગ્દર્શન કરાવી અમે વિરામ પામીએ છીએ.



॥ श्रीजगदीश्वरायनमः ॥

# प्रेमानंदकृत.

# अष्टावक्राख्यान.

## કડવું ૧ લું.

### શ્લોક.

વક્રતુંડા તમો શુંડદંડા તમો, ગર્કગ્રીવા તમો શિવનંદા તમો,
ચક્રપેટા અમો ઠેઠ જાવા અમો, ચક્રસ્વામી અમો નામિ નામું અમો;
શક્રઅર્કા નમો વક્રહુસ્તા નમો, વક્રકટચા નમો ભટચભટ્ટા નમો,
તક્રશ્વેતા સમો વેતપાદા સમો, વક્રઅષ્ટા સમો સૃષ્ટદા દે સમો. ૧

---

૧ શ્રીમન્મહાકવિ પ્રેમાનંદ અષ્ટાવક્ર નામે મોટા બ્રહ્મજ્ઞાનીનું આખ્યાન લખતાં આરંભમાં ગણપતિ નમસ્કારાત્મક પૂર્વક ગ્રંથવસ્તુનિદર્શન મંગળાચરણ કરે છે: સ્લોક—વૈકુંઠધામા. વક્રતુંડા ઇ૦—વક્રતુંડ વગેરે ગણપતિનાં વિશેષણ છે. વક્રતુંડ—વાંકા મુખવાળો. શુંડદંડા—શુંડરૂપી દંડવાળો. ગર્કગ્રીવા—હાથીના માથાના ભારથી જેનું ડોકું નમી ગયું છે એવા. શિવનંદા—શિવનો પુત્ર. ચક્રપેટા—ચક્ર જેવું ( ગોળાકાર ) જેનું પેટ છે એવો. ચક્રસ્વામી—ગણરૂપી ચક્ર-( મંડળ )ના સ્વામી. નામી—નામવાળા—પ્રખ્યાત. શક્રઅર્કા—ઇંદ્ર જેવા પરાક્રમી અને સૂર્યજેવા તેજસ્વી. વક્રહસ્તા—વાંકા હાથવાળા. વક્રકટચા—વાંકી કટિ ( કેડ ) વાળા. ભટચભટ્ટા—ભટચ( સંગ્રામ )માં ભટ્ટ—વીરરૂપ. તક્રશ્વેતા—છાશ જેવા

## ઢાળ.

સમો શુભ દે ગણનાયક તું, સેવા સાધું સાચી;
અષ્ટાવક્રા ! નમન કરૂં હું, મતિ હરો મમ કાચી. ૨
અષ્ટવક્ર આખ્યાને સેવા, અષ્ટવક્રની કરીએ;
વૃદ્ધશ્રવસે વૃત્ર હર્યો જિમ, તિમ વિઘ્નને હરીએ. ૩
ચરણકમળ મકરંદ સુવાસિત, મન ખટપદ થઇ લેશે;
વિઘ્નહારી મંગળકારી, અભયદાનને દેશે. ૪
મંગળકારી બીજો માની, દ્વૈતભાવને ગ્રે'શે;
શુભકર અશુભકારી થાશે, હાથ ઘસી તું રે'શે. ૫

---

ઊજળો. વેતપાદા–નેતરના જેવા સ્થિતિસ્થાપક પગવાળો. વક્રઅષ્ટા–અષ્ટાવક્ર ( આઠ ઠેકાણેથી વાંકા મુનિ ) જેવો. સૃષ્ટદા–સૃષ્ટિને ( સુખાદિ ) આપનાર. દે સમો–સમય આંપ–ગ્રંથ કરવાને સારો વખત આપ. આ શ્લોકમાં ગણપતિને તુંડ ( મુખ ), ગ્રીવા, પેટ, કટિ, બે હાથ અને બે પગ, એ આઠ ઠેકાણે વાંકા વર્ણીને છેલ્લા ચરણમાં તેને અષ્ટાવક્ર જે આઠ ઠેકાણેથી વાંકા હતા તેની સાથે સરખાવ્યો છે. એ અષ્ટાવક્ર આ ગ્રંથનું વસ્તુ છે માટે મંગળાચરણમાં વસ્તુનિર્દર્શન કર્યું છે. બીજા ચરણમાં ' અમો ' પદની પુનરૂક્તિ જણાય છે પદાંતાનુપ્રાસ. ષોડશદળ કમળાકાર ચિત્રકાવ્ય. **ઉપમાઅલંકાર.**

૨ અષ્ટાવક્રા–આઠ જગોએથી વાંકા એવા ગણપતિ ! ઢાળ–અઠ્ઠાવીશ માત્રાનો ચોપાયાછંદ. ૩ વૃદ્ધશ્રવસે–ઇંદ્રે. વૃત્ર–એ નામનો અસુર. હર્યો–હણ્યો.

૪ ચરણકમળ ઇ૦—**રૂપકાલંકાર.** મકરંદ–પુષ્પરસ. ખટપદ–ભમરો. અર્થાત્ ગણપતિના ચરણમાં ચિત્ત રહેશે.

૫ મંગળકારી ઇ૦—હે મન ! જો તું બીજા કોઇ દેવને મંગળકારી માનીને દ્વૈતભાવનું ગ્રહણ કરીશ તો તે દેવ શુભકર છતાં અશુભકારી થશે દ્વૈતભાવનું ગ્રહણ કરવાથી સંસારબંધનરૂપ પીડા મટતી નથી માટે અદ્વૈત એજ શ્રેયસ્કર છે એ ધ્વનિ છે.

માટે મન મસ્તાના દૃઢ થઈ, અદ્વૈત સેવ તું સાચું;
જીવ શિવકેરો ભેદ જણાશે, બ્રહ્માનંદે રાચું. ૬
આકૃણિયે અકળાતું જોઇ, વિપ્રે મનને વાર્યું;
અષ્ટાવક્ર હવે ઉચ્ચારૂં, શ્રવણ કરો જો સારૂં. ૭
પાંડવને લોમશે સુણાવ્યું, વનપરવકેરી માંયે;
યથા મતિ પ્રાકૃતમાં કરિયે, ડરિયે ડર છે જ્યાંયે. ૮
બ્રહ્મજ્ઞાની શા પૂર્ણ નહિ જે, સર્વત્ર વદિયે અમમાં;
મૂઢમતિ માને નહિ મારી, દબાઇ જાય ન દમમાં. ૯
વ્યાસ વસિષ્ઠ પરાશર પોતે, બ્રહ્મજ્ઞાની ભણે છે;

---

૬ જીવ ઈ૦—જીવ અને શિવ ( બ્રહ્મ ) એ બેમાં ભેદ શો છે તે જણાશે. અર્થાત્ વાસ્તવિક ભેદ કાંઇ નથી એમ સમજાશે. ૭ આકૃણિયે- એની મેળે. વિપ્રે-પ્રેમાનંદે.

૮ લોમશ-એ નામના મહર્ષિ. પ્રાકૃતમાં કરિયે ( મહાભારતમાં કહેલા અષ્ટાવક્રના આખ્યાનને ). ડરિયે ઈ૦—બ્રહ્મજ્ઞાની ન છતાં હું બ્રહ્મજ્ઞાની છું એમ કહેવામાં ડરિયે છીએ. એ વાત પછીના છંદમાં સ્પષ્ટ કરી છે.

૯ બ્રહ્મજ્ઞાની ઈ૦-અમે બ્રહ્મજ્ઞાની સરખા પૂર્ણ નથી જે સર્વત્ર-અર્થાત્ સર્વ કાંઈ અમારામાં છે એમ વદિયે. ( શુષ્ક બ્રહ્મજ્ઞાની જેઓ વિષયલાલસાવાળા હોઇને 'અમે બ્રહ્મ છીએ' એમ બોલે છે તેમના પ્રતિ આ આક્ષેપ છે ). કોઈ કહેશે કે ત્યારે તમે 'અહંબ્રહ્માસ્મિ' એમ કેમ બોલતા નથી ? તે વિષે કહે છે: મૂઢમતિ ઈ૦--મારી મૂઢ બુદ્ધિ એ વાતને માનતી નથી તેમ તેમના દમમાં દબાઇ પણ જતી નથી-તે પોતાને બ્રહ્મરૂપ કહે છે, તેટલાથી તેમના તેજમાં અંજાઇ જતી નથી. " कुशलाब्रह्मवार्त्तायांवृत्तिहीनासुरागिणः " " બ્રહ્મવાર્તામાં કુશળ પણ બ્રહ્માકારવૃત્તિ વિનાના અને અત્યંત રાગવાળા " પુરૂષોને ખરા બ્રહ્મજ્ઞાની કહેવા નહિ. એવા પુરૂષોની પેઠે ડોળ કરવો એ ડર છે અને ત્યાં હું ડરૂં છું, એવો પાછલા છંદની સાથે સંબંધ છે.

અદ્વૈત પદારથ કિંચિત જાણી, અહંબ્રહ્માસ્મિ ગણે છે. ૧૦

તેવી મતિ અગાધ ન મારી, મુમુક્ષુપદ મન રે'છે;

અપૂર્ણ અપૂર્વ વાણી કથે શું, તદપિ કાંઇક કે'છે. ૧૧

યુધિષ્ઠિરે લોમશને પૂછ્યું, આ આશ્રમ છે કો'નું;

જાજવલ્યમાન મહા ઝળી રહ્યું છે, દીપ્તમાન શું સોનું. ૧૨

ઘણાં ભુવન ભમતાં મુનિ જોયાં, આવું ક્યાંય ન દીઠું;

તેનું કારણ વદિયે મુનિવર, મન લાગે અતિ મીઠું. ૧૩

શાંત વૃત્તિ થઇ, પ્રવૃત્તિ ગઇ મુનિ, એકાએકે શેણે;

આહ્લાદિત મન અપાર થયું છે, (શું) અમૃત સીંચ્યું નેણે. ૧૪

આધિ વ્યાધિ ભવની ભાગી, ભૂમિમાં પગ મૂકયે;

અર્જુન કવણ અને અમિ કવણ છું, મસ્તાનું મન ચૂકે. ૧૫

સુખે જાવ સહુ યાત્રા કરવા, અમો વસું આ સ્થાને;

અજાતશત્રુની વૃત્તિ જોઇ, મુનિવર વદતા માને. ૧૬

અષ્ટાવક્રતણું આશ્રમ આ, મહામનોહર મોટું;

---

૧૦ શુષ્ક બ્રહ્મજ્ઞાની બીજું શું કહે છે તે વર્ણે છે: વ્યાસ ઇ૦--વ્યાસ વગેરે તેઓ પોતેજ છે એમ કહેછે. અદ્વૈત પદાર્થ--એક બ્રહ્મરૂપ પદાર્થ. કિંચિત્–અર્થાત્ હલકો--વિસાત વગરનો. અહંબ્રહ્માસ્મિ –હું બ્રહ્મ છું.

૧૧ અગાધ ઊંડી ( વક્રોક્તિ ). અર્થાત્ ઉછાંછળી. મુમુક્ષુપદ–મોક્ષ પામવાની ઇચ્છા રાખનારનું પદ. અપૂર્ણ–પ્રેમાનંદનું વિશેષણ. ૧૪ શાંત વૃત્તિ–( મારી–યુધિષ્ઠિરની ).

૧૫ ભૂમિમાં–આ આશ્રમની ભૂમિમાં. અર્જુન ઇ૦–અર્જુન કોણ અને અમે કોણ એ વાત મસ્તાનું મન ચૂકી જાય છે–અર્થાત્ ભ્રાતૃસ્નેહને વીસરી જાય છે.

૧૬ અજાતશત્રુ–યુધિષ્ઠિર. વૃત્તિ–મનોવૃત્તિ. માને–માનમાં–ગંભીરતાથી. અથવા અષ્ટાવક્રને માન આપીને.

સંસારાબ્ધિ તરવા જાણો, અભંગ આ છે કોટું. ૧૭

અષ્ટાવક્રમુનિ કવણ કહાવ્યા, ઇતિહાસ કહો ભૂદેવ;

હસ્ત જોડી યુધિષ્ઠિર પૂછે, ગ્રહો અમારી સેવ. ૧૮

શ્રોતાજન સાંભળજો ભાવે, લોમશઋષિ શું ભાખે;

અદ્વૈતકમળમકરંદ મોટો, ( મમ ) દુર્બુદ્ધિ શું ચાખે. ૧૯

## વલણ.

દુર્બુદ્ધિ શું ચાખે મારી, કુંઠિત થાય કપાટ રે;

બ્રહ્મજ્ઞાની શો પૂર્ણ નહિ, માનું વસમી વાટ રે. ૨૦

## કડવું ૨ જું.

## શ્લોક.

સરલ સુરસ તત્વો, ભવ્ય ભૂમિ ભણાયે,

પરમ પયસ સત્વો, પુષ્ટિકારી ગણાયે;

નવનીત મહિ મધ્યે, સત્વ રૂપે જણાયે,

શરમસુખદ તેવો, સાર ચિત્તે ચણાયે. ૧

---

૧૭ અભંગ—આખું. કોટું—કોટિયું—નાવડું. ૧૯ અદ્વૈત ઇ૦—અદ્વૈત રૂપી કમળનો મકરંદ ( રસ ). મોટો—ઉત્તમ.

૨૦ કુંઠિત—અસમર્થ. અદ્વૈત કમળના મકરંદને સાંચી રાખવાને મારૂં હૃદયરૂપી કપાટ—કમાડ અસમર્થ થાય છે. અર્થાત્ તેમાંથી તે જતો રહે છે. બ્રહ્મજ્ઞાની ઇ૦—હું અષ્ટાવક્રાદિક બ્રહ્મજ્ઞાની જેવો પૂર્ણ નથી, તેથી હું અદ્વૈતની વાટ ( માર્ગ ) વસમી માનું છું.અથવા પૂર્વોક્ત બ્રહ્મજ્ઞાની ( વક્રોક્તિ ) —શુષ્ક વેદાંતી જેવો પૂર્ણ નથી.

૧ શ્લોક—માલિની વૃત્ત. સરળ ઇ૦—સરળ અને સુરસ તત્વોમાં ભૂમિ એ ભવ્ય તત્વ કહેવાય છે અથવા જે તત્વો સરલ (સીધાં) અને સુરસ છે તે ભૂમિમાં ભવ્ય ( તેજસ્વી ) ભણાય છે. કયાં તત્વો તેવાં છે ? તે કહે છે: પરમ ઇ૦— પયસ( દૂધનાં )પરમ( ઉત્કૃષ્ટ )સત્વો જેમ પુષ્ટિકારી ગણાય છે, અને મહી (દહીં) મધ્ય રહેલું નવનીત ( માખણ ) સત્વરૂપે જણાય છે, તેમજ ( સારા ગ્રંથોનો )

## રાગ ગોડી.

સાર સુગ્રંથોતણો મનાય, સર્વ શિરોમણિ ભૂમિ ભણાય;
તેવા તત્વથી વિપ્ર અજાણ, કાઢે કોવિદ જાણ સુજાણ. ૨
યથામતિ અનુગામી હોઇ, પથ પાડયે જાવા કરૂં સોઇ;
માર્ગે જાતાં પડું અકૂળાઇ, ઊડી ચાલું પાછો ધાઈ. ૩
ઈમ કરતાં જો લાધે પંથ, સાર શોધું વક્રાંગે ગ્રંથ;
લોમશ કે' સુણ ધર્મનરેશ, મહેશ: શેષથી જેહ વિશેષ. ૪
ઉદરસ્થિત ભણિયો વિદ્યાય, બાધ કર્યો નહિ ત્યાં અવિદ્યાય;
રામ કૃષ્ણ દ્વૈપાયનવ્યાસ, તેવો અષ્ટાવક્ર પ્રકાશ. ૫
નિર્બંધ ગર્ભપાશ દેવેશ, તેવા અષ્ટાવક્ર મહેશ;
વિશેષતત્વ તત્વ એક વડું, ગર્ભાશયમાં આવી અડ્યું. ૬
જે નહિ વિષ્ણુ સદાશિવ બ્રહ્મ, તે વશિયો વક્રાંગે ધર્મ;

---

સાર જે શરમ સુખદ ( શર્મ-નિવૃત્તિ સુખને આપનાર ) છે, તે ચિત્તમાં ચણાય છે-મનમાં ચોટે છે. દૃષ્ટાંતાલંકાર .

૨ રાગ ગોડી-ચોપાઈ. ભૂમિ-ભૂમિમાં. વિપ્ર-હું પ્રેમાનંદ. કાઢે-( સાર-તત્વ કાઢે ). કોવિદ-વિદ્વાન. ૩ અનુગામી-પાછળ જનાર. પૂર્વાચાર્યોએ તત્વ કાઢવાનો જે માર્ગ પાડયો છે તેમાં હું તેમની પાછળ પાછળ ચાલું છું-તેમની પેઠે આચરૂં છું. પથ-માર્ગ.

૪ વક્રાંગે ગ્રંથ—વાંકા અંગવાળા ( અષ્ટાવક્ર )ના ગ્રંથમાંથી—અષ્ટાવક્ર ગીતામાંથી. મહેશ શેષથી-શંકર અને શેષથી. જેહ-જે અષ્ટાવક્ર.

૫ ઉદરસ્થિત ઇ૦—જે અષ્ટાવક્ર માતાના ગર્ભમાં રહીને વિદ્યા ભણ્યો હતો ( પોતાના પિતા વિદ્યાર્થીઓને ભણાવતા હતા તે સાંભળીને ) પણ ત્યાં તેને અવિદ્યા ( રજસ્તમોગુણમય માયા )એ બાધ કર્યો નહિ-અટકાવ્યો નહિ. દ્વૈપાયનવ્યાસ—પરાશરપુત્ર વ્યાસ.

૬ નિર્બંધ ઈ૦—જેવા દેવેશ ( વિષ્ણુ ભગવાન ) જન્મ ધરતા છતાં પણ ગર્ભના પાશથી બંધન રહિત છે તેવા મહેશ ( મોટા ઈશ્વર ) અષ્ટાવક્ર પણ ગર્ભમાં છતાં ગર્ભના અજ્ઞાનરૂપ પાશના બંધન વિનાના હતા.

ગર્ભાશયમાં હરિ અબુદ્ધ, અષ્ટાવક્રને ઝાઝી શુદ્ધ. ૭

કર્યો કહોઢ પિતા ઉપદેશ, ગર્ભાશયથી વદિયો શેષ;

સહસ્ર મુખે શું વેદોચ્ચાર, બાળક તિમ બોલ્યો અવિચાર. ૮

રાત દિવસ શું ગોખો વેદ, હુંથી ભણો પિતાજી ભેદ;

પંચ નવ ચતુર્દશ પચાશ, જીવ શિવની જાણો દિશ. ૯

મહાવાક્યનો મહિમા જેહ, જાણ્યે થાયે નિર્મળ દેહ;

તત્વમસિ આદિક જે ચાર, કરો જનક ! તેનો વિચાર. ૧૦

વેદ કહેલાં કીધાં કર્મ, નિવૃત્ત થઇ જાણો પરબ્રહ્મ;

એવો શબ્દ થયો ગંભીર, કહોડ જોતા નિજ શરીર. ૧૧

કર્મથકી થઈ દેવ પ્રસન્ન, શું વદતા તું મારો જન;

આકાશવાણી શકે થઇ હોય, અરૂપરૂ મુનિ જોતા સોય. ૧૨

પૂછે શિષ્યને આ શું આજ, બોલનાર એ કો મા'રાજ;

હસ્ત જોડી સ્તવતા મુનિદેવ, નમઃ શિવ બ્રહ્મ થઇ નહિ સેવ. ૧૩

વિદ્યાવિનોદિની નારી નામ, મંદહાસ્ય કરી બોલી આમ;

એવે ગર્ભે કર્યો ઉચાર, ઉદરવાસીનો એ પોકાર. ૧૪

---

૭ વક્રાંગે—અષ્ટાવક્રમાં. અબુદ્ધ—( જાણતા છતાં ) જાણનાપણાના પ્રાકટ્ય વિનાના.

૮ કર્યો ઇ૦—અષ્ટાવક્રે ગર્ભમાં છતાં પોતાના પિતા કહોડને ઉપદેશ કર્યો. શેષ–શેષ નાગના જેવો.

૯ શું બોલ્યો તે કહે છેઃ રાત ઇ૦–સ્પષ્ટ છે. પંચ ઈ૦–પાંચ મહાભૂત, નવ દ્વાર, ચતુર્દશ લોક અને પચીશ તત્વ.

૧૦ મહાવાક્ય—ચારે વેદમાં બ્રહ્મને પ્રતિપાદન કરનારાં ચાર વચન છે તેને મહાવાક્ય કહે છે. તત્વમસિ ઇ૦—तत्वमूअसि—તે ( બ્રહ્મ ) તેજ તું ( જીવ ) છે. ચારે મહાવાક્ય આગળ કહેવાશે.

૧૩ પૂછે ઇ૦—ગર્ભમાંથી અષ્ટાવક્રને બોલતા જોઇને કહોડ મુનિ શિષ્યોને પૂછે છે. ૧૪ વિદ્યાવિનોદિની—કહોડની સ્ત્રી. એનું બીજું નામ 'સુજાતા' હતું.

કર્મજડ કર્મ કરે નિરધાર, માટે દાખ્યા શુદ્ધ વિચાર;
ચઢ્યો મુનિને મન માં કોપ, કર્મકાંડીને એ આરોપ. ૧૫
ચાંડાળતણી માની ખરી વાણ, પરમ તત્વના શંકર જાણ;
કર્મકાંડીએ શાપ્યો બાળ, સાંભળજે તું ધર્મ ભૂપાળ. ૧૬
ઉદરસ્થિત કર્યો ઉપદેશ, અષ્ટાવક્ર થા નવ મિનમેષ;
શાપી પુત્ર થયા મુનિ શાંત, ગુપચુપ ગર્ભ રહ્યો મહાદાંત. ૧૭
સ્ત્રીએ પ્રબોધ્યા ધનને કાજ, જનકઘેર ગયા ઋષિરાજ;
અદ્વૈત પદારથ જાણે શૂન્ય, ઉદે પામ્યું છે કર્મનું પુણ્ય. ૧૮
ઘાલ્યા જળમાં બંદી નામ, ડુબ્યા લહ્યો નહિ આત્મારામ;
પ્રસૂતવાંચ્છના રહી ધન વિણ, કર્મકાંડી સુણજો પ્રવીણ. ૧૯

---

૧૫ ઉદરમાં રહેલો ગર્ભ શું બોલ્યો તે કહેછે: કર્મ જડ ૦—જેઓ કર્મ જડ( યજ્ઞાદિ કર્મ એજ મુક્તિનું સ્થાન છે એવા વિચારમાં જડ થઈ ગયેલા ) હોય છે તેઓ નિરધાર ( નક્કી ) કર્મ કરે છે અથવા કર્મનો નિરધાર કરે છે, માટે મેં આ અદ્વૈતરૂપ શુદ્ધ વિચાર દાખ્યા છે. કર્મકાંડી–યજ્ઞાદિક કર્મકાંડને આચરનાર. આરોપ–'કર્મજડ' એવો અપવાદ.

૧૬ ચાંડાળ ૦—પ્રસિદ્ધ શંકરાચાર્યને શિવ ચાંડાળરૂપે મળ્યા હતા. તથા અદ્વૈતમાર્ગ પસારવાનો તેમને બોધ કર્યો હતો એ વાત પ્રસિદ્ધ છે. ચાંડાલના મુખથી પ્રાપ્ત થયેલા અદ્વૈતમતનો શંકરે તો અંગીકાર કર્યો હતો. પણ આ મુનિ તો ગર્ભસ્થિત પોતાના બાળકના ઉપદેશથી પણ કોપ પામ્યા, એ તાત્પર્ય છે. કેટલાક કર્મકાંડીઓ ઇંદ્રિયજીત ન છતાં ક્રોધાદિકના પાત્ર હોય છે એ ધ્વનિ.

૧૭ અષ્ટાવક્ર–આઠ જગોએથી વાંકો. દાંત–ઇંદ્રિયદમન શીલ. ૧૮ ઋષિરાજ–કહોડ મુનિ. ઉદે પામ્યું—( વક્રોક્તિ ) અર્થાત્ ભૂડું ફળ પામ્યા.

૧૯ બંદી–વરૂણનો પુત્ર. વરૂણે પાતાળમાં યજ્ઞ કરવા માંડ્યો હતો તેમાં બ્રાહ્મણો જોઈતા હતા, તે લેવાને પોતાના પુત્ર બંદીને મોકલ્યો; પણ જ્યારે બ્રાહ્મણો ખુશીથી પાતાળમાં ન ગયા ત્યારે બંદીએ જનકપુરમાં જઇને તેમને વાદમાં પરાજિત કરી જળમાં ડૂબાડ્યા—પાતાળમાં મોકલ્યા. પ્રસૂતવાંચ્છના–પ્રસૂત થયેલી કહોડની સ્ત્રીની ધન સંબંધી ઇચ્છા.

અષ્ટાંગ વક્ર અષ્ટાવક્રીય, જન્મ્યા નારી થઈ વિણ પ્રિય;
પિતા મહાઉદ્દાલકઋષિ, બોલ્યા દુહિતા શું તે મુખિ. ૨૦
તુજ પતિ બૂડ્યાકેરી વાત, સુતશુ નવ કરતી વિખ્યાત;
(ઇમ) અગ્નિ લપાવી તૃણની માંય, મુનીશ ચાલ્યા આશ્રમ જ્યાંય. ૨૧
શ્વેતકેતુ માતુલની સાથ, અષ્ટાંગી આવ્યા ઝાલી હાથ;
ચંદ્ર રાહુ શી દીસે કળા, આવી ઉદ્દાલકને મળ્યા. ૨૨
ઈંદ્રાસન શો મુનિ ઉચ્છંગ, રાહુ શો અષ્ટાંગી અભંગ;
ચંદ્રગ્રાસ કીધો ક્ષણ માંય, ઈંદ્રાસન પર બેસે જ્યાંય. ૨૩
મુનીશમન કચવાયું સાર, કંકર શંકર લહ્યો ન પાર;
શ્વેતકેતુએ રાઢજ લીધ, ઉદ્દાલકે કીધી તે સિદ્ધ. ૨૪
આ મુજ પિતા નહિ ઈમિ આપ, તર્ક નિશ્ચયથી પ્રકટ્યો તાપ;

---

૨૦ અષ્ટાંગ વક્ર–આઠ અંગે વાંકા. વિણ પ્રિય—સ્વામી વિનાની ( જળમાં ડૂબી ગયા તેથી. ) મુખી—શ્રેષ્ઠ.

૨૧ અગ્નિ ઇ૦—અગ્નિને ઘાસમાં સંતાડવાની પેઠે કહોડના ડૂબવાની વાત અષ્ટાવક્રથી છાની રાખી. અર્થાત્ ઘાસમાં જેમ અગ્નિ છાનો રાખવાનો પ્રયત્ન વ્યર્થ છે તેમ કહોડના ડૂબવાની વાત અષ્ટાવક્રથી છાની રાખવાનો પ્રયત્ન વ્યર્થ હતો. મુનીશ—ઉદ્દાલક.

૨૨ શ્વેતકેતુ—ઉદ્દાલકનો પુત્ર અને અષ્ટાવક્રનો મામો. માતુલ–મામો. અષ્ટાંગી—અષ્ટાવક્ર. ચંદ્ર રાહુ શી—શ્વેતકેતુ ચંદ્ર જેવો અને અષ્ટાવક્ર કૂબડો હોવાથી રાહુ જેવો.

૨૩ ગ્રાસ કીધો—ગળી ગયો. અર્થાત્ રાહુ જેમ ચંદ્રને ગળે છે તેમ અહીં અષ્ટાવક્રે શ્વેતકેતુને કાઢી મૂકીને પોતે ખોળામાં બેઠો.

૨૪ કંકર—આ નર્મદાનો કંકર નથી પણ શંકર છે. અર્થાત્ આ કૂબડો અષ્ટાવક્ર સામાન્ય મનુષ્ય નથી પણ મહાબ્રહ્મવેત્તા છે એમ જાણ્યું નહિ. સિદ્ધ કીધી–અષ્ટાવક્રને ખોળામાંથી ઊઠાડી કાઢી શ્વેતકેતુને બેસાડ્યો.

જઇ માતાને પૂછ્યો સાર, શાપ ભયે દાખ્યો સહુ પાર. ૨૫
માતુલ શ્વેતકેતુની સાથ, ગયો જનકપુર વક્રીનાથ;
રીઝાવી રાજાનું મન, પુરમાં પેઠો થઇ પ્રસન્ન. ૨૬
દ્વારપાળનો ટાળ્યો બાધ, માંડ્યો વાદ બંદીશુ સાધ;
નૃપાંગ બંદી સર્વ સમેત, જીતી બંદીપર આણ્યું હેત. ૨૭
પાતાળેથી તેડ્યા બાપ, બીજા દ્વિજના ફેડ્યા તાપ;
કર્યો માતને દંડ પ્રણામ, સ્નાન કરો પ્રિય જઇને આમ. ૨૮
હર હરિથકી રૂપમાં અધિક, થા તું પુત્ર ! ટાળી મમ બીક;
સમંગા મધ્ય સમાયો સુત, અષ્ટવક્રનું નાઠું ભૂત. ૨૯
હરિ હરથકી રૂપ રસાળ, થયો કહોડતણો જે બાળ;
પિતાક્રોધ જનની બાળતી, પાર્વતી વિઘ્ન ગણનાં ટાળતી. ૩૦
ગજચર્મ ધારી ગણપતિ હત્યો, માતકૃપા ગણનાયક છતો;

---

૨૫ આ ઈ૦—આ મારો પિતા નથી એવો પોતે તર્કવડે નિશ્ચય કર્યો, ( જો મારો પિતા હોત તો મને ઊઠાડી કાઢત નહિ એવો તર્ક ) અને તેથી તેના મનમાં સંતાપ થયો. શાપ ભયે-માતાને શાપનો ભય લાગ્યો તેથી.

૨૬ વક્રીનાથ-વાંકાઓનો ધણી—અષ્ટાવક્ર. ૨૭ નૃપાંગ-કવિ વગેરે રાજ્યનાં અંગ.

૨૮ સ્નાન ઇ૦-પોતાના પતિને આણ્યો તેથી પ્રસન્ન થયેલી માતાએ અષ્ટાવક્રને કહ્યું કે હે પ્રિયપુત્ર ! આમ ( આ નદીમાં ) જઈને સ્નાન કરો ( અંગ સીધાં થશે ).

૨૯ ટાળી ઇ૦—કેમકે તારા પિતાના મરણરૂપ મારી બીક તેં ટાળી છે. સમંગા-એ નામની નદી. સમાયો-સ્નાન કર્યું. ભૂત-આઠ અંગની વક્રતા. રૂપ ઉપાધિ.

૩૦ બાળતી-ક્રોધનો નાશ કરતી. ઉદાહરણ જેમ, પાર્વતી ઈ૦—સ્પષ્ટ છે. ગણનાં-ગણપતિનાં. એકનેજ વરૂ એવા સંકલ્પથી વરવાને આવેલી સિદ્ધિ બુદ્ધિ.

માતકોપથી ભમે કુમાર, કેવું તજિયું છે ઘરબાર. ૩૧
નહીં ઠામ ઠેકાણું થયું, માતાકોપથી મૂળગું ગયું;
માતકૃપા ગણપતિને જેમ, અષ્ટાવક્ર સુધરીઓ તેમ. ૩૨
માત રે'ઢુંડે પાળે પુત, પિતા રાજ્યમાં વળગે ભૂત;
માતકૃપાથી થયો અનુપ, (તે) અષ્ટાવક્ર આશ્રમ આ ભૂપ. ૩૩
મતિમંદ સાર ન કહેવાય, કવિ કોવિદ ગુણ રૂડા ગાય;
પાકશાસ્ત્રી ગોધૂમનો સાર, કાઢે શું જે હોય ગમાર. ૩૪
મતિ અનુસારે ભજવા રામ, નામ જાણવાકેરી હામ;
જોગી શુક ને ભોગી કૃષ્ણ, રાય જનક પૂરો મમ તૃષ્ણ. ૩૫

## વલણ.

રાય જનક રાજીવલોચન, વસિષ્ઠ મહામુનિરાજ રે;
પંચ સરખા તત્વદર્શી, ક્યમ કહું કરો વિપ્રનું કાજ રે. ૩૬

---

૩૧ ગજચર્મ ધારી–શિવે. હત્યો–હણ્યો. માતકોપથી ઇ૦—કુમારસ્વામી અને ગણપતિ એ બે પાર્વતીના પુત્રોએ પોતાની માતાને કહ્યું કે અમને પરણાવો. પાર્વતીએ કહ્યું કે, જે વહેલો પૃથ્વી પ્રદક્ષિણા કરી આવે તેને આ બે કન્યાઓ વરે. મયૂરવાહન કુમારસ્વામી તો જલદીથી પ્રદક્ષિણા કરવા નીકળી પડયા પણ મૂષકવાહન ગણપતિ તો ઢીલા થઈને બેઠા. પછી તેમને વિચાર થયે કે માતા એજ પૃથ્વી છે એમ જાણીને માતાની પ્રદક્ષિણા કરી પગે લાગ્યો, તે ઉપરથી તેના બુદ્ધિ વૈભવને જોઈ એ તે કન્યાઓ ગણપતિને પરણાવી દીધી. કુમારસ્વામી પાછા આવ્યા ત્યારે ખબર પડી કે કન્યાઓ તો પરણી ગઈ છે તેથી હવે પરણવું નહિ એવો નિશ્ચય કરી ઘેરજ ન ગયા. માતાએ પુત્રના રીસાવાની વાત જાણી ત્યારે તેને મનાવવા ગયાં પણ કુમારે તેમના સામું જોયું નહિ તેથી માતાને ગુસ્સો આવ્યો અને કહ્યું કે જ્યારે તું મારા સામું પણ જોતો નથી ત્યારે તો ભમતોજ રહે. તે ઉપરથી કુમારસ્વામી ઘેર ન જતાં દક્ષિણમાંજ રહ્યા.–સનત્કુમાર સંહિતા.

૩૩ વળગે ભૂત—અર્થાત્ દુઃખી થાય. ૩૪ સાર કેમ ન કહેવાય તેનુ દૃષ્ટાંત આપે છે: પાકશાસ્ત્રી ઇ૦—સ્પષ્ટ છે. ગોધૂમનો—ઘઉંનો. સાર–તત્વ (મેંદો). ૩૬ રાજીવલોચન–કમળનેત્ર—રામ. પંચ–શુક, કૃષ્ણ, જનક, રામ અને

## કડવું ૩ જું.

### શ્લોક.

અજાતશત્રુ બોલિયા સુભૂમિ તત્વ જે કહ્યું,
સુદુગ્ધ પુષ્ટિકારી સત્વ આપને મને રહ્યું;
દધિનું સત્વ માંખણે મહત્વ સાર ગ્રંથમાં,
(તમે) વળો મહી સુદુગ્ધદા દધિ સુગ્રંથ પંથમાં. १

### રાગ મારૂ.

અરસ પરસ તત્વો વિષે, મોટાપણું અનુપ;
સ્થાનક વદિયે તેતણું, ભૂ ગો દધિ મુનિભૂપ. २

---

વસિષ્ઠ, એ પાંચ સરખા ( સમાન ) તત્વદર્શી ( બ્રહ્મતત્વને જાણનાર ) છે.

૧ શ્લોક—નારાચછંદ. અજાતશત્રુ યુધિષ્ઠિર. બીજા કડવાના આરંભમાં કહ્યું. હતું કે જેમ બધાં તત્વોમાં સારરૂપ તત્વ ભૂમિ છે, પુષ્ટિકારી પદાર્થોમાં સારરૂપ દૂધ છે, દહીંમાં સારરૂપ માંખણ છે અને ગ્રંથોમાં તત્વજ્ઞાન એ સારરૂપ છે, તેનો અનુવાદ કરીને યુધિષ્ઠિર પૂછે છેઃ અજાતશત્રુ ઈ૦—સ્પષ્ટ છે. મહત્વ—તત્વજ્ઞાનરૂપ મહત્વ. તમે ઈ૦—જો એમ છે તો તમે તે તત્વોના સ્થાનરૂપ અનુક્રમે મહી ( પૃથ્વી ), સુદુગ્ધદા ( સારૂં દૂધ આપનારી—ગાય ), દધિ ( દહીં ) અને ગ્રંથ, એના પંથમાં વળો. અર્થાત્ તત્વજ્ઞાનનો સાર જેમાં છે એવા ગ્રંથને તથા તે ગ્રંથના રચનાર અષ્ટાવક્ર મુનિના આખ્યાનને વર્ણવો.

૨ રાગ મારૂ—દોહરા. ભૂ ઈ૦—ભૂમિતત્વનું સ્થાન ( ઉત્પત્તિસ્થાન ભૂ—( પૃથ્વી—સમગ્ર પૃથ્વી ) છે, દૂધનું ઉત્પત્તિસ્થાન ગો ( ગાય ) છે, માંખણનું ઉત્પત્તિસ્થાન દધિ છે, અને તત્વજ્ઞાનના ગ્રંથનું ઉત્પત્તિસ્થાન મુનિભૂપ ( અષ્ટાવક્ર ) છે. અષ્ટાવક્રમુનિએ અષ્ટાવક્રગીતા નામનો અધ્યાત્મવિદ્યાનો ગ્રંથ લખ્યો છે તેને ઉદ્દેશીને આ કથન છે.

સાર કહ્યો જે ગ્રંથનો, વિસ્તારો ઋષિરાય;
તત્વ માંહીં ત્રૈલોક્ય છે, તે વરણો મહિમાય. ૩
સાર સુણી મન મગ્ન થઇ, ઇચ્છે છે વિસ્તાર;
અષ્ટાવક્ર અબધિતણો, પમાડિયે મુનિ પાર. ૪
દઢ અભંગ નૌકા સમા, મળિયા જો મુનીશ;
ક્યમ તટ ઝટ પામું નહીં, શેણે ચઢું ઉદિશ. ૫
દઢ શ્રદ્ધા જોઇ ધર્મની, લોમશ વદતા વેણ;
અથ ઇતિ માંડી કહું, થાય કથા સુખદેણ. ૬
ગોષ્ઠિ કરતા આવિયા, આશ્રમકેરી પાસ;
સમાધિસ્થ વક્રાંગી છે, તોડી ત્રિભુવનપાશ. ૭
પરિચર્યા પ્રભુની કરે, મૌન ગ્રહ્યું છે આપ;
શત સંવત્સર સુરના, વિત્યા જપતાં જાપ. ૮
સમાધિ મુનિ બોલે નહીં, ધર્યું પદ્માસન ધ્યાન;
વિદિત સર્વ લોમશ કરી, દરશાવે મુનિ ભાન. ૯
નમન કરી પાંચે જણાં, કરે શિષ્ય શુ વાત;
મઢી આપી વસવા ભલી, પાંડવની સુણી ખ્યાત. ૧૦
પંચ દિવસ વસવાતણો, કર્યો ત્યાંહી નિરધાર;
કથા સુણવી મુનિતણી, તરવા ભવજળ પાર. ૧૧
સ્નાન કરી નિર્મળ થઇ, ભોજન દ્વિજવર દીધ;

---

૩ સાર—સંક્ષેપ (બીજા કડવામાં). તત્વ ૪૦—જે બ્રહ્મરૂપ તત્વમાં ત્રૈલોકય રહેલું છે તેને વરણો. ૪ અબધિ (અબ્ધિ)—સમુદ્ર.

૫ ઉદિશ—ઉલટી દિશાએ (સંસાર પ્રવૃત્તિરૂપ). ૭ સમાધિસ્થ-સમાધિ ચઢાવી બેઠેલા. વક્રાંગી—અષ્ટાવક્ર. ૮ પરિચર્યા-સેવા. પ્રભુની—બ્રહ્મની. ૯ ભાન-ભાનુ—સૂર્ય. મુનિરૂપી સૂર્ય.

પરિજન સહિત પોતે જમ્યા, કથાની ઈચ્છા કીધ. ૧૨
લોમશઋષિ વક્તા થયા, શ્રોતા મુનિ ભૂપાળ;
કથા આરંભી મુનિવરે, ગુણગણ અતિ રસાળ. ૧૩
ઉદ્દાલક નામે મુનિ, ચાર વેદ મુખ પાઠ;
ઈંદ્ર ચંદ્ર સવિતા નમે, નમે વસુ જે આઠ. ૧૪
મહર્ષિ આદરમાનથી, બેસાડે નિજ પાસ;
ગાન કરે શ્રુતિ મુનિતણું, પવિત્ર થાવા આશ. ૧૫
આ આશ્રમ છે તેહનું, વસતા મુનિ આ જાગ;
સહસ્ર છાત્ર નિકટ વસે, ભણાવતા મા'ભાગ. ૧૬
અહોનિશ ધુનિ ગાજતી, શ્રુતિતણા ઉચ્ચાર;
આત્મ બ્રહ્મની એકતા, (કો) શીખે શુદ્ધ વિચાર. ૧૭
માયા ને અવિદ્યા પ્રકૃતિ, તમઃ પ્રધાનાધાર;
કો પૂછે પારોક્ષ્યને, અપારોક્ષ્ય અવિધાર. ૧૮
ગ્રંથાભ્યાસ કશું હશે, સત્યાસત્ય સ્વરૂપ;
આત્માનંતરૂપે વસે, કે રૂપ એક અનુપ. ૧૯

---

૧૨ દ્વિજવર—દ્વિજવરને. પરિજન—સેવક, કુટુંબ વગેરે પોષ્યવર્ગ.

૧૫ શ્રુતિ ઇ૦—શ્રુતિઓ પણ પોતે પવિત્ર થવાની આશાથી જે મુનિનું ગાન કરે છે. ૧૬ છાત્ર—શિષ્ય. મહાભાગ—મોટા ભાગ્યવાળા.

૧૭ ધુનિ ( ધ્વનિ )-વેદનો ઘોષ. આત્મ-પોતે-જીવ અને બ્રહ્મ ચૈતન્ય સ્વરૂપે એકજ છે એમ શીખે છે. ૧૮ માયા ઇ૦—ચૈતન્યબ્રહ્મની પ્રકૃતિ જ્યારે સત્વગુણવાળી હોય છે ત્યારે તેને માયા કહે છે અને તે જ્યારે તમોગુણ પ્રધાન ( તમોગુણ જેમાં મુખ્ય એવી ) હોય છે ત્યારે તેને અવિદ્યા કહે છે. પારોક્ષ્ય—પરોક્ષપણું. 'હું બ્રહ્મછું' એમ શાસ્ત્રથી જાણવું તેને પરોક્ષજ્ઞાન કહે છે. અને 'હું બ્રહ્મ છું' એવો અનુભવ કરવો તેને અપરોક્ષજ્ઞાન કહે છે. અપરોક્ષ્ય—અપરોક્ષપણું. અવિધાર-નિશ્ચય.

૧૯ ગ્રંથાભ્યાસ—ગ્રંથને વારંવાર વિચારવો તે. સત્યાસત્ય—જગત્ અને બ્રહ્મ એમાં સત્ય ( ત્રણે કાળમાં નાશ ન થાય એવું ) શું છે અને અસત્ય

અભેદતા શિવ જીવની, જીવ શિવ એકાકાર;
દ્વૈત જીવકૃતથી થયું, (કે) આપોપું નિરધાર. ૨૦
કો પૂછે મા'વાક્યને, प्रज्ञानंब्रह्म સ્વરૂપ;
अहंब्रह्मास्मि શું હશે, तत्वमसि મુનિભૂપ. ૨૧
अयंआत्मा બ્રહ્મ તે સમજાવો ગુરૂદેવ;
તત્વજ્ઞાનનું ફળ કહો, નિશદિન સાધું સેવ. ૨૨
પંચ મહાભૂત સ્થૂળ શું, સૂક્ષ્મ કહો ગુરૂરાય;
સ્વાંતઃકરણ ઉત્પત્તિ કહો, કર્મેંદ્રિય ક્યમ થાય. ૨૩
સૂક્ષ્મશરીર વરણન કરે, શીખે કો વિધાય;
લિંગદેહ જાણે જદા, ભવની ભાવટ જાય. ૨૪

---

(કોઇ કાળમાં પણ નાશવંત) શું છે અથવા સત્યનું શું લક્ષણ છે અને અસત્યનું શું લક્ષણ છે? આત્મા ઈ૦—અનેક દેહોમાં આત્મા અનંતરૂપે વસે છે કે તેનું એકજ રૂપ છે? અર્થાત્ પ્રતિશરીરમાં આત્મા ભિન્ન ભિન્ન છે કે બધાયનો આત્મા એકજ છે?

૨૦ અભેદતા—જૂદા નહિ હોવાપણું. શિવ-બ્રહ્મ. દ્વૈત-જગત્ અને બ્રહ્મ એ બે પદાર્થ છે એવું બેપણું. આપોપું—પોતાની મેળે.

૨૧-૨૨ प्रज्ञानंब्रह्म (प्रज्ञानमानंदंब्रह्म)—જ્ઞાનરૂપ આનંદ એજ બ્રહ્મ છે. (સામવેદનું મહાવાક્ય). अहंब्रह्मास्मि—હું બ્રહ્મ છું (યજુર્વેદનું મહાવાક્ય). तत्वमसि—તે તું બ્રહ્મ છે (ઋગ્વેદનું મહાવાક્ય). अयमात्माब्रह्म—આ આત્મા બ્રહ્મ છે (અથર્વવેદનું મહાવાક્ય).

૨૩ સ્થૂળ—મોટાં. પંચમહાભૂત—પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ. સૂક્ષ્મ—સૂક્ષ્મ પંચભૂત—ગંધ, રસ, રૂપ, સ્પર્શ, શબ્દ. સ્વાંતઃકરણ—પોતાનાં અંતઃકરણ—મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર. કર્મેંદ્રિય—વાણી, હાથ, પગ, ગુદા, ઉપસ્થ.

૨૪ સૂક્ષ્મશરીર—પાંચ સૂક્ષ્મભૂત અથવા તન્માત્રા, પાંચ કર્મેંદ્રિય. (એ બે ૨૩ મા શ્લોકની ટીકામાં કહ્યાં છે). પાંચ જ્ઞાનેંદ્રિય. (ઘ્રાણ—નાસિકાઇંદ્રિય, જીભ્હા, ચક્ષુ, ત્વચા અને કર્ણ—કાનઇંદ્રિય), મન તથા બુદ્ધિ,

તૈજસ હિરણ્યગર્ભની, વ્યષ્ટિ શીખે કોય;
સમષ્ટિપણું સમજીને, સંશે મૂગગા ખોય. ૨૫

---

એ સત્તર તત્વનું સૂક્ષ્મશરીર કહેવાય છે. ચૈતન્યમાં જ્યારે એ સત્તર તત્વની કલ્પના ઉપજે છે, ત્યારે તે સૂક્ષ્મદેહવાળો જીવ બને છે: કપિલમુનિએ સાંખ્યશાસ્ત્રમાં પણ કહેલું છે કે "सप्तदशैकंलिंगम्" ( ૩—૯ ) અર્થ સત્તર તત્વનું એક લિંગશરીર થાય છે." લિંગદેહ ઇ૦—એ સૂક્ષ્મશરીરને લિંગદેહ કહે છે. એ વાસનામય લિંગદેહ એક દેહમાંથી બીજા દેહમાં ગમન કરે છે તથા સુખ દુઃખ ભોગવે છે એમ માનેલું છે. એનું સ્વરૂપ યથાર્થપણે જાણે —તે લિંગદેહ એટલે અમુક તત્વોનોજ સમુદાય છે, પણ હું—આત્મા તેથી નોખો છું એમ જાણે ત્યારે તેને લિંગદેહવડે વિષયનાં સુખ દુઃખ ભોગવવાની ઇચ્છા રહેતી નથી; અને તેથી પરિણામે કલ્પના રહિત થઈ સૂક્ષ્મદેહનો નાશ કરી મુક્તિ પામે છે. કોઇ શિષ્યો એવું તત્વજ્ઞાન શીખતા હતા, એ ભાવ છે.

૨૫ તૈજસ ઇ૦—જેમ એક પુરૂષ એક દેહનો અભિમાની છે તેમ એક પુરૂષ ( ઇશ્વર ) સમગ્ર વિશ્વરૂપદેહનો અભિમાની છે. દેહ ત્રણ પ્રકારનો છે. સ્થૂળ (પંચ મહાભૂતનો બનેલો), સૂક્ષ્મ (પંચ સૂક્ષ્મભૂતનો બનેલો), અને કારણ ( સર્વના કારણરૂપ તમોગુણ પ્રધાન અવિદ્યા પ્રકૃતિથી બનેલો ) બ્રહ્મને વિષે પ્રકૃતિના યોગથી જે તમોગુણાત્મક કલ્પના ઉઠવી તેને કારણદેહ નામ આપેલું છે; સૂક્ષ્મદેહનું વર્ણન ચોવીશમા શ્લોકની ટીકામાં છે–અર્થાત્ તે દેહ એટલે આકારવાળો દેહ નથી પણ સ્થૂળદેહના ઉપાદાનકારણરૂપ કલ્પના વિશેષ છે; સ્થૂળદેહ તો સર્વ કોઈ જાણેજ છે. પ્રત્યેક કારણદેહના અભિમાનીને ( હું આ કારણદેહ છું એમ માનનારને ) પ્રાજ્ઞ કહે છે. પ્રત્યેક સૂક્ષ્મદેહના અભિમાનીને તૈજસ કહે છે અને પ્રત્યેક સ્થૂળદેહના અભિમાનીને વિશ્વ કહે છે. એ પ્રત્યેક દેહ પ્રતિ જૂદા જૂદા અભિમાની છે માટે તેમને વ્યષ્ટિ સંજ્ઞાથી ઓળખે છે. એજ પ્રમાણે કારણદેહોના સમુદાયના અભિમાનીને ઇશ્વર, સમગ્ર સૂક્ષ્મદેહોના અભિમાનીને હિરણ્યગર્ભ, અને સમગ્ર સ્થૂળદેહોના અભિમાનીને વિરાટ્ કહેછે. એ સઘળા જગતને પોતાનો દેહ માની તેના અભિમાની છે માટે તેને સમષ્ટિ કહે છે. અર્થાત્ ઈશ્વર એ સમષ્ટિ છે અને જીવ એ વ્યષ્ટિ છે. વિરાટ્, હિરણ્યગર્ભ અને ઇશ્વર એ ત્રણ ઇશ્વરની જૂદા જૂદા દેહ પ્રત્યે અભિમાનવાળી અવસ્થાઓ છે, તેમ વિશ્વ, તૈજસ, અને પ્રાજ્ઞ, એ પણ જીવની પોતાના જૂદા

પંચીકરણાકારના, કરે ખુલાસા ખાંત;
પંચ કોશ ગોખી મરે, શીખે કો વેદાંત. ૨૬
મહાવાકયથી એકતા, જીવ શિવકેરી જોય;
સ્વરૂપ સમાધિ ઓળખે, સમાધિ સાધે સોય. ૨૭
સમાધિઅવાંતર રૂપનો, કરે ખુલાસો ક્ષિપ્ર;
સમાધિ પ્રયોજન પૂછતાં, જણાવતા મા'વિપ્ર. ૨૮

---

જૂદા દેહ પ્રતિ અભિમાનવાળી અવસ્થાઓ છે. આ સર્વ પ્રપંચ કલ્પનામાંથી થયો છે એમ જાણીને તથા ચૈતન્યસ્વરૂપ એજ પોતાનું ખરૂં સ્વરૂપ છે એમ નિશ્ચય કરીને કલ્પનાઓથી વિરામ પામવું એ મોક્ષ છે, એમ સમજાવવાના હેતુથી લોમશઋષિ ધર્મને કહે છે કે, કોઇ તૈજસનું વ્યષ્ટિ અને કોઇ હિરણ્યગર્ભનું, સમષ્ટિરૂપ સમજીને સંશયને તજે છે-હું કોણ અને કયાંથી મને આ દેહ પ્રાપ્ત થયો એવા સંશયને દૂર કરે છે.

૨૬ પંચીકરણાકાર—પંચીકરણરૂપે પરિણામ પામેલું. પાંચ મહાભૂતમાંથી પ્રત્યેકના બે ભાગ કરવા. દરેકના એક ભાગના ચાર ભાગ કરી તે પ્રત્યેકના ચતુર્થાંશને બીજાં મહાભૂતના અર્ધમાં મેળવવો. એવી રીતે થવાથી આકાશના અર્ધા ભાગમાં પૃથ્વી આદિક બાકીનાં ચાર ભૂતના ચાર અષ્ટમાંશ મળશે, પૃથ્વીના અર્ધા ભાગમાં પૃથ્વી રહિત ચાર ભૂતના ચાર અષ્ટમાંશ મળશે, એવી રીતે સર્વે ભૂતમાં બીજાના વિભાગ મળવાથી તેમનું જે રૂપ થશે તેને પંચીકરણાકાર કહે છે. અર્થાત્ પંચીકરણ એટલે પ્રત્યેક મહાભૂતને પાંચ ભૂતયુકત કરવું. પંચકોશ—સ્થૂળદેહને અન્નમય કોશ કહે છે, ક્ષુધા તૃષાદિનું ભાન કરાવનાર પ્રાણને પ્રાણમય કોશ કહે છે, મનને મનોમય કોશ કહે છે, બુદ્ધિને વિજ્ઞાનમય કોશ કહે છે, અને જે અવસ્થામાં સુષુપ્તિ થાય છે તે કારણશરીરને આનંદમય કોશ કહે છે. વેદાંત—ઉપનિષદ્.

૨૭ એકતા—એકપણું. સ્વરૂપ૦—જે સમાધિના સ્વરૂપને—સમાધિ સાધવાના પ્રકારને ઓળખે છે તે સમાધિ સાધે છે.

૨૮ સમાધિઅવાંતર રૂપનો—સમાધિના અંગરૂપ યમનિયમાદિ અષ્ટાંગ યોગના લક્ષણનો. સમાધિ પ્રયોજન—સમાધિ કરવાનું પ્રયોજન ( હેતુ ).

સૂત્ર ભાષ્ય વાર્ત્તિક શીખે, વેદ અને વેદાંગ;
પ્રક્રિયા પ્રભૃતિ સમજીને, શીખે શાસ્ત્રો સાંગ. ૨૯
નિર્ગુણ સગુણ નિર્ણય કરે, ચતુર ખગ વિચાર;
ચતુર ફળ ને ચતુર પદ. કૂટસ્થના કોઠાર. ૩૦
મહાકાશ તે શું હશે, મેઘાકાશે કોણ;

---

૨૯ સૂત્ર—વ્યાસકૃત બ્રહ્મસૂત્ર વગેરે સૂત્રના ગ્રંથ. ભાષ્ય—સૂત્ર ગ્રંથો ઉપર વ્યાખ્યાનરૂપ રચાયલા ગ્રંથ. વેદાંગ-શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદઃશાસ્ત્ર, અને જ્યોતિષ્ય, એ છ વેદાંગ કહેવાય છે. પ્રક્રિયા—શાસ્ત્રીય રીતે કરેલું વિવેચન. પ્રભૃતિ—વગેરે. શાસ્ત્રોની પ્રક્રિયા આદિક સમજીને અંગ સહિત શાસ્ત્રો શીખે.

૩૦ નિર્ગુણ—ગુણ રહિત બ્રહ્મ. સગુણ—ગુણ સહિત ઈશ્વર. એ બેમાં સત્ય શું છે એનો નિર્ણય કરે છે. ( કોઇ અધ્યાહાર ). ચતુર—ચાર. ખગ—પક્ષી. ચતુર ખગ—જીવ અને કૂટસ્થ, તથા ઈશ્વર અને બ્રહ્મ, એ ચારને કવિએ ચાર પક્ષી કહ્યાં છે. ઉપનિષદ્માં તેમને બે પક્ષીનું રૂપ આપીને કહ્યું છે કે " द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति ॥ " " અર્થ—જીવ અને કૂટસ્થરૂપ બે પક્ષીઓ જેઓ જોડે વસનારાં અને મિત્રરૂપ છે તે દેહરૂપી વૃક્ષના માળામાં રહે છે; તેમાંનો એક ( જીવ ) વૃક્ષનાં ફળ ખાય છે ( દેહવડે કર્મફળ ભોગવે છે ) અને બીજો ( કૂટસ્થ ) અન્ન ખાતો નથી ( સાક્ષીરૂપ હોવાથી કર્મફળ ભોગવતો નથી ) તથાપિ પેહેલાના કરતાં વધારે બળવાન છે ( જીવ પરતંત્ર છે અને કૂટસ્થ સ્વતંત્ર છે ). ચતુર ફળ—ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચાર પુરૂષાર્થરૂપી. ચતુર પદ-સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય, અને સાયુજ્ય, એવા ચાર મુક્તિરૂપી. એ શું છે અને કેમ પ્રાપ્ત થાય તેનો વિચાર કરે છે. કૂટસ્થ ૦— કૂટસ્થ કયા ઠામમાં રહેલો છે એમ વિચાર કરે છે. સાક્ષી ચૈતન્યને કૂટસ્થ કહેછે. અર્થાત્ દેહાભિમાનવાળી દશામાં જે ચૈતન્યને જીવ સંજ્ઞા છે તેજ ચૈતન્યને દેહાભિમાન વિનાની દશામાં કૂટસ્થ સંજ્ઞા છે. 'હું કર્ત્તા તથા ભોક્તા છું' એમ માનીને જીવ હર્ષખેદ પામે છે, ત્યારે 'હું કર્ત્તા ભોક્તા નથી પણ દેહાદિક જે જે સુખ દુઃખ ભોગવે છે તે સર્વનો જાણનારો માત્ર હોઈને તેથી નિરાળો છું' એમ સમજીને કૂટસ્થ હર્ષખેદ વિનાનો રહે છે.

જળાકાશ જાણવિયે, ઘટાકાશ તો એણ. ૩૧
આત્માનંદ મુનિ વદો, તિતિક્ષા ઉપરામ;
જ્ઞાનજનકનો વાસ ક્યાં, શ્રેષ્ઠાધિકારી નામ. ૩૨

---

૩૧ મહાકાશ ઈ૦—જીવ, કૂટસ્થ, ઈશ્વર અને બ્રહ્મ, એ ચારનાં સ્વરૂપ ઓળખાવવાને દૃષ્ટાંત આપવાને અનુકૂળ પડવા માટે શાસ્ત્રકર્ત્તા પ્રથમ આકાશનાં ચાર સ્વરૂપનું વર્ણન કરે છે, તેનાં નામ મહાકાશ, મેઘાકાશ, જળાકાશ અને ઘટાકાશ છે. સર્વત્ર વ્યાપ્ત પ્રત્યક્ષ જે હદ વિનાનું આકાશ આપણને જણાય છે તેને મહાકાશ નામ આપ્યું છે. બ્રહ્માંડમાં અંતરિયાળ રહેલા મેઘમાં તેની ઉપરના આકાશનું સૂર્ય, ચંદ્ર, નક્ષત્રાદિ સહિત જે પ્રતિબિંબ પડે છે તેને તથા તે મેઘમાં રહેલા આકાશને મેઘાકાશ કહે છે. ઘડામાં ભરેલા પાણીમાં ઉપરના આકાશનું નક્ષત્રાદિ સહિત જે પ્રતિબિંબ પડે છે તેને તથા ઘડા સુદ્ધાં ઘડાના પાણીમાં રહેલા આકાશને જળાકાશ કહે છે. ખાલી ઘડામાં જેટલો આકાશનો ભાગ ઘેરાય છે તેને ઘટાકાશ કહે છે. કોઈ શંકા કરે કે મેઘમાં આકાશ પ્રતિબિંબિત થાય છે તેનું શું પ્રમાણ ? તો તેનું સમાધાન આ અનુમાનથી કરવું. મેઘ આકાશના પ્રતિબિંબે યુક્ત છે, જળરૂપ હોવાથી; જે જે જળરૂપ હોય તે તે તેના ઉપર રહેલી વસ્તુના પ્રતિબિંબથી યુક્ત હોય છે, જેમ જળાકાશ. મહાકાશની પેઠે ચૈતન્યરૂપ બ્રહ્મ સર્વત્ર વ્યાપ્ત છે; મેઘાકાશની પેઠે સમષ્ટિ ઇશ્વર એ માયાને વિષે પ્રતિબિંબિત ચૈતન્યરૂપ છે; ઘટાકાશની પેઠે દેહરૂપ ઉપાધિ વિશિષ્ટ ચૈતન્ય તે કૂટસ્થ છે; અને જળાકાશની પેઠે અવિદ્યામાં પ્રતિબિંબિત ચૈતન્યઅંશ તે જીવ છે.

૩૨ આત્માનંદ ઈ૦—કેટલાક શિષ્યો પૂછે છે કે હે મુનિ ! આત્માનંદ, તિતિક્ષા અને ઉપરામ, એ શું છે તે વદો. તિતિક્ષા અને ઉપરામ શબ્દ શમાદિ ષટ્ સંપત્તિના ઉપલક્ષક છે માટે તે શબ્દવડે શમ, દમ, તિતિક્ષા, શ્રદ્ધા, ઉપરામ અને સામાધાન, એ છ સમજવાં. ષટ્સંપત્તિના વ્યાખ્યાનમાં એ સર્વનું વ્યાખ્યાન આગળ કરીશું. આત્માનંદ-હર્ષ શોક રહિત અવસ્થામાં કલ્પના રહિત મનને જ્ઞાન માત્રથી જે આનંદનો અનુભવ થાય છે તે. જ્ઞાનજનક ઈ૦—જ્ઞાનને ઉત્પન્ન કરનાર ચૈતન્યસત્તાનો ક્યાં વાસ છે ? શ્રેષ્ઠાધિકારી—વેદાંતશાસ્ત્રને જાણવાની યોગ્યતાવાળા પુરૂષને અધિકારી કહે છે.

મધ્યમ કનિષ્ઠ અધિકારીને, કારણનો અધ્યાસ;
કર્માધ્યાસ મુનિ કહો, ચાર સાધનાભ્યાસ. ૩૩
નિષ્કામ સકામ શું મુનિ, અંતરંગ ઉચ્ચાર;
બહિરંગને શીખવો, અવાંતરનો વિચાર. ૩૪
પ્રતિપાદ્ય પ્રતિપાદકનો, ભણાવિયે મુનિ ભેદ;
રજ્જુ સર્પ સંશય મટે, સમીચીન શીખવો વેદ. ૩૫

---

તે અધિકારી ત્રણ પ્રકારના છે. શ્રેષ્ઠ, મધ્યમ અને કનિષ્ઠ. જે પુરૂષના મનમાં વિષયવાસનારૂપ મળ હોય નહિ, તથા વિષયાદિકની લાલસાને લીધે જેનું ચિત્ત વિક્ષિપ્ત ( વ્યગ્ર ) હોય નહિ, પણ માત્ર સ્વરૂપ ( આત્મા )નું અજ્ઞાન હોય તે શ્રેષ્ઠ અધિકારી જાણવો.

૩૩ મધ્યમ અધિકારી–જેને આત્માચૈતન્યને વિષે કારણરૂપ પ્રકૃતિનો અધ્યાસ હોય તે. ખરી વસ્તુને વિષે ખોટી વસ્તુનો ભાસ થવો તેને અધ્યાસ કહે છે. આત્મા ચૈતન્યરૂપ છે, પ્રકૃતિરૂપ નથી; એમ છતાં મધ્યમાધિકારી તેને પ્રકૃતિરૂપ દેખે છે. કનિષ્ઠ અધિકારી–આત્માચૈતન્યને વિષે જેને કાર્યરૂપ કર્મનો અધ્યાસ હોય છે તે. મુનિ શિષ્યોને બીજું શું શીખવે છે તે કહે છે: ચાર ઈ૦— વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ સંપત્તિ, અને મુમુક્ષુતા, એ ચાર સાધન કહેવાય છે.

૩૪ નિષ્કામ સકામ–ફળની ઈચ્છા રહિત કર્મ કરવું તે નિષ્કામ કહેવાય છે. ફળની ઈચ્છા સહિત કર્મ કરવું તે સકામ કહેવાય છે. અંતરંગ—મનની અંદર કરવાનાં ચાર સાધન-શ્રવણ, મનન, નિદિધ્યાસન, અને તત્પદત્વંપદનું શોધન. બહિરંગ—બહારનાં સાધન. જપ, તપ, વગેરે. અવાંતર—ગૌણ (વાકય). મહાવાકય બે પ્રકારનાં છે. જે વાકય પરમાત્મા અને જીવના સ્વરૂપનો બોધ કરે છે તે અવાંતર વાકય કહેવાય છે અને જે પરમાત્મા તથા જીવની એકતાનું પ્રતિપાદન કરે છે તે મહાવાકય કહેવાય છે.

૩૫ પ્રતિપાદ્ય—વેદાંત શાસ્ત્રે કરીને પ્રતિપાદન કરવા યોગ્ય વસ્તુ—બ્રહ્મ અને જીવની એકતા. પ્રતિપાદક–જીવ બ્રહ્મની એકતાને પ્રતિપાદન કરનારૂં શાસ્ત્ર. રજ્જુ–દોરડી. બ્રહ્મને વિષે જગતરૂપ માયાનો અધ્યાસ થયેલો છે તે

કરસ્થિત કંકણ જાણું નહીં, ધ્વંસ કહો ભૂસુર;
જીવનમુક્તિ તે શું હશે, વિદેહમુક્તિ પૂર, ૩૬
ઉક્ત અર્થની વાંચ્છના, અધિકારી અધિકાર;
સંબંધ વિષય જણાવિયે, પ્રયોજન નિરધાર. ૩૭

---

બ્રહ્મના ખરા સ્વરૂપને જાણવાથી મટી જાય છે અને જગતરૂપ માયાનો બાધ થઈ સર્વત્ર એક બ્રહ્મ માત્રપ્રતીત થાય છે, એ વિષય સમજાવવાને દૃષ્ટાંત માટે રજ્જુ સર્પનું કથન વેદાંત શાસ્ત્રમાં કરેલું હોય છે. જેમ અંધકાર વગેરે દોષથી દૂષિત થયેલા નેત્રવડે દોરડી સાપરૂપ જણાય છે અને તેથી ભય કંપ વગેરે થાય છે, તેમ અનાદિ અવિદ્યા દોષથી દૂષિત થયેલા અંતઃકરણવડે બ્રહ્મચૈતન્ય જગતરૂપ જણાય છે અને તેથી દુઃખ શોકાદિ અનુભવ થાય છે. પણ જેમ દીવાવડે તપાસીને જોતાં દોરડીને ઠામે થયેલો સાપનો ભ્રમ નિવૃત્ત થઈ જાય છે અને તેથી ભય કંપાદિક પણ એની મેળેજ દૂર થઈ જાય છે, તેમ શાસ્ત્ર-જન્ય જ્ઞાનવડે યથાર્થ બુદ્ધિથી વિચારતાં બ્રહ્મને ઠામે થયેલો જગતરૂપ ભ્રમ નિવૃત્ત થઈ જાય છે અને તેથી દુઃખશોકાદિ પણ એની મેળેજ દૂર થઇ જાય છે. રજ્જુને સર્પરૂપે દેખવી અને બ્રહ્મને જગતરૂપે દેખવું, એ વાદને વેદાંત શાસ્ત્રમાં વિવર્તવાદ કહે છે. સમીચીન-સારી રીતે.

૩૬ કરસ્થિત ઇ૦—બ્રહ્મ સર્વત્ર છે, તેમ જીવ એ પણ બ્રહ્મજ છે, એમ છતાં જે પુરૂષ એમ કહે છે કે હું બ્રહ્મને જાણતો નથી-મને બ્રહ્મ વસ્તુ પ્રાપ્ત થઇ નથી, તેમને માટે આ દૃષ્ટાંત છે. કરસ્થિત—હાથમાં રહેલું. હાથમાં રહેલા કંકણને હું જાણતો નથી, એમ કહેનાર અને બ્રહ્મને હું જાણતો નથી એમ કહેનાર બરોબર છે. અર્થાત્ જેમ હાથમાં રહેલું કંકણ પ્રાપ્ય ( પ્રાપ્ત કરવા યોગ્ય ) નથી પણ પ્રાપ્ત( મળેલું )જ છે તેમ બ્રહ્મ પણ પ્રાપ્ય નથી પણ પ્રાપ્તજ છે. ધ્વંસ—નાશ ( અજ્ઞાનનો ). અજ્ઞાનનો નાશ તે શું હશે તે મને કહો. ભૂસુર—બ્રાહ્મણ ( સંબોધન ). જીવન્મુક્તિ—જીવતાં મુક્ત દશાવાળા થવું તે. જેવા જડભરત. વિદેહમુક્તિ—જીવતાં વ્યવહારનાં બધાં કાર્ય બરાબર કરતાં છતાં મુક્તદશાનો અનુભવ કરીને દેહ છોડ્યા પછી મુક્ત થવું તે. જેમ જનકવિદેહી.

૩૭ ઉક્ત ઇ૦—વેદાંતમાં કહેલા બ્રહ્મજ્ઞાનરૂપ અર્થની વાંચ્છના ( કોને થાય અને ક્યારે થાય તે કહો ). અધિકારી ઈ૦—વેદાંતશાસ્ત્રનો અધિકારી

અનુબંધ આકર કહો, મળ વિક્ષેપ આવર્ણું;
વૈરાગ અધિકૃત અર્થને, શીખે ગુરૂવર શર્ણું. ૩૮
ષટ્ સંપત્તિ ષટ્ ગુણી, મુમુક્ષુતામાં માન;
શ્રવણ મનન સાચું કરે, નિદિધ્યાસમાં ધ્યાન. ૩૯

---

કોણ થાય છે અને તેનો અધિકાર શાનો છે તે કહો. બ્રહ્મજ્ઞાન સાંભળવાનો અધિકાર જેને યોગ્ય હોય તે અધિકારી કહેવાય છે. કોઇ પણ શાસ્ત્રનું પુસ્તક લખનારના મનમાં આ ચાર બાબતોનો વિચાર અવશ્ય હોવો જોઇએ. તે ચાર બાબતો; અધિકારી, સંબંધ, વિષય અને પ્રયોજન. જે પુરૂષ વવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ સંપત્તિ અને મુમુક્ષુતા, એ ચાર સાધનથી યુક્ત હોય તે વેદાંત સમજવાનો અધિકારી કહેવાય છે. નિત્ય ( અવિનાશી–ચૈતન્ય ) અને અનિત્ય ( વિનાશી--જડ ) વસ્તુમાં તફાવત સમજવો તેને વિવેક કહે છે. બ્રહ્મલોક સુધીનાં ઉત્તમ વિષયસુખને વિષે જે ઓકેલા અન્ન જેવો અભાવ થવો તેને વૈરાગ્ય કહે છે; શમાદિ ષટ્ સંપત્તિ અને મુમુક્ષુતા ૩૯મા શ્લોકના વ્યાખ્યાનમાં કહેવાશે. સંબંધ—ગ્રંથમાં જે પ્રતિપાદ્ય અને પ્રતિપાદક, જ્ઞેય અને જ્ઞાતા, વગેરે વિવિધ વસ્તુઓના સંબંધ વર્ણ્યા હોય છે તેનેજ સંબંધ કહે છે. વિષય —વેદાંતના ગ્રંથોમાં જે બ્રહ્મજ્ઞાન વર્ણ્યું હોય છે તે. પ્રયોજન—બ્રહ્મજ્ઞાનદ્વારા સંસારદુઃખની નિવૃત્તિ અને બ્રહ્માનંદ સુખની પ્રાપ્તિ એ પ્રયોજન છે.

૩૮ અનુબંધ આકર—અનુબંધરૂપી ખાણ. અધિકારી, વિષય, સંબંધ, અને પ્રયોજન, એ ચારને અનુબંધ ચતુષ્ટય કહે છે. મળ—વિષયવાસના-રૂપી. વિક્ષેપ—વિષય તરફ મનનું ફેંકાવું. આવર્ણું ( આવરણ )—અજ્ઞાનરૂપી પડદો, વૈરાગ—વૈરાગ્યાદિ સંપાદન કરી અધિકારવાળા થઇને ગુરૂવરને શરણે રહેલા શિષ્યો વેદાંતના અર્થને શીખે છે.

૩૯ ષટ્ સંપત્તિ ઇ૦–છ ગુણવાળી છ સંપત્તિને પ્રાપ્ત કરીને મુમુક્ષુતામાં માન ( માનસ–મન ) રાખે છે. શમ ( અંતરિંદ્રિયોનો નિગ્રહ ), દમ ( બાહા-રની ઇંદ્રિયોનો નિગ્રહ ), શ્રદ્ધા ( વેદાંત અને ગુરૂના વચનમાં વિશ્વાસ ), સમા-ધાન–વિષય સુખથી વિરામ પામવો. અને ઉપરામ—વિષયમાંથી વિરામ પામીને સકળ સાધન તજવાં તે. તિતિક્ષા—દુઃખ સુખ વગેરેને સહન કરવાનો સ્વભાવ. એ છ ગુણોને ષટ્ સંપત્તિ કહે છે. વેદાંતશાસ્ત્ર શીખવાના અધિકાર-

તત્પદ ત્વંપદનો કરે, સમજી સારો અર્થ;
વિદ્યા દેવી એક જ્યાં, ગાંઠ સાથ નવ ગર્થ. ૪૦

એમ ઘોષ વિદ્યાતણો, રાત દિવસ જ્યાં થાય;
ઉદ્દાલક વાસો વસે, કવિ કથે મહિમાય. ૪૧

આશ્રમ કેવો મુનિતણો, સમદૃષ્ટિની વાત;
આકૃણિયે વદિયે અમો, જ્ઞાનની કાળી રાત. ૪૨

કોવિદ કવિને વિનવી, સમદષ્ટિ કરી સાધ્ય;
બ્રહ્મકૃપાથી વર્ણવું, અબાધ્યને કરી બાધ્ય. ૪૩

## વલણ.

બાધ્ય નહિ કો ઈંદ્રી મારી, છે નામ પ્રેમાનંદ રે;
ક્ષર અક્ષર જાણું નહિ, પ્રબંધ કવિતા છંદ રે. ૪૪

---

વાળાએ એ ગુણો પ્રથમ મેળવવા જોઇએ. મુમુક્ષુતા—મોક્ષ પામવાની ઇચ્છા. શ્રવણ—શાસ્ત્રને સાંભળવારૂપ સાધન. મનન—સાંભળેલા શાસ્ત્રનો મનમાં વિચાર કરવો. નિદિધ્યાસન—વિચારેલા અર્થનું ધ્યાન કરવું—તેમાં તલ્લીન થઇ જવું.

૪૦ તત્પદ ઇ૦—तत्त्वमसि એ મહાવાકયમાં ત્રણ પદ છે: तत् त्वम् असि. બ્રહ્મ એ तत् પદનો અર્થ છે; જીવ એ त्वम् પદનો અર્થ છે; અને असि ( તું છે ) પદ એની એકતા સૂચવે છે.

૪૨ સમદૃષ્ટિ—સુખ દુઃખાદિકમાં સરખી વૃત્તિ રાખવી તે. આકૃણિયે ઇ૦—કવિ કહે છે કે આ સઘળું ( પૂર્વોક્ત ) અમે એમને એમજ ( સમજ્યા વિના ) બોલીએ છીએ, કેમકે જ્ઞાનની તો અમારે કાળી રાત છે—જ્ઞાનપ્રકાશ અમારામાં નથી!

૪૩ કોઈ કહેશે કે તમે જ્ઞાનના પ્રકાશ વિનાના છો ત્યારે શી રીતે આ બધું વર્ણન કરી શકો છો ? તેનું સમાધાન આપે છે: કોવિદ ઇ૦—સ્પષ્ટ છે. અબાધ્ય ઇ૦—મારી ઇંદ્રિયો અબાધ્ય–અર્થાત્ વશમાં ન રહે એવી છે તથાપિ તેને બાધ્ય—વશમાં વર્તનારી કરીને વર્ણવું છું.

૪૪ છે ઇ૦—હું તો નામેજ પ્રેમાનંદ ( પ્રેમ + આનંદ ) છું, પણ

## કડવું ૪ થું.

### શ્લોક.

બ્રહ્માના ભુવને હરિ મૃગ વસે, ભેળા ભલી ભાતમાં,
ચીતારા ગૃહમાં સુવાસ કરીને, રે'તા દિવા રાતમાં;
તે રીતે કવિને ઉરે વસી રહ્યા, વૈરે। તજી વાતમાં,
ભૂદેવાશ્રમ તેમ વ્યાઘ્ર મૃગ સૌ, વાસો વસે શાતમાં. ૧

### રાગ કાળિંગડો.

આશ્રમ અનુપમ ઉપમા આપું, સાહસ કરવા સ્વર આલાપું;
નૌકા છિદ્રિત માંહે બેશી, પાર જવા મન માંહે પેશી. ૨
હોયે હરિકૃપાની માત્રા, તો હું પારને પામું રાજા !

---

ઇંદ્રિયદમનથી થયેલો પ્રેમરૂપ આનંદ મારામાં નથી. ક્ષર—સર્વે નાશવંત ભૂત. અક્ષર—કૂટસ્થ આત્મા.

૧ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. શાંતરસ પ્રધાન આ કાવ્યમાં શાંતરસ વર્ણવવાને કવિ પાછલા કડવામાં શમ સ્થાયિ ભાવના આલંબન વિભાવરૂપ વેદાંતજ્ઞાનનું વર્ણન કરીને હવે તેના ઉદ્દીપન વિભાવરૂપ તે મુનિનો આશ્રમ અને કાળમહિમા આદિક આ કડવામાં વર્ણવતાં પ્રથમ રાગદ્વેષ રહિત એવા તે આશ્રમનું વર્ણન કરે છેઃ બ્રહ્માના ઇ૦—જગતના ઉત્પન્ન કરનારા બ્રહ્મદેવના ઘરમાં હરિ ( સિંહ ) અને મૃગ ભલી ભાતમાં ભેળા વસે છે—ત્યાં આગળ તેઓ પરસ્પરના વૈરને ધારણ કરતા નથી; તેમજ ચીતારાના ઘરમાં પણ તેઓ ચિત્રમય હોવાથી વૈર તજીને રાત દિવસ રહે છે; વળી કવિના મનમાં જે કલ્પનામય સિંહ અને મૃગ આદિ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે તે પણ તેમની વાતમાં વૈર તજીને વસી રહે છે. પણ પ્રત્યક્ષ સિંહ અને મૃગ જો કોઈ ઠામે વૈર તજીને રહેતા હોય તો તે આ ભૂદેવ( ઉદ્દાલક )ના આશ્રમમાંજ રહે છે. શાતમાં—શાંતિમાં. ઉલ્લેખાલંકાર.

૨ રાગ કાળિંગડો—ચરણાકુળ છંદ. સાહસ કરવા—( અનુપમ આશ્રમને ઉપમા આપવારૂપ સાહસ કરવા ). છિદ્રિત-કાણાવાળી.

સાંભળ એકે ચિત્તે સાથી, મતીશમા'તમ હે ભલ ભાથી! ૩

રે'તા યુધિષ્ઠિર કર જોડી, કે'તા કથા શું જોડી જોડી;

નવ થાયે પંક્તિ તો ખોડી, જેવી મારી મતિ છે ખોડી. ૪

ઊડે આશ્રમ પાસ દ્વિરેફો, લખ્યો) દ્વૈતમતવાદી કાજ દ્વિરેફો;

અદ્વૈતવાદીનાં શિખર શૂન્યે, લખી જેવી મારે હૃદે શૂન્યે. ૫

વાવ્યા ક્રમ એવા આ ક્યારે, પથ પામું હું તો આ ક્યારે;

દ્વૈત મિથ્યા અદ્વૈતની સિદ્ધિ, મહદ્દભાગી પામ્યા એ સિદ્ધિ. ૬

અષ્ટાદશ સિદ્ધિ પામ્યા યોગે, અદ્વૈતતા (કો) પામ્યા શુભ યોગે;

---

૩ સાથી–સાથવાળા ( યુધિષ્ઠિર! ) મતીશમા'તમ—મોટી બુદ્ધિવાળા ઉદ્દાલકનું માહાત્મ્ય.

૪ જોડી જોડી—બનાવી બનાવીને. મતિ છે ખોડી—ખોડવાળી મતિ છે અથવા લંગડી મતિ છે, કે જેથી ઉત્તમ ગ્રંથ રચનાના પારને હું પામી શકતો નથી.

૫ દ્વિરેફો—ભ્રમરો. ભ્રમર શબ્દમાં બે રેફો રહેલી છે માટે તેનું 'દ્વિરેફ' નામ પડ્યું છે. તે જાણે દ્વૈતમતવાદીને કાજે બે રેફો ( રકાર અક્ષરો ) ન લખી હોય તેવા જણાય છે. જેમ એક ર ( ર વર્ણ ગમે તે એક અક્ષરનો ઉપલક્ષક છે. અર્થાત્ એકપણું બતાવવાનાજ અભિપ્રાયથી ર અક્ષર કહ્યો છે). અદ્વૈતપણું બતાવે છે, તેમ બે ર દ્વૈતપણું બતાવે છે. દ્વિ રેફ ( ભ્રમર )શબ્દના અર્થમાં જે દ્વૈત ( બે ર હોવાપણું ) રહ્યું છે તેજ જાણે શું દ્વૈતને સૂચવે છે! એવી કલ્પના છે. એ આશ્રમમાં દ્વૈતમતવાદી તો ભમરાની પેઠે ઉડતા ફરે છે–તેમની ત્યાં કાંઈ ગણના નથી, એ ધ્વનિ છે. અદ્વૈત ઇ૦—મારા હૃદયમાં જેવી શૂન્યે ( શૂન્ય ) લખી છે તેમ અદ્વૈતવાદીનાં શિખર ( ઉચ્ચ સ્થાન, પણ શૂન્યે ( નિર્વિકલ્પ સ્થિતિમાં ) છે. અહીં શૂન્ય શબ્દના શ્લેષવડે પોતાની તથા અદ્વૈતવાદીની સમાનતા કરી બતાવી છે માટે **શ્લેષઅલંકાર.**

૬ વાવ્યા ઇ૦–આશ્રમના આ ક્યારામાં એવા ક્રમ ( વનસ્પતિના )વાવ્યા છે કે તેનો આ પથ ( માર્ગ—અર્થાત્ સમજણ ) હું ક્યારે પામું? અર્થાત્ ઋષિના આશ્રમનુ પૂરૂં વર્ણન કરવા હૂં શકય નથી. સિદ્ધિ–સિદ્ધતા–સાબિતી. સિદ્ધિ—ફળ.

તજી ગુરૂકૃપાથી કો આશા તે, અદ્વૈત પામી ભરિયા શાતે. ૭

પુષ્ટિ થાયે ભલી ઋતુ શીતે, રહ્યાં ભ્રમિત મન સ્થિતિ શીતે;

ન ચડે રંગ ચડયો છે શ્યામે, ટૌકે આનંદિત શું શ્યામે. ૮

ચિત્તા મૃગને બનતું સારૂં, વરૂ વણિયરનું એકજ લારૂં;

શિયાળ સસલાની છે જોડી, મદ્યએડૌ નાખી મહિષે તોડી. ૯

રીંછ રાની મંઝાર રમે છે, સૂકરને સહુ સાથ ગમે છે;

રોઝ રોજ દીનતા દેખાડે, કૂડું કોઈ કોઇનું નવ પાડે. ૧૦

સાબર શૃંગતણે તો ભારે, ઓશિંગળ થાવા ઉચ્ચારે;

ઉષ્ટ્ર અતિશે વનમાં આવે, શૃગાલાધરનો લોભ ન લાવે. ૧૧

---

૭ અષ્ટાદશ સિદ્ધિ—અઢાર સિદ્ધિઓ. ( બાપુસાહેબ ગાયકવાડના સિદ્ધિ-ખંડનમાં તેનાં નામ આપ્યાં છે તે ત્યાં જોવાં ). યોગે—યોગશાસ્ત્રના અનુષ્ઠાનથી. શુભ યોગે—સારા જોગથી. આશા તે—તે ( વિષયસુખની ) આશા. શાતે—શાન્તિએ.

૮ પુષ્ટિ ઇ૦—શીતઋતુમાં આ આશ્રમમાં ભલિ પુષ્ટિ થાય છે. અને તેમાં વસનારનાં ભ્રમિત મન સ્થિતિ શીતે ( શીત—કપૂરની સ્થિતિમાં ) —અર્થાત્ અતિશય શીતળ થઇ રહ્યાં છે. અથવા ગૃહસ્થાશ્રમીને જ્યારે શીત-ઋતુમાં ભલી પુષ્ટિ થાય છે ત્યારે આ આશ્રમમાં વસનારનાં મન તે ઋતુમાં શીતે ( લીંમડાવડે-લીંમડાનો રસ પીવાવડે ) સ્થિતિયુક્ત ( સ્થિર ) થઈને રહ્યાં છે. આ આશ્રમવાસીઓને અદ્વૈતજ્ઞાન પ્રાપ્ત થયું છે માટે તેમને બીજી વિષયવાસના સ્પર્શ કરતી નથી; એ અર્થ સૂચવવાના અભિપ્રાયથી કહે છે કે ન ચઢે ઇ૦—જ્યાં શ્યામ રંગ ચઢયો છે ત્યાં બીજો રંગ ચઢતો નથી; માટે તેઓ જાણે આનંદિત થયેલી શ્યામે ( કોયલ ) ટૌકા કરતી હોય તેમ ટૌકે છે—આનંદના ઉચ્ચાર કરે છે.

૧૧ શૃંગ—શીંગડાં. ઉષ્ટ્ર ઇ૦—વનમાં ઉષ્ટ્ર ( ઊંટ ) ઘણાં આવે છે પણ શૃગાળ ( શિયાળ ) તેના અધર ( નીચલા ઓઠ )નો લોભ લાવતાં નથી. ઊંટનો લટકતો ઓઠ જોઇને શિયાળ એમ જાણે છે કે એ તૂટી પડશે એટલે હું ખાઇ જઈશ. આ આશ્રમમાં તો શિયાળનું મન પણ નિર્મળ હોવાથી એવી કૂડી વાંચ્છના તે કરતું નથી.

સાંઢણી મનમાં થઈ નિરાશા, છૂટી કોશ કાપ્યાની આશા;
શેલા ગાયતણા તો છૂટા, બંધન મહિષી આદિ વિખૂટા. ૧૨
એ રીતે પશુ મગ્ન ઘણેરાં, એ મા'તમ ઉદ્દાલકકેરાં;
સદાય પક્ષી પરોઢ ધરે છે, મસ્તાનાં થઇ વંન ફરે છે. ૧૩
સિંચાણ ગૃધ્ર ન મારે કોને, શુકબાળ કાક રમે છે જોને;
ચતુર્પદી ને ચકલી જ્યાંહી, જાયે મન માનેછે ત્યાંહી. ૧૪
તીતર બુલબુલ ખંજન આ જે, વૈરો તજી રમેછે આજે;
જો પારેવા કોયલ કોટિ, કરે ગરજાણ શું વાતો મોટી. ૧૫
કપોત વદે કોઇને કોઈ, જાણે ટગમગ રહિયે જોઇ;
રવ રેવાચકલી સુણાયે, શિર્ષ વગર હલવે ધુણાયે. ૧૬
પિયુ પિયુ પપૈયા બોલે, સારિકા સ્વર તુલના તોલે;
પોપટ પરો રહીને નારી, સારિકાને જોતો સારી. ૧૭
કળાધરની કળા બહુનામી, થાતી ઢેલ પતિઅનુગામી;
ચક્ર ચક્રવાકી સંભારી, અન્યોન્યે મળતાં અવિધારી. ૧૮
ઉલૂક કાક મને છે મગ્ન, લઢાઇનું લાગે નવ લગ્ન;

---

૧૩ સદાય ઇ૦—પક્ષીઓ સદાય પરોઢ ધરે છે. પ્રાતઃકાળમાં પક્ષીઓ જેવો આનંદનો અવાજ કરે છે તેવો આ આશ્રમમાં સદૈવ આનંદ હોવાથી તેમને સદૈવ પ્રભાત છે.

૧૪ સિંચાણ—બાજ. ગૃધ્ર—ગીધ. ચતુર્પદી—ખીસકોલી. ૧૬ કપોત—હોલો. કોઇને કોઇ—હોલાના ઉચ્ચારનો લોકોએ જોડી કાઢેલો અર્થ. હોલો જે બોલે છે તેમાં જાણે તે એવું બોલતો હોય કે " કોઈ કોઇને કોઈ " અર્થાત્ આશ્રય વગરનાને વિશાળ જગતમાં કોઇ ને કોઈ પણ મળી આવે છે. રવ—શબ્દ. શિર્ષ—માથું.

૧૭ સ્વર તુલના—ષડ્જ, ઋષભાદિ સ્વરોની તુલના તોલે છે—તેની બરોબર સ્વર કાઢે છે. પરો—દૂર. ૧૮ કળાધર—મોર. પતિઅનુગામી—પતિની પછવાડે ચાલનારી. ચક્ર—સારસ નામે પક્ષીમાં નર. ચક્રવાકી–ચક્ર પક્ષીની સ્ત્રી.

વાગોલ મુક્ત કરી છે દોષે, છોડ્યા કીબડીએ તો રોષે. ૧૯
એમ સહુ પંખી ત્યાં જાતે, હળીમળી રમતાં દી રાતે;
ઉરગ કીટ પતંગ અપારી, તેની જાત જોયે વિસ્તારી. ૨૦
પણ શ્રોતાનો જાયે ધર્વ, રખે સમજતા એમાં ગર્વ;
પ્રાણીશાસ્ત્રમાં ભરિયાં નામ, મારે તેનું શું છે કામ. ૨૧
સમદષ્ટિનો ભજવું ભાવ, જેવો મારો પડશે દાવ;
માનવ દાનવ વૈરની વાત, સહુ મુનિ મઠ માંહે સાક્ષાત. ૨૨
વૈર પશુ પક્ષીનાં ત્યાજ, કરાવિયાં એવા મા'રાજ;
શાંતિ શાંતિ શાંતિ એક, છાત્ર ટેક શીખે વિવેક. ૨૩
મારૂં તારૂં મૂક્યું પૂરે, હાર જીત મૂકી છે શૂરે;
એ મહિમા આશ્રમનો જુઓ, મહીપતિ ભ્રાંતિનું મૂળ ખુઓ. ૨૪
આજ્ઞાંકિત સર્વે છે આંહી, ઉમગે આનંદ મનડા માંહી;
અજીત એક જીત્યો ના જાયે, તે પણ કંપી રે'તો રાયે. ૨૫
અમર કર્યાં ઋષિએ સહુ ઝાડ, અમર કર્યા મુનિએ સહુ પા'ડ;
પશુ પંખી પર રાખી દષ્ટ, કાળથકી નવ પામે કષ્ટ. ૨૬
તદપિ મા'ત્મ્ય કાળનું જુઓ, સંશે રાજા સર્વે ખુઓ,

---

૧૯ ઉલૂક—ઘૂડ. ૨૦ ઉરગ—સાપ. જોયે—જોઇએ. ૨૧ ત્યારે કેમ વિસ્તારતા નથી તેના ઉત્તરમાં કહે છેઃ પણ ૪૦—સ્પષ્ટ છે. ધર્વ—સંતોષ—શ્રદ્ધા.

૨૨ સમદષ્ટિનો ૪૦—સમદષ્ટિપણું શ્રોતાને બતાવી આપું છું. માનવ ૪૦—માનવ અને દાનવને સ્વાભાવિક વૈર હોય છે એ વાત પ્રસિદ્ધ છે તથાપિ આ મુનિના મઠમાં તો સહુને સાક્ષાત્કાર થવાથી વૈર રહિત છે, એ ભાવ.

૨૩ ટેક—ટેક ધરીને. ૨૪ પૂરે—પૂર્ણ થયેલાએ. ૨૫ ઉમગે—ઉલટે. અજીત—ન જીતાય એવો—કાળ.

આવે પાનખરઋતુ દિન, સૂકાં પત્ર તો થાયે ભિન્ન. ૨૭
પુષ્પિત વૃક્ષ કે હોયે છોડ, તેનો તો સુણાવું તોડ;
સુમનસ શિષ્ય ગ્રહે ગુરૂ કાજે, કાળતણું બળ ત્યાં બિરાજે. ૨૮
આનંદ અતિ કરતાં પંખીડાં, પડતામાં કાળે તે ભીડ્યાં;
નામતણો તો કરવો નાશ, કાળ પસારી બેઠો પાશ. ૨૯
એને જીત્યો નહિ કો મુનિ, વેદાદિકની કરતાં ધુની;
મહાન્તને મનથી ભય ભાગ્યો, અજ્ઞાનીને બમણો જાગ્યો. ૩૦
કરેછે આજ્ઞાંકિત મુનીશો, જ્યમ બાજીગર નચવે કીશો;
વશ વરતે ચૂકે નવ દાવો, સમય થાય કે કે'શે આવો. ૩૧
ના હા કરતાં લેઈ જાયે, કાળ ચિરંજીવીને ખાયે;
મહાત્માનું ખોટું નવ ભાખું, (પણ બચિયો કાળથી કોને દાખું). ૩૨
સ્વતંત્ર કપટી એવો કાળ, ઉદ્દાલક તેજની જળતો ઝાળ;
ફરતો ચોકી ચારે પાસે, લાગ જોવા કે દાસની આશે. ૩૩
પણ હુંકારો દેતો હાકે, એમ કાળ ચઢાવ્યો ચાકે;
કામ ક્રોધાદિ ષડ્ રિપુ સાથે, મુષ્ટીવાળી ગ્રે'તા હાથે. ૩૪
વિકાર માત્ર વેગળા ભાગે, એક અદ્વૈતપદ અનુરાગે;
વસિષ્ઠ જેવા છે આચારી, અરૂંધતિ સરખી છે નારી. ૩૫

---

૨૭ ભિન્ન—જૂદાં ( વૃક્ષથી ). અર્થાત્ નાશ પામે. ૨૮ સુમનસ—ફૂલ. શિષ્ય ગુરૂમાટે પુષ્પ તોડે તથાપિ કાળ તો તેમાં પણ પોતાનું કાર્ય કર્યેજ જાય છે—પુષ્પનો નાશ કરે છે !

૨૯ પડતાંમાં - ભૂમિ ઉપર. ૩૧ કીશો -વાનરો. ૩૩ ઉદ્દાલક ઇ૦— એવો છતાં પણ તે કાળ ઉદ્દાલક મુનિના તેજની ઝાળમાં જળતો હતો-કાળ તેમનાથી બીહીતો હતો. લાગ ઇ૦-ઋષિના આશ્રમની ચારે પાસે કાળ ચોકી ફરતો હતો, તે વિષે કવિ કહે છે કે તે તે લાગ જોવાને ફરતો હશે કે મુનિનું દાસત્વ કરવાની આશે ફરતો હશે ( તે તો વાંચનારે સમજી લેવું. ) ૩૪ સાથે —સામટા.

એક પુત્ર ને એકજ પુત્રી, સંતતી મુનિવર લાગી સૂત્રી;
તેહતણી તો કથા ઉચારૂં, સાંભળજો લાગે જો સારૂં. ૩૬
શાંતિમાં ભ્રાંતિ ના હોયે, શાંત મધ્ય જીવ શિવને જોયે;
ઉન્નત જોવા સુણવા જ્ઞાની, રંગલારંગ વિજ્ઞાનની વાણી. ૩૭
સમાધિષ્ઠ જોઈ દયાર્દ્રસાધુ, ક્રોધ જડામૂળને આરાધું;
રિપુ વિજ્ઞાન ખડ્ગે છૂંદાશે, અસાધુની નિંદા તો થાશે. ૩૮
લઘુઆ'રી જાતા સાધુ જોઇ, ભયની સમીર સાચવે સોઇ;
હરિબાળ ગજ નાખે મારી, બાળકથી બંદી પડ્યો પુકારી. ૩૯
ઉપદેષ્ટા અદ્વૈત જણાવે, (હું) મૂઢમતિને રસ કોણ ભણાવે;

---

૩૬ એક પુત્ર—શ્વેતકેતુ. ( બીજો પુત્ર નચિકેતા નામે હતો એમ ગ્રંથાંતર ઉપરથી જણાય છે ). એક પુત્રી—સુજાતા કે વિદ્યાવિનોદિની.

૩૭ ભ્રાંતિ–બીજા શ્રૃંગારાદિ રસની. શાંત મધ્ય—શાંત રસના વર્ણનમાં. ઉન્નત ઈ૦—જેમ શૃંગાર વર્ણનમાં તમે ઉન્નત ( સ્તન )નું વર્ણન સાંભળતા હતા તેમ અહીં સુણવાની ઇચ્છા હોય તો જ્ઞાનીઓને જોવા. અર્થાત્ જ્ઞાનીઓજ ઉત્તમ છે. રંગલારંગ ઇ૦—રંગલાના રંગને ઠામે ( હાસ્યરસને ઠામે ) અહીં શાંતરસમાં વિજ્ઞાનની વાણી છે.

૩૮ દયાર્દ્ર–દયાથી ભીંજેલા. કરૂણરસને ઠામે અહીં દયાળુ સાધુઓનું વર્ણન છે. ક્રોધ ઇ૦–ક્રોધનું તો અહીં જડામૂળજ કાઢી નાખેલું છે. રૌદ્રરસને ઠામે અહીં ક્રોધના નાશનું વર્ણન છે. રિપુ ઇ૦–વીરરસને ઠામે અહીં વિજ્ઞાન ખડ્ગથી કામાદિક ષડ્ રિપુનો નાશ વર્ણવ્યો છે. અસાધુ ઇ૦–બીભત્સરસને ઠામે અહીં અસાધુઓની નિંદા વર્ણી છે.

૩૯ લઘુ આ'રી ઈ૦–ભયાનકરસને ઠામે અહીં માત્ર વાયુનોજ ભય વર્ણાગો છે કે જે લઘુ ( થોડો ) આહાર કરવાથી સૂકાઇ ગયેલા સાધુઓ પોતાના ઝપાટાથી ઉડી જાય નહિ એવા ભયથી તેમની સોઇ સાચવે છે. હરિબાળ ઇ૦–જેમ સિંહનું બાળક હાથીને મારી નાખે તેમ બાળક એવા અષ્ટાવક્રથી વરૂણપુત્ર બંદી પુકારીને પડ્યો–પરાજય પામ્યો. અદ્ભુત રસને ઠામે અહીં એ વર્ણન છે.

ભણિયો ભણાવ્યો હું તે દાખું, એમ મનમાં જે બાકી ન રાખું. ૪૦
પણ મારૂં ધાર્યું ના થાયે, મનતરંગ ફોકટ અકળાયે;
હવે કહોડની કથા ઉચારૂં, ચિત વિચ લાગે જેથી ચારૂ. ૪૧

## વલણ.

ચારૂ લાગે ચિત્તમાં, અષ્ટાવક્રઆખ્યાન રે;
કોવિદ કવિ તેવું કરે, મહા જેહ મતિમાન રે. ૪૨

## કડવું ૫ મું.

### શ્લોક.

ઉપાધિ શૌરિને, કમળનયની અબ્ધિજથકી,
ઉપાધિ બ્રહ્માને, સરલસતી સાવીત્રીજ નકી;
ઉપાધિ મા'દેવા, થઇ ગિરીશજા દક્ષમખમાં,
ઉપાધિ સ્ત્રી તેવી, જગતીસુરને લાવી દખમાં. ૧

---

૪૦ ઉપદેષ્ટા–ઉપદેશ કરનાર. જે ઉપદેશ કરનાર હોય છે તે તો અદ્વૈતનો ઉપદેશ કરે છે ત્યારે મારા સરખા મૂઢ બુદ્ધિવાળાને રસ કોણ ભણાવે ?

૧ શ્લોક–શિખરિણી. ઉદ્દાલક મુનિને સ્ત્રીરૂપી ઉપાધિથી દીકરીને યોગ્ય વર શોધવાની ઉપાધિ આવી પડી એમ વર્ણવવાને વિષ્ણુ આદિક દેવોને પણ સ્ત્રી ઉપાધિ છે એમ વર્ણે છેઃ શૌરિ–કૃષ્ણ–વિષ્ણુ કમલનયની–કમળ સમાન નેત્રવાળી. અબ્ધિજ–( અબ્ધિજા )–સમુદ્રસુતા–લક્ષ્મી. સરલ–સીધા સ્વભાવવાળી. ગિરીશજા–પર્વતરાજ હિમાલયની પુત્રી પાર્વતી. પાર્વતી પૂર્વે દક્ષપુત્રી સતી નામે હતી માટે અહીં કવિએ સતીને ઠામે સતી અર્થવાચક પાર્વતી શબ્દ મૂક્યો છે. દક્ષમખમાં–દક્ષના યજ્ઞમાં. શિવપત્ની સતી પોતાના પિતા દક્ષના યજ્ઞમાં બળી મૂઇ હતી એ કથા પ્રસિદ્ધ છે. જગતીસુર–બ્રાહ્મણ–ઉદ્દાલક. દખમાં–દુઃખમાં.

## રાગ આશાવરી.

ધર્મસૂનુ સુણિયે મુનિ ગાથા, શ્રદ્ધા રાખી મુનિ સંસાર,
અનસૂયા શી પત્નીથી પ્રકટ્યાં, એક પુત્ર પુત્રી નિરધાર;
શત સૂનુની ચિંતા નવ કરશી, એક પુત્રી દુઃખનો અંબાર,
પ્રિય પિતાને મનથી અતિશે, તેને પ્રિય હોશે ભરતાર. ૨

પરાયું ધન મુખથી ઉચ્ચારે, કરે અન્યકાજે સંભાળ,
પુષ્ટ કરે તન રોગ કાજ શું, મિથ્યા જગત લહે સુરસાળ;
ગાંડી ઘેલી વાતો એવી, સીધી સટ કરી દેતો કાળ,
દ્વાદશ વર્ષની વિદ્યાવિનોદિની, પાણી પે'લી બાંધવી પાળ. ૩

નવયૌવન મુગ્ધાને જોઈ, મુનિપત્ની આવ્યાં મુનિ પાસ,
વરવાજોગ વિધુવદની થઇ, પૂરો સ્વામી તેની આશ;
ધાન્ય રાંધ્યું રાખી ન શકાયે, પુત્રી જોઇ મન થાય ઉદાસ,
વર વર મુનિવર ખોળી કાઢો, તોડો મમ મનકેરા પાશ. ૪

સાચો બ્રહ્મ જગત છે મિથ્યા, એ સિદ્ધાંત મુનિ કરતા સિદ્ધ,
દૃશ્યમાન મિથ્યા ક્યમ માનું, આગમ વાણી જગત પ્રસિદ્ધ;
તત્વતણા નિર્ણય પર આવ્યાં, લાવ્યાં પત્ની અષ્ટમા'સિદ્ધ,
સુણી વાત મન ભ્રમિત થયું છે, મળી મુનિવરને નવનિધ. ૫

---

૩ દીકરી પરાયું ધન છે એમ મુખથી કહેતાં છતાં પણ બીજાને કાજે લોકો સંભાળ કરે છે, એ વાત દૃષ્ટાંતથી સિદ્ધ કરે છે: પુષ્ટ ઇ૦—જેમ શરીરને લોકો પોતાનું જાણીને તેને રોગને કાજે જાણે પુષ્ટ કરે છે અને મિથ્યા જગત્‌ને અતિ રસાળ લહે છે તેમ. પાણી ઇ૦-અર્થાત્ યૌવન આવતા પહેલાં તેના વિવાહની તજવીજ કરવી જોઇએ.

૪ નવયૌવન-નવી જુવાની જેને આવી છે એવી. મુગ્ધા-મુગ્ધ દશાવાળી. વર વર—શ્રેષ્ઠ વર. પાશ—બંધન. અર્થાત્ અકળામણ.

૫ સ્ત્રીએ મુનિને આ ઉપાધિરૂપ કાર્યમાં નાખ્યા તેથી બ્રહ્મસત્ય અને

સ્વામી એ સરખો ( અમો ) શોધીશું, તમો નિરાંતે બેસો નાર,
વારૂ કહી મુનિપત્ની વળતાં, પછે ઋષીશ્વર કરે વિચાર;
દુહિતા જેવો ભર્તા જોવો, ચાર વેદ પારંગત પાર,
ચાર વેદ ખટ આગમ શીખી, મળશે તેવો ક્યાં ભરતાર? ૬
ચાર શિષ્ય જગતીમાં જોવા, મુનિવર કરતા ત્યાં તૈયાર,
વિદ્યાવિનોદિનીએ જાણ્યું કે, મળી પિતાને તે નિરધાર;
મુંજ એક શ્લોકાર્થ કરે તે, જો જો કહી લજાઇ નાર,
મંદહાસ્ય કરી મુનિવર બોલ્યા, લખી લાવ્ય જયમ થાય ન વાર. ૭
સ્વસ્થાનક જઇ પુસ્તક જોતી, તાલપરણ લિખિત અનંત,
વેદ વેદાંગ ઉપનિષદ જોતી, કાઢતી સત્વર તત્વ મહંત;
સૂત્રે ભાષ્ય ભણી તે મહિલા, પામી જેનો ઝટપટ અંત,
સિદ્ધાંત એક શોધીને કાઢ્યો, જાણે જે કો પ્રજ્ઞાવંત. ૮
શ્લોક રચી લખી તાલપત્ર પર, ગઇ પિતા પાસે ગુણવાન,
છાત્ર પાસ તે પર્ણ પડાવ્યું, માતાને જઇ મળી મતિમાન;

---

જગત્ મિથ્યા ' એ સિદ્ધાંત માનનારા મુનિનું મન ભ્રમિત થયું. ભ્રમિત કેમ થયું તે કહે છે: દૃસ્યમાન ઇ૦—આ સ્ત્રી પુત્રાદિક જગત્ જે મારા આગળ દેખાય છે તેને હું મિથ્યા કેમ માનું ? જો મિથ્યા માનું તો બ્રહ્મસિદ્ધાંતમાં મગ્ન થયેલા મને તેમાંથી ખસેડીને આ પ્રવૃત્તિમાં કોણ નાખે ? માટે દૃસ્યમાન જગત્ સત્ય થવા જાય છે; પણ તે અસત્ય છે, એવી વેદની વાણી જગત્માં પ્રસિદ્ધ છે. માટે શું સાચું હશે એવો ભ્રમ થયો. તત્વ ઇ૦—તેમનાં પત્નીએ તો તત્વનો નિર્ણય ઝટ કરી આપ્યો અને અષ્ટ મહાસિદ્ધિરૂપ " આ વાર્તા " ( દીકરીનો વિવાહ શોધવાની ) લાવ્યાં, પણ તેથી મુનિનું મન તો ઉલટું ભ્રમિત થયું છે. નવનિધ મળી–( વક્રોક્તિ ).

૬ પાર ઇ૦—ચાર વેદ અને ખટ આગમ ( શાસ્ત્ર ) શીખીને તે સર્વની પાર ગયેલો.

૭ જગતીમાં–પૃથ્વીમાં. ૮ તાલપરણ–તાડપત્ર. મહંત–મોટું. પ્રજ્ઞાવંત–બુદ્ધિશાળી.

સંમત્તિથી સરવે કીધું, શ્લોકાર્થે દઉં તનનું દાન,
મુનિવર વાંચે શ્લોક લખ્યો જે, સુણે મળિયા શિષ્ય મહાન. ૯

## શ્લોક.

બે નેત્ર એક રૂપથી ભલી ભાત ભાળે,
બે પાંખ એક થઇને નભ પાર ચાલે;
બેથી બને નવ બને વદિયે મરાળો,
છે દુગ્ધ નીર નિરખો મતિ હંસ મા'લો. ૧૦

## રાગ ચાલતો.

વાંચી શ્લોક દુહિતાકેરો, ઉદ્દાલક મન મગ્ન અપાર,
ચાર શિષ્યને યોગસિદ્ધિથી, કહ્યું ફરો ભૂમિતલ સાર;
જે શ્લોકાર્થ કરે તેનો તમિ, કુલાચાર પૂછો પરિવાર,
વિદ્યાવિનોદિનીને દરશાવું, રૂચે તેહ માને ભરતાર. ૧૧
ગયા શિષ્ય આ ફરતા ફરતા, નવ ખંડ પૃથ્વી આપોઆપ,

---

૯ પર્ણ—પત્ર. સંમતિ ઇ૦—માતાને જઈને કહ્યું કે પિતાની સંમતિથી સર્વે કર્યું છે; એ શ્લોકનો જે અર્થ કરે તેને મારૂં શરીર અર્પણ કરૂં.

૧૦ શ્લોક—વસંતતિલકા. બે નેત્ર—જ્ઞાન અને કર્મરૂપી. એકરૂપથી—જ્ઞાન જેમ મોક્ષદાતા છે તેમ કર્મ પણ અંતઃકરણ શુદ્ધિદ્વારા મોક્ષદાતા છે. માટે મોક્ષરૂપ ફળ આપવામાં તે બન્ને એકરૂપ છે. બે પાંખ—જ્ઞાન અને કર્મરૂપી. એક થઇને—અદ્વૈત બ્રહ્મરૂપ થઇને. નભ—શૂન્યશિખર. બેથી ઇ૦—એ બેથી જે મોક્ષ સિદ્ધિરૂપ કાર્ય બને છે તે એકલા કર્મથી કે એકલા જ્ઞાનથી બને નહિ. હે મરાળો—હંસ જેવા વિદ્વાનો ! છે ઇ૦—દૂધ અને નીર એકઠું કર્યું હોય તેવો આ પ્રશ્ન છે માટે જેમની મતિ ( બુદ્ધિ ) હંસ જેવી હોય તે મા'લો—અર્થાત્ આ શ્લોકનો અર્થ કરો.

૧૧ યોગસિદ્ધિથી—( કારણ કે યોગબળથી તેમને આકાશાદિમાં જતાં વિઘ્ન નડે નહિ ).

યોગબળે આકાશે ઉડે, સ્વેચ્છાએ ટાળે સંતાપ;
વૃદ્ધ વૃદ્ધ જન પરા કરીને, જોતા મહિલાકેરે માપ,
વૃદ્ધ પૂછે તેને બતલાવે, શકે જરઠ શા દેતા શાપ ! ૧૨
વાસવવૈભવ વિવિધ જોઇ, પામ્યા આનંદ મુનિબાળ,
ઇંદ્રસભામાં પર્ણ ફેરવ્યું, ઉત્તર મળિયો નહિ તતકાળ;
ત્યાંથી યમની સભા નિહાળી, થયા નહિ તેમાં પણ ન્યાલ,
બ્રહ્મસદન સુધી તે ભટક્યા, વોરતનો મળિયો નહિ માલ. ૧૩
અપવર્ગ સર્વ એમ નિહાળી, પાતાળે કરતાજ પ્રવેશ,
વરૂણસભામાં પત્ર ફેરવ્યું, નાગાદિક રાખ્યા નહિ શેષ;
રૂપ પાલટી ગુપ્ત જગાએ, જાતા ધારી વિધ વિધ વેશ,
કાર્ય થયું નહિ તે અકળાયા, રાશિ ગણતા મીન ને મેષ. ૧૪
ભૂમિ પર ભૂદેવો આવ્યા, જોતા રાજસભાના ઘાટ,
થાતા આનંદિત અતિશે, નવ નિરખેલા નિરખી ઠાઠ;
કોઇ નગરમાં પંક્તિ જોતાં, નિહાળતા અતિ સુંદર હાટ,
કોઇ સ્થળે પૂજાદિક પામી, બ્રહ્મઋષિ શા પામે પાટ. ૧૫
એમ અટન કરતાં મન માંહે, થાયે વિધ વિધના ઉચ્ચાટ,
બ્રહ્માનંદ કે' ભલું થયું એક, સુઝી આવી મુજને વાટ;
નિરખો તાપસનાંજ તપોવન, વિદ્યાવિનોદિનોકેરે માટ,
વધુ દિન થાતાં જાણો લાગે, ભણી ગણી વિદ્યાને કાટ. ૧૬

---

૧૨ વૃદ્ધ ઇ૦–વૃદ્ધમાં તો જે પૂછે તેને પત્રી બતલાવે; કેમકે રખેને જરઠ-શા ( વૃદ્ધ સરખા ) તેઓ શાપ ન દે !

૧૩ વાસવ–ઇંદ્ર. બ્રહ્મસદન–બ્રહ્માનો લોક. ૧૪ અપવર્ગ–સ્વર્ગલોક. રાશિ ઇ૦–કામ ક્યારે સિદ્ધ થશે એવી ઉત્કંઠાથી મીન, મેષ, ઇત્યાદિ રાશિ ગણતા—જોષ જોતા.

૧૫ નવ નિરખેલા—( વનવાસી હોવાથી ). ૧૬ બ્રહ્માનંદ–ચારમાંના એક શિષ્યનું નામ.

મોદકાનંદ થઇ આમોદિત, ભોમાનંદ શું કરતો વાત,
શાંતીશાદિક સરવે સુણજો, મારા મનમાં પડી જે ભાત
કહોડ જોઈ વિદ્યાવિનોદિની, કરે રૂપ ગુણકેર ખ્યાત,
શાસ્ત્રાર્થ કરે શું સમજી શ્યામા, જોતા ગુરૂજી જાતો જાત. ૧૭
સહસ્ર શિષ્યમાં કહોડ વા'લો, (શું) એના જેવો અન્ય ન થાય,
ગુરૂઘરમાં રે'તો એ નિશદિન, ગુપ્તસ્થાન માંહે પણ જાય;
ગુરૂપત્નીને એ છે વા'લો, વિદ્યાવિનોદિની મુખ મકલાય,
એ માંદા તો સરવે માંદાં, ક્યમ એવું મુજને લે'વાય. ૧૮
ભાખે ભોમાનંદ અરે હાં, સંભાર્યું સારૂં તેં આજ,
આશ્રમ કે અધ્ય'ન મહિમાયે, ગુરૂકુળ ભૂલીએ કે'વું કાજ;
પત્ર આપણે લેઇ ચાલ્યા, બોલી બાળા હે મા'રાજ,
કહોડ જેવો જોજો રૂપે, પાણી પે'લી બાંધો પાજ. ૧૯
ભણિયો ગણિયો તે પણ તેવો, બંધાવું નહિ કોની સાથ,
વિદ્યાવાન વપુ ગુણ સંપન, કહોડ જેવું જોજો પાથ;
ઉત્તર લખાવી લાવો તેનો, કહોડ ગાનું હું સહુને માથ,
ગોષ્ટ કરી એમ અન્યો અન્યે, તાળી લેતા હાથોહાથ. ૨૦
ભલા ! ભલા ! બ્રહ્માનંદ ભાખે, ભણિયા ગણિયા હે વિદ્વાન,
ગુરૂકુલકેરી નિંદા કરતાં, મનમાં લાજો કંઇ નાદાન;
મનસા વાચાએ નવ કરવી, નિંદા એવું કહે મહાન,
છાત્રવૃત્તિમાં ધિઃક પડો રે, નિંદે ગુણ ગ્રહી ગુણવાન. ૨૧

---

૧૭ મોદકાનંદ—બીજા શિષ્યનું નામ. આમોદિત—હર્ષવાળો. ભોમાનંદ—ત્રીજા શિષ્યનું નામ. શાંતીશાદિક—શાંતીશ વગેરે. ( ' શાંતીશ ' ચોથા શિષ્યનું નામ છે ). કહોડ—એ નામનો ઉદ્દાલકનો વડો શિષ્ય.

૧૯ ગુરૂકુળ—ગુરૂકુળમાં. ૨૦ પાથ—પાણી. ૨૧ છાત્રવૃત્તિ—શિષ્યવૃત્તિ.

રે મન તમારૂં તારે તમને, જો વશ કાંઈ કરો ભૂદેવ,
લગામ સ્વાધીનતાની ધરીને, મનતુરી પાસ કરાવો સેવ;
અમો જાણું છું અન્ય ન જાણે, ત્યાગો એવો સહુ અહમેવ,
મન ઇંદ્રાસન ઉપર ચઢાવે, પાડે પાછું એ તતખેવ. ૨૨

મહર્ષિ મન બનાવી દેતું, અંત્યજકેરૂં ધરતું રૂપ,
કાઠિયારાનું કામ કરાવે, બતાવી દેતું ભારે ભૂપ;
ઉપમા એને અપાય કેવી, રૂપ ગુણમાં જેહ અનુપ,
ઘોર ઉંઘ માંહે ઘોરાવે, બ્રહ્મ સાથ કરતું તદ્રૂપ. ૨૩

ગુરૂની નિંદા એજ કરાવે, મૂઢમતિ રાખો કંઈ ઠામ,
ભાવી પદારથ ભવિષ્ય થાશે, જપો મુખથી સુંદરશ્યામ;
શાંતીશ કહે વિદ્યાએ પૂરો, ગુરૂને વા'લું તેનું નામ,
ગુરૂપત્ની રાજી એના પર, કરતો કેવાં ઘરનાં કામ. ૨૪

ગોષ્ઠિ કરતાં આવ્યું તપોવન, કહી સર્વ માંડીને વાત,
ઉદ્દાલકની પુત્રી લખતી, ઉત્તર દે થાયે સાક્ષાત;
તરૂણ વૃદ્ધ જુએ નહિ તે તો, ન જુએ તેની કેવી જાત,
ઉત્તર દે તે થાયે સ્વામી, મોદકાનંદ કરે વિખ્યાત. ૨૫

ઘણા મુનિએ ઉત્તર લખિયા, ગયા અન્ય તપોવન માંય,
ઉત્તરનું પુસ્તક પાણિમાં, ફરવું રાખ્યું ન બાકી ક્યાંય;
કોડ જેવો નિરખ્યો કોઇ, બ્રહ્માનંદ વદે છે ત્યાંય,
શાંતીશ કહે વિરલા એવા, ગુરૂકૃપા પ્રકટી છે જ્યાંય. ૨૬

---

૨૨ તુરી—ઘોડો. (મનરૂપી). અહમેવ—અભિમાન--ગર્વ. ૨૪ ઠામ—ઠેકાણે. તમારી મૂઢ બુદ્ધિને કંઇ ઠેકાણે રાખો.

૨૬ પુસ્તક— ઉત્તર એટલા બધા મળ્યા હતા કે તે એક પુસ્તક જેટલા થયા હતા.

## વલણ.

ગુરૂકૃપા પ્રકટી જ્યહાં, હારે શંકર શેષ રે;
પ્રેમાનંદ ગુરૂ પાસે આવ્યા, ફરી સઘળો દેશ રે. ૨૭

## કડવું ૬ ઠું.

## શ્લોક.

સંલગ્ન મિત્રો અતિ પ્રેમપાત્ર છે,
સંલગ્ન પ્રાણી પશુનાં સુગાત્ર છે;
સંલગ્ન વિદ્યાથકી સર્વ છાત્ર છે,
સંલગ્ન શ્રીનું સુખ કોણ માત્ર છે. ૧

## રાગ ગાંધાર.

જો જો ચિત્તે આહીં, ચતુર નર નારીઓ,
સંલગ્નની સજાઈ, વસમી છે બારીઓ;
મોટા મોટા દેવ, ઋષીશ્વર ભાખતા,
લાગી લગ્ની લાય, ધગધગતી દાખતા. ૨

તેમાં પડતા તેજ, અબોલ્યું બોલ્યું કરી,
રેંગાણુ પોથી માંય, ન મતિ પુરાણી મરી;

---

૧ શ્લોક—વંશસ્થવૃત્ત. આ કડવામાં કહોડનું વિદ્યાવિનોદિની સાથે લગ્ન થયું તે વરણન છે માટે લગ્નસૂચક શબ્દથી આરંભ કરે છે. સંલગ્ન—(પરસ્પર જોડાયલાં) પ્રાણી પશુનાં-(દંપ). સુગાત્ર—સારાં શરીર. છાત્ર—શિષ્યો. સંલગ્ન શ્રીનું ઇ૦-જે (વિદ્યાદિમાં) સંલગ્ન છે એવા (શિષ્યો)ને લક્ષ્મીનું સુખ શી ગણતીમાં છે?

૨ રાગ ગાંધાર-પ્લવંગમ છંદ. સંલગ્નની-કહોડ અને વિદ્યાવિનોદિનીના લગ્નની. સજાઇ-તૈયારી. વસમી ઇ૦-લગ્નની બારીઓ (અર્થાત વાટ) વસમી છે.

જે જે પરણ્યા જાણ, પરતણા તે થયા,
કો કે' પઇના તેહ, ભરમ ભાગી ગયા. ૩
કુંવારા તે ઢોર, મનસુખા મન ઘણા,
રજ્જુ ઉભયતો પાશ, પરણ્યા માનવી ગણ્યા;
લગ્નતણો આનંદ, સુઆનંદી કહે,
પ્રેમાનંદ પ્રકાશ, મતિમૂઢ (તો) શું લહે. ૪
ભૂલે મોટા બ્રહ્મ, વરણતા હું ડરૂં,
તોપણ મતિ અનુસાર, મૂક બરાબર ઉચ્ચરૂં;
આવ્યા ચારે છાત્ર, સહુ ભૂમિ ભટકી ભલી,
કીધો ગુરૂ પ્રણામ, કહી કથા જે મળી. ૫
પુસ્તક આપ્યું પાણ, ઉત્તર તેમાં નહીં,
માન્યું નહિ મુનિમન, પરણાવવી પુત્રી સહી;
ઉત્તરનો દેનાર, શું સમ્યક ના મળ્યો,
સુતા ગુણભંડાર, ક્યમ નહિ વિવા' હળ્યો. ૬

---

૩ અબોલ્યું બોલ્યું-લગ્નની લાયને ધગધગતી કહીને તેમાં તેઓ પડે છે માટે. ન ઇ૦-પુરાણીની મતિ કાંઇ એવી મરી ગઇ નથી કે પોથીમાં અભક્ષ્ય ગણેલાં રીંગણાંને ન ખાય ? ( વક્રોક્તિ ). અર્થાત્ ઋષીશ્વરો પણ તેવાજ છે! પરતણા—( ' પરણ્યા ' શબ્દનું સાદૃશ્ય ) પારકા—અર્થાત્ સ્ત્રીના વેચાણ. પઇના-( ' પઇણ્યા ' શબ્દનું સાદૃશ્ય ) કીમત વગરના.

૪ રજ્જુ ઉભયતો પાશ-બે પાસેથી દોરડાનો ફાંસો અર્થાત્ ન પરણ્યા-માં દુઃખ અને પરણ્યામાં પણ દુઃખ. સુઆનંદી-લગ્નના સારો આનંદ પામેલા. પ્રેમાનંદ ઇ૦-પણ પ્રેમાનંદનો ( બ્રહ્મસુખનો ) પ્રકાશ તો મૂઢબુદ્ધિવાળા શું જાણવાના છે ? અથવા પરસ્પરના પ્રેમના આનંદનો પ્રકાશ પરણેલા છતાં મૂઢબુદ્ધિવાળા શું જાણે ? અથવા, એ આનંદ પ્રકાશ છે છતાં મતિમૂઢ ( બહુ-વ્રિહિ ) પ્રેમાનંદ તેને શું જાણે-શું વરણવી જાણે ?

૫ મૂક-મૂગો. ૬ પાણ ( પાણિ )-હાથ( માં ). સમ્યક-સારો. સુતા—પુત્રી.

ભ્રાંતિ માંહી બ્રહ્મ, અશી વિધિ એ પડ્યા,
મિથ્યા માની જક્ત, વિજ્ઞાનતુરી ચડ્યા;
તોડ્યો માયા પાશ, અધ્યયન કરાવતાં,
પત્નિ જાણી પેર, ( મુનિ ) સમીપે આવતાં. ૭
વિદ્યાનંદિની બાળ, મળી ગઇ વાટમાં,
પૂછી જનની વાત, કયમ તું ઉચ્ચાટમાં;
માતા બોલી મુખ, ન શ્લોકારથ થયો,
માટે મન ઉચ્ચાટ, હર્ષ સમૂળો ગયો. ૮
બોલી બાળા એમ, વનચર્યા હું ગ્રહું,
માધવી પેરે માત, કુમારિકા હું રહું;
ચિંતા ત્યાગી ચાલ, કયમ દુઃખ દીજિયે,
પિતા કરે શું માય કર્માધર્મી કીજિયે. ૯
વાળી એ વિધ વાત, જનેતા લઇ વળી,
નિશ્ચય કરીને એમ, તપે તરૂણી ભળી;
પાળે યમને નીમ, મૃગચર્યા આચરી,
મૂકી અન જળ આ'ર, સુખાશા પરહરી. ૧૦

---

૭ વિજ્ઞાનતુરી—જ્ઞાનરૂપી ઘોડો. ૯ વનચર્યા—વનમાં રહી તપ કરવું તે. માધવી–યયાતિની દીકરી. ગાલવ નામે ઋષિને યયાતિએ દાનમાં આપી હતી. ગાલવે તેને જૂદા જૂદા ત્રણ રાજાઓને એક એક પુત્ર થતા સુધી આપી છેવટે વિશ્વામિત્રને પણ એ સરતે આપી હતી. અંતે એ સ્ત્રીએ પોતાનું આયુષ્ય વનમાં રહી મૃગચર્યા કરીને પૂરૂં કર્યું હતું. કર્માધર્મી—પૂર્વકૃત કર્મ પ્રમાણે અને પૂર્વ કૃત ધર્મ ( પુણ્ય ) પ્રમાણે.

૧૦ વાળી–પાછીવાળી. યમ–અંતર ઇંદ્રિયોનો નિગ્રહ. નીમ–બાહારની ઇંદ્રિયોનો નિગ્રહ. અથવા યમ–સત્ય વગેરે. નીમ–શૌચ વગેરે. મૃગચર્યા—હરણ જે રીતે નિર્વાહ કરે છે તે રીતે નિર્વાહ કરવારૂપ આચરણ.

ઉદ્દાલક અવિધાર, સમજી રાજી થયા,
પુત્રી સાથે જોગ, રોગ ભવના ગયા;
વિદ્યા શીખવે સાર, છાત્ર મન દુઃખ છે,
પત્ની ભરી ઉચ્ચાટ, મુનિ મન સુખ છે. ૧૧

એક સમાનો જોગ, ઋષિ એકાંતમાં,
લેતો કહોડ પાઠ, અન્યત છે શાંતમાં;
કર્મતણો મહિમાય, કહોડજ પૂછતો,
આપસ્તંબ અભ્યાસ, અતિશે રૂચતો. ૧૨

બાહ્યેંદ્રિય સ્વાધીન, કરમ યોગે થશે,
ત્યારે મનનો કાટ, કર્મથી નાશસે;
રૂપું થાયે જેમ, ઉજળું તાવ્યે ઘણું,
કર્મવડે જીવ તેમ, ગ્રહે શુદ્ધિપણું. ૧૩

કર્મ કરે જડ જાણ, ધરી નિષ્ઠા ભલી,
ઉગ્ર કરમ પરતાપ, રિદ્ધિ સિદ્ધિ મુક્તિ મળી;
શંકા થાયે મન, ચિત શુદ્ધિ કર્મે નહીં,
કર્મજ કરીએ કેમ, તવ શું કહે તહીં. ૧૪

---

૧૨ અન્યત-બીજું ( બધું ). આપસ્તંબ-એ નામના ઋષિએ કરેલા ગ્રંથો.

૧૩ કહોડને ઋષિ કર્મનો મહિમા ભણાવે છેઃ બાહ્યેંદ્રિય ઈ૦—જ્યારે કર્મના યોગથી બાહારની નેત્રાદિ ઇંદ્રિયો સ્વાધીન થશે ત્યારે તે કર્મના પ્રભાવથી મનનો કાટ નાશી જશે-મનનો મેલ જે વિષય વાસના તે દૂર થશે. કર્મ શબ્દવડે અહીં શાસ્ત્રે પ્રતિપાદન કરેલાં જપ, તપ, દેવાર્ચનાદિ સમજવાં.

૧૪ કર્મથી શુદ્ધ થયેલા મનમાં બ્રહ્મજ્ઞાન પ્રકાસે છે માટે મન શુદ્ધ થતા લગી કર્મ કરી પછી બ્રહ્મજ્ઞાનનો અભ્યાસ કરવો જોઈએ; પણ જેઓ તેમ ન કરતાં સદૈવ કર્મજ કર્યા કરે છે તેમને શું ફળ છે ? એ શંકાનું સમાધાન કરતાં ઉદ્દાલક કહે છે કે, કર્મ કરે ઈ૦—જડ ( શ્રદ્ધાજડ-શાસ્ત્ર સંમત તર્ક કર્યા

કર્મની વારંવાર, આવૃત્તિ જે કરે,
પામે ફળ નિરવાણ, થઇ સિદ્ધ તે ફરે;
પુષ્પો મૂકી તર્ત, પટમાંથી લીજિયે,
આવે કાંઇ ન વાસ, કશી સિદ્ધિ કીજિયે. ૧૫
ફૂલો એનાં એજ, રૂડેરાં પાશિયે,
તેરૂપ થાયે વસ્ત્ર, પુષ્પનું વાસી એ;
કર્મ કરે તે પેર, ન ચિત્ત ચળે કદા,
જન્માંતરનો પાશ, તનથી તોડે સદા. ૧૬
અભ્યાસે એ થાય, વચન વેદનું નકી,
એવે સુણી વાત, સ્ત્રી આવ્યાની વકી;
રહ્યો કર્મનો પાઠ, સુઠાડ જુઓ મળ્યો,

---

વિના એકજ માર્ગ ઝાલી બેઠેલો ) પુરૂષ ભલી નિષ્ઠા ધરીને કર્મ કરે છે તેને તેના ઉગ્ર ( પ્રચંડ—અતિ મોટા ) કર્મના પ્રતાપથી રિદ્ધિ, સિદ્ધિ અને મુક્તિ ( સાયુજ્યાદિક ) પણ મળી છે. શંકા ઇ૦—ક્હોડ શંકા કરે છે કે, એક વખત જે કર્મ કર્યા છતાં ચિત્તની શુદ્ધિ થાય નહિ–તેમાંથી વિષયરૂપી મલિન ઇચ્છાઓ દૂર થાય નહિ, ત્યારે તે કર્મ ફરીને શું કરવા કરવું ?

૧૫ એ શંકાનું ઉદ્દાલક સમાધાન આપે છે: કર્મની ઇ૦—સ્પષ્ટ છે. કર્મના પુનઃ પુનઃ આવર્તનથી ચિત્ત શુદ્ધ થાય છે તેનું દૃષ્ટાંત આપે છે: પુષ્પો ઇ૦—પટમાં પુષ્પો મૂકીને તરતજ તે પુષ્પો ઉપાડી લેવાથી પુષ્પનો પાસ પટને બેસતો નથી, એ અર્થ છે.

૧૬ વાસી—વાસવાળું. તે પેર—અર્થાત્ વારંવાર. જન્માંતરનો ઇ૦—મનને પાછલા અનેક જન્મોમાં ભોગવેલા વિષયનો પાસ લાગી ગયો છે તે એ રીતે કર્મ કરવાથી ધોવાઇ જશે, અને શાસ્ત્રોક્ત શુભ કર્મથી વૈરાગ્યરૂપી સારો પાસ બેસશે, એ ભાવ છે. અથવા એવી રીતે કર્મ કરીને જન્માંતરનો–બીજો જન્મ લેવારૂપી પાસ ( ફાંદો ) તોડો કર્મથી શુદ્ધ થયેલા મનમાં આત્મજ્ઞાન સ્થિર થવાથી જન્માંતર મટે છે એ પ્રસિદ્ધ છે.

સ્ત્રી સહિતે વૈરાગ્ય, મૂઢમતિ માનું બળ્યો. ૧૭
આવ્યાં પત્ની પાસ, ( પ્રભુ ) પુત્રીનું શું થશે,
એનો કરો ઉપાય, દુખ મારૂં ( તો ) જશે;
વિદ્યા ગઇ વનવાસ, અવિદ્યા ઉભી થઇ,
શોધ્યો વર ચોપાસ, મૃગલી થઇ પુત્રી ગઇ. ૧૮
ઉત્તરનો દેનાર, ઉત્તમ નહીં મળ્યો,
સ્વર્ગ મૃત્યુ પાતાળ, જુવતી જોઇ વળ્યો;
વિદ્યાનંદિની કાજ, પૂછું હું શિષ્યને,
બાકી રહેલું એહ, નિહાળું ભવિષ્યને. ૧૯
મેળ્યો શિષ્ય સમુદાય, સુશ્લોકારથ કરે,
વિદ્યાનંદિની નામ, મમ પુત્રી તે વરે;
જીવ શિવ કહે કોઇ, સુહંસ હસી કહે,
સત્યા સત્ય વિચાર, ન ઉત્તર દઇ રહે. ૨૦
વિદ્યા અવિદ્યા પક્ષી, લક્ષી કે' લક્ષ્યમાં,
ઉત્તર નહિ અનુકૂળ, અસત્ય સમક્ષમાં;

---

૧૭ અભ્યાસે—વારંવાર આવર્તન કરવાથી. કર્મ માહાત્મ્ય નિરૂપણ કરવામાં તદ્રૂપ થયેલા ઉદ્દાલકને તેમાંથી વ્યગ્ર કરવાને તેની સ્ત્રી આવી તે વર્ણવતાં કવિ કહે છેઃ સ્ત્રી ઇ૦—હું મૂઢમતિ છતાં પણ એમ માનું છું કે સ્ત્રી સહિત હોઇને વૈરાગ્ય રાખવો તે બળ્યો—ધિક્ છે. અથવા સ્ત્રી સહિત એવા મૂઢમતિનો વૈરાગ્ય બળ્યો. તાત્પર્ય કે તેવી સ્થિતિમાં વૈરાગ્ય સુખ ભોગવાતું નથી.

૧૮ વિદ્યા— અર્થાત્ ઋષિની બ્રહ્મવિદ્યા અંતર્ધાન પામી. અવિદ્યા—( સ્ત્રીરૂપી ). મૃગલી-હરણી જેવી-મૃગચર્યા પાળનારી.

૧૯ સ્ત્રીનું વચન સાંભળીને ઉદ્દાલક કહે છે: ઉત્તર ઇ૦—સ્પષ્ટ છે.
૨૦ મેળ્યો-એકઠો કર્યો. પૂછેલા શ્લોકમાં જે બે વાતો પૂછી છે તેના ઉત્તર શિષ્યોએ શા આપ્યા તે બતાવે છેઃ જીવ ઇ૦—સ્પષ્ટ છે.

વર્ય્યો કાજે કોણ, અને વર્ય્યક્ષ શા,
જોવું મારે આણ, કવણ હર્યક્ષ શા. ૨૧
ઉત્તરનો આ ગ્રંથ, અનુકૂળ ન માહરે,
જોઉં શીખ્યા શુંય, કરો સહુ જાહરે;
શંકા કરો ન કાંઇ, મન ચોખું રાખજો,
જેમાં જેઠલું વિત્ત, સહુ સહુનું દાખજો. ૨૨
આજ્ઞા પાળો એહ, ગુરૂકુળ જો રહ્યા,
એમ વદ્યા ગુરૂદેવ, સજ સહુ તો થયા;
લીધો પાસે શ્લોક, વિચાર ચલાવિયા,
ઉત્તરના દેનાર, નિકટ ત્યાં આવિયા. ૨૩
એક હજારથી માત્ર, શત આવીને ઉભા,
તેમાં ચતુર સુજાણ, દશ તન મનથી લુભ્યા;
સોએ કીધી પેલ, મન તનુ પક્ષી છે,
હંસ જીવ કહેવાય, પય વારિ પક્ષી છે. ૨૪
કો કે' હર બ્રહ્માય, વળી જેહ હંસ છે,
વિષ્ણુરૂપ છે તેહ, પયસ અવતંસ છે;
બોલ્યો બીજો બાળ, વિધિ નહીં બેસતો,
રાંધી રાંધી સર્વ, કરી છે ઘેંશતો. ૨૫

---

૨૧ લક્ષી—અનુલક્ષીને—ધ્યાનમાં લેઈને. વર્ય્યા–પોતાની મેળે પસંદ કરીને વરનારી સ્ત્રી. વર્ય્યક્ષ—ઉત્તમ વિષ્ણુ જેવો. હર્ય્યક્ષ—સિંહ.

૨૩ નિકટ—પાસે. ૨૪ તન ઈ૦—તેમાંથી માત્ર દશજ શ્લોકનો ઉત્તર કરવાને તન મનથી લોભ પામ્યા. સોએ—સો શિષ્યોમાંથી એક જણે પક્ષી—પાંખોવાળું મન અને શરીર. એ બે તેની પાંખો છે. પય વારિ પક્ષી—દૂધ અને પાણી જૂદું કરી આપનાર પક્ષી—નિત્યાનિત્ય વિવેકવાળો આત્મા.

૨૫ હર ઈ૦—કોઈ કહે છે કે બે નેત્ર કે બે પાંખ, તે હર અને બ્રહ્મા

પક્ષી પ્રકૃતિ પુરૂષ, મરાળજ દેહ છે,
ક્ષીર નીરનું નહિ કામ, વિશેષ શું એહ છે;
બોલ્યા દશ ગુણ જાણ, વૃથા છે વારતા,
જાણે એ શું મૂઢ, પશુઓ ચારતા. ૨૬

ભાખ્યો દશથી એક, કશું કે'વું એહમાં,
જ્ઞાન ગુરૂનો એક, ઉદભવ ઉજેહમાં;
એની એટજ પાંખ, વધુ હવે શું ઉચરૂં,
એ એનો છે તોડ, હવે બીજું શું કરૂં. ૨૭

એક પછે ઇમિ એક, દશ જણા બોલિયા,
ઉદ્દાલક મન દુઃખ, અતિશે ડોલિયા;
સાચા ઉત્તર કોઈ, નવ શું આપી શકે,
બોલે જેમનું તેમ, મન માન્યું શું બકે ! ૨૮

વિદ્યા શીખવી વ્યર્થ, ન માતે કો જણ્યો,
સોબત અસર સિદ્ધાંત, ભલો કો ના ભણ્યો;
જોવો રહ્યો શું આજ, કહોડજ એકલો,
તે શું કે'શે એમ, અરે આ ટેક લ્યો. ૨૯

અધ્ય'ન માંહી મગન, તરત તેડાવિયો,

---

છે અને હંસ તે વિષ્ણુ છે. દૂધ નીર એ ક્ષીરસમુદ્રમાં રહેલા વિષ્ણુને ઉદ્દેશીને કહેલું છે.

૨૭ જ્ઞાન ઇ૦—જ્ઞાન અને ગુરૂ એ મળીને એક પક્ષીનો ઉદભવ ( ઉત્પત્તિ ) થઈ અને તે ઉજેહમાં ( પ્રકાશમાં ) આવી.

૨૮ મન માન્યું-મનમાં આવે તેમ. ૨૯ સોબત ઇ૦—સોબતની અસર થાય છે એવો સિદ્ધાંત છે. તથાપિ તે કોઇ ભલો ભણ્યો નહિ !—તે કહેવત સાર્થક ન કરી ! તે શું ઇ૦—અરે ! તે પણ શું એમ કહેશે કે આ મારો ટેક મેં છોડી દીધો, લ્યો !

આવ્યો લાગી ન વાર, વડેરો કાં'વિયો;
વર્ષા સુણી દાદુર, ગરજતો રાચતો,
મેઘ ગડગડચે જેમ, મયૂરજ નાચતો. ૩૦
છાયા કાયા જેમ, વળગી રે' ભાવિને,
રામ સ્મરે હનુમાન, ઉભો રે' આવીને;
તાર્ક્ષ્ય રમાપતિ પાસ, સમરણે ઊભતો,
વિચારિ અવધિ કાળ, મનુષ્યને દૂભતો. ૩૧
(શું) શંકર દક્ષ સમક્ષ, પ્રકટિયા જે સમે,
તેવા સરવે શિષ્ય, થયા કયમ કહું અમે;
ચંદ્ર ખદ્યોત સહિત, સવિતાથી દુખી,
પંકજ મન આનંદ, તદવત ઋષિ સુખી. ૩૨
કુમુદ બિડચાં અપાર, પ્રભાકર પેખીને,
રાજહંસ રળિયાત, હરિતાશ્વ દેખીને;
ઓ આવિયો કહોડ, ઘણા ઊડી ગયા,

---

૩૦ દાદુર—દેડકો. ૩૧ છાયા ઇ૦—છાયા જેમ કાયાને વળગી રહે છે તથા કાયા જેમ ભાવિ ( અદૃષ્ટ—પ્રારબ્ધ કર્મ )ને વળગી રહે છે તેમ કહોડ ગુરૂને વળગી રહેલો હતો માટે જેમ રામના સ્મરવાથી હનૂમાન આવીને ઊભો રહે તેમ ગુરૂના સ્મરવાથી કહોડ આવીને ઊભો. તાર્ક્ષ્ય—ગરૂડ. રમાપતિ—વિષ્ણુ. સમરણે—સંભારવાથી. વિચારી ઇ૦—જેમ કાળ અવધિ વિચારીને મનુષ્યને દૂભે છે—સમયપર ઝટ આવીને ખડો થાય છે તેમ.

૩૨ શંકર ઇ૦-દક્ષ્ય પ્રજાપતિના યજ્ઞનો નાશ કરવા માટે તેની સમક્ષ જે સમે શંકર પ્રકટયા અને તે વખતે ભૃગુ આદિ બ્રાહ્મણો જેવા નિસ્તેજ થઈ ગયા, તેવી રીતે કહોડના આવવાથી સર્વે શિષ્ય નિસ્તેજ થઇ ગયા એ વાત અમે કેમ કહીએ ? અર્થાત્ શ્રોતાએ અનુમાનથીજ એ વાત જાણી લેવી જોઇએ. ખદ્યોત—આગિયા.

નિંદાખોરા ત્યાંહી, મનમાં દુખી થયા. ૩૩
આશ્રમનું છે મા'ત્મ્ય, ગુરૂજી પાસે હતાં,
બોલ્યા નહિ મતિમંદ, કહોડ થયા છતા;
આદરથકી આદેશ, કરી બેસાડિયો,
ભાઇ સુણ તું અનેક, ન ઘાંટી ઘાડિયો. ૩૪
વિધાનંદિનો શ્લોક, વદી જે વાતમાં,
ઉત્તર નવ દે કોઈ, ભલેરી ભાતમાં;
તારા પર વિશ્વાસ, મુજ મને આવિયો,
માટે તુજને આજ, અમે બોલાવિયો. ૩૫
જોઉં શીખ્યા શુંય, ઘણાં વર્ષો રહી,
ભાખી ઇમ ગુરૂદેવ, ચતુર પંક્તિ કહી;
તું વદ એનો મર્મ, સરવ તો સાંભળે,
થાયે તુંથી કામ, મન શાંતિમાં મળે. ૩૬
શ્લોક થયો મુખપાઠ, ઇક વાર સુણ્યાથકે,
શ્લોકાર્થનું જે કાર્ય, હુંથકી ધારો શકે;

---

૩૩ કુમુદ—પોયણાં. પ્રભાકર—સૂર્ય. રળિયાત—ખુશી ( કમળરૂપી ભક્ષ્ય મળવાથી ). હરિતાશ્વ—સૂર્ય.

૩૪ કહોડના આવવાથી નારાજ થયેલા શિષ્યોએ કહોડને કેમ કાંઈ કર્યું નહિ તેનું કારણ કહે છેઃ આશ્રમ ઈ૦—આશ્રમનુંજ એવું માહાત્મ્ય હતું કે ત્યાં કાંઇ બની શકે નહિ તેમ ગુરૂજી પણ પાસે હતા તેમનો ભય લાગ્યો. તાત્પર્ય કે કહોડ સમસ્યા પૂરીને કન્યા લેઇ જશે તેથી આપણું અપમાન થશે એવા વિચારવાળા શિષ્યો ઇર્ષ્યાને લીધે કહોડને મારત પણ ઉપર કહેલા કારણથી કાંઇ કરી શકયા નહિ. આદેશ—આજ્ઞા. ભાઈ ઇ૦—હે ભાઇ ! તું સાંભળ ! અહીં અનેક ઘાડી ( સજ્જડ-અર્થાત્ કઠણ ) ઘાંટીઓ નથી-ન બને એવું કાંઇ નથી માટે તું બીહી જઇશ નહિ, એ અર્થ. ૩૬ ચતુર—ચાર પંક્તિ-ઓળ ( શ્લોકની ).

પે'લો વદવો પ્રશ્ન, સરવે તો સુણજો,
ઉત્તર હોય રસાળ, વળી શુભ ગુણજો. ૩૭
જો સેવ્યા મેં પાય, ગુરૂ મનમાં ગમ્યા,
ઉત્તર થાવ સુપ્રક્ષ, નવ ભૂલમાં ભમ્યા;
કીધો પ્રથમ પ્રણામ, ગુરૂવર પાદમાં,
વદ્યો પ્રશ્ન તત્કાળ, સુઉત્તર આદમાં. ૩૮

## શ્લોક.

પ્રશ્ન—બે નેત્ર એક રૂપથી ભલી ભાત ભાળે,
બે પાંખ એક થઇને નભ પાર ચાલે;
બેથી બને નવ બને વદિયે મરાળો,
છે દુગ્ધ નીર નિરખો મતિ હંસ મા'લો. ૩૯

## શ્લોક.

ઉત્તર—મળે નેત્ર બે જ્ઞાનને કર્મ જ્યારે, થઇ એકરૂપે જુએ બ્રહ્મને,
કળે જ્ઞાન ને કર્મ બે પાંખ જ્યારે, થઇ પક્ષી ઉડે ધુએ ધર્મને;
વળે નાજ એકે મરાળો વદે છે, દાધ દુગ્ધ હંસો ન લે' કર્મને,
બજે ઇંદિરાનો પતિ ઇંદિરાથી, કહે વેગળો ના લહે શર્મને. ૪૦

---

૩૭ શ્લોકાર્થ ઇ૦—કહોડ કહે છે કે શ્લોકનો અર્થ તો હું કહીશ પણ તેનો અર્થ કહેવાથકી જે કાર્ય ( વિદ્યાવિનોદિની ) તે પરણવારૂપી તે મારાથી થશે એમ શકે ( રખે ) ધારો ! —અર્થાત્ ગુરૂપુત્રીને પરણવા હું ઇચ્છતો નથી ! હવે કવિ તે પ્રશ્ન ફરી કહી સંભળાવે છે. પૈ'લો ઇ૦—સ્પષ્ટ છે.

૩૮ સુઉત્તર આદમાં.—સારા ઉત્તરની શરૂઆતમાં–ઉત્તર કહેતાં પેહેલાં પ્રશ્ન કહું છું એ અર્થ.

૪૦ શ્લોક—વર્ણવાઘેશ્વરી છંદ. કળે–સમજે. ધુએ ઇ૦—ધર્મ અને અધર્મરૂપ કાદવને ધોઈ નાખે. કર્મવડે ચિત્તશુદ્ધિ સંપાદન કરી જ્ઞાનવડે જે મોક્ષ મેળવે છે તેને ધર્માધર્મ બાધ કરતા નથી. શ્લોકની ત્રીજી લીટીનો

## રાગ ચાલતો.

ઉત્તર સત્ય સ્વરૂપ, સુસજ્જન શું વદે,
સેવ્યા ગુરૂના પાદ, રહિત થઈ તેં મદે;

---

ઉત્તર આપે છેઃ વળે ઈ૦—મરાળો ( હંસો—પરમહંસો ) કહે છે કે જ્ઞાન અને કર્મ એ બેમાંથી એકે ( એકેવડે ) નાજ વળે ( કાર્ય થાય નહિ ). ચોથી લીટીનો ઉત્તર આપે છેઃ દધિ ઈ૦—પ્રશ્નમાં કહ્યું છે કે "છે દુગ્ધ નીર નિરખો મતિ હંસ મા'લો." ત્યાં, જો દૂધ અને નીર એકત્ર મળેલું હોય તો રાજહંસ તેને જેમ જૂદું કરે છે તેમ જ્ઞાન અને કર્મ એવીજ રીતે એકત્ર મળ્યું હોત તો હંસ( પરમહંસ )ના જેવી મતિથી તેને પણ જૂદું કરત અને દૂધની પેઠે જ્ઞાન ભાગનું ગ્રહણ કરીને પાણીની પેઠે કર્મ ભાગને તજત; પણ જ્ઞાન અને કર્મ મળીને જે વિકૃતિ થઈ છે તે તો દહીં અને દૂધ જેવી છે—અર્થાત્ દૂધ વિકાર પામીને દહીં થઇ ગયું છે. તેથી તેમાંથી હંસો ( રાજહંસો ) જેમ દૂધ જૂદું કાઢી શકતા નથી તેમ હંસો ( પરમહંસો ) પણ કર્મને જૂદું કાઢી શકતા નથી "नहिकश्चित्क्षणमपिजातुतिष्ठत्यकर्मकृत् । कार्यतेह्यवशः कर्मसर्वःप्रकृतिजैर्गुणैः" અર્થ—કોઈ પણ પુરૂષ કર્મ કર્યા વગર એક ક્ષણવાર પણ કદાપિ રહી શકતો નથી પણ સર્વે પ્રાણીઓ પ્રકૃતિના ગુણોને વશ થઈને કર્મ કરેજ છે " એ ગીતાના વચનનો અહીં અનુવાદ છે. જ્ઞાનથી કર્મ જૂદું ન થઇ શકે એ વિષે દૃષ્ટાંત આપે છેઃ બળે ઇ૦—જેમ કોઈ પુરૂષ બળે ( બળાત્કારથી ) ઇંદિરા ( લક્ષ્મી )ના પતિ ( વિષ્ણુ )ને ઇંદિરાથી• વેગળો ( જૂદો ) કહે તો તે શર્મ ( શાંતિસુખ ) ન લે—ન મેળવે, અર્થાત્ તેનું તે કહેવું માન્ય થાય નહિ. મતલબ કે પ્રકૃતિથી પુરૂષને જૂદો કહે તો દ્વૈત ભાસ થવાનો અને " द्वितीयाद्वैभयंभवति " અર્થ—" બીજાથી ભય ઉપજે છે." એ શ્રુતિના પ્રમાણથી તેવું કહેનારને જન્માદિ સંસારભય પ્રાપ્ત થાય અને બ્રહ્માનંદરૂપ શર્મ ( સુખ ) મળે નહિ. આ સમસ્યાના અર્થમાં નીચે પ્રમાણે તાત્પર્ય છે. જ્ઞાન એ બ્રહ્મ છે. બ્રહ્મના એક દેશને વિષે ઇંદ્રજાળ શક્તિના જેવી અનિર્વાચ્ય માયા રહેલી છે. તે માયા "નથી" એમ કહેવાતું નથી કેમકે તેનાથી થયેલું આ વિશ્વ પ્રત્યક્ષ આપણે દેખીએ છીએ. તેમ તે "છે" એમ પણ કહેવું બનતું નથી કેમકે તત્વજ્ઞાનીઓએ એક જ્ઞાનતત્વ શિવાય બીજાનું અસ્તિત્વ માનેલું નથી, તથા " आनंदात्त्वलिमानिभूतानिजाय

દુર્જનને મન દુઃખ, સુખ શાંત તેતણું,
લોભી તો નિર્લોભ, થયા તે શું ગણું. ૪૧

વાગી કહોડની હાક, સ્વરૂપા મેળવી,
દુર્જન મળી દશ વીશ, લઢાઇ હેળવી;
શા એના છે ભાર, શીખવ્યું એ ઉચ્ચર્યો,
કીધો ગુરૂ અન્યાય, અઘટિત એ વર્યો. ૪૨

ગુરૂ ઘરના થાય, અઘટતું જો કરે,
વ્યાસંગ કીધો વેદ, ગુરૂથી તે શું ડરે;
વિદ્યાર્થીનાં કર્મ, ગુરૂને શા ભજે !

---

न्तेतेनजातानिजीवन्ति । तत्प्रयन्त्यभिविशन्ति " " આનંદરૂપ બ્રહ્મથકીજ આ સઘળાં ભૂત ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થઈને તેનાવડેજ જીવે છે, જીવીને છેવટે તેના તરફ જઈને તેમાં પ્રવેશ કરે છે." ઈત્યાદિ શ્રુતિવચનોથી કેવળ બ્રહ્મ એજ એક તત્વ અવશિષ્ટ રહે છે એમ જણાય છે. સમસ્યામાં કહેલું કર્મ એ પ્રકૃતિ કે માયાનું સ્વરૂપ છે. એવી બ્રહ્મરૂપી એક વસ્તુનાં જ્ઞાન અને કર્મ બન્ને છે. દૂધ જ્યારે વિકાર પામે છે ત્યારે તેનો પરિણામ જેમ દહીં થાય છે તેમ કર્મ( માયા )ના યોગથી પરિણામ પામેલા જ્ઞાન( બ્રહ્મ )થી આ જગત્ થયું છે; પરિણામ પામેલા દહીંમાંથી જેમ દૂધ જૂદું કાઢી શકાતું નથી તેમ પરિણામરૂપ આ જગત્માં બ્રહ્મને માયાથી નોખો જોઈ શકાતો નથી. એ સમસ્યાનો ગૂઢાર્થ છે. જેમ કર્મ અને જ્ઞાન અથવા માયા અને બ્રહ્મ બેના એકત્ર થવાથી જગત્ વ્યવહાર દૃશ્યમાન થયો છે તેમ સ્ત્રી અને પુરૂષના સંયોગથી પણ જગત્ વ્યવહાર વૃદ્ધિ પામે છે—એકથી ન બને પણ બેથી બને છે. અર્થાત્ આ સમસ્યા સમજીને કેવળ જ્ઞાનમાર્ગનો આશ્રય કરવો છોડી દેઇ કર્મની પેઠે મને ( સ્ત્રીને ) પણ ગ્રહણ કરો અને ગૃહસ્થાશ્રમી થાઓ એ સમસ્યા પૂછનારનો અંતઃકરણનો ધ્વનિ છે.

૪૧ લોભી ઇ૦—કન્યા પરણવાના લોભવાળા તો બિચારા નિર્લોભી થઈ ગયા !

વેદાંતી તો એહ, સમજ કેવી સજે. ૪૩
પૂરા નહિ જે કોઇ, અધૂરા સર્વ છે,
આથી બમણા જાણ, તન મને ગર્વ છે;
ઉદ્દાલક ઊઠી ત્યાંય, સમાધાનજ કરે,
હૈયા સાથે શિષ્ય, ભલો કહી ભુજ ભરે. ૪૪
યાદવપતિ ઉપમાન, મળે ઉગ્રસેન શું,
તેવી ઉપમા કેમ, વદું હું તે ન શું;
કાળા કૃષ્ણ અપાર, ઉજળો કહોડ છે,
રામ દશરથની પેર, નિરખવા કોડ છે. ૪૫
છે ઉપમેયોપમાન, સુખ દુઃખ સાથિયા,
ઉમ્મર પૂર્યા શુંય, દિસે છે સાથિયા;
ધન્ય ધન્ય તું ધીમાન, શ્રમ ખરો તેં કર્યો,
તારાથી અકૂપાર, દુખતણો તો તર્યો. ૪૬
માગ્ય તું વર વરદાન, ખુશી થઇ આપું હું,
બોલ્યો કહોડ શિષ્ય, કરમ ક્યમ માપું હું;

---

૪૩ ગુરૂ ઈ૦—ગુરૂ તેના ઘરના થાય, અમારે શું ! લોકોક્તિ. બ્યાસંગ ઈ૦—જેણે વેદનો બ્યાસંગ ( નિરંતર અભ્યાસ ) કર્યો છે એવા અમારા જેવા શિષ્ય શું ગુરૂથી ડરે કે ! ( અવિનયી વિદ્યાર્થીઓની આ હાસી છે ). ૪૪ ભુજ ભરે—ભેટે.

૪૫ યાદવપતિ—કૃષ્ણ. તે ન શું ?—અથવા તેવી ઉપમા અહીં નથી એમ પણ કેમ કહું ? ઉપમા શામાટે ન આપવી તેનું કારણ કહે છેઃ કાળા ઈ૦—સ્પષ્ટ છે. કૃષ્ણ અને ઉગ્રસેનની ઉપમા ન છાજે ત્યારે શાની ઉપમા આપવી ? તે કહે છેઃ રામ ઈ૦—સ્પષ્ટ છે. અહીં રામ ઉપમાનને કવિએ ગોરા કલ્પ્યાછે કેમકે રામની મૂર્તિ મંદિરોમાં ગોરી હોય છે, યદ્યપિ રામાયણાદિમાં રામને કૃષ્ણની પેઠે શ્યામ વર્ણેલા છે.

૪૬ શામાટે એ ઉપમા ધટે છે તે કહે છેઃ છે ઈ૦—ઉપમેય કહોડ

આપો તમે બ્રહ્માંડ, લઇ હું શું કરૂં;
નિર્મળ રહે મમ ચિત્ત, અસત્યથી હું ડરૂં. ૪૭

એ માગી વરદાન, ગુરૂ પાયે પડ્યો,
વીને જોઇ અપાર, અધિક ઉરે અડ્યો;
આગમના આચાર્ય, પછે શું ઉચ્ચર્યા,
વિધાનંદિની સાથ, તમો જોયે વર્યા. ૪૮

માતા પુત્રી બેય, ગુપત રહી સાંભળે,
હાથેવાળો સાર, હવે ક્યારે મળે;
એવે બોલ્યો બાળ, ગુરૂજી શું કહો,
એ તે થાય અન્યાય, વિયત ભૂ એક હો. ૪૯

શું દેવયાનીકેરી, કથા નથી શીખવી,
વ્યર્થ ગઈ વિદ્યાય, તદપિ હા ના હવી;
તો હું છું તમ શિષ્ય, કશ્યપકુળ માહરૂં,
એવું કરો ગુરૂદેવ, ધરમ હું મા હરૂં. ૫૦

---

અને ઉદ્દાલક તથા ઉપમાન રામ અને દશરથ એ બન્ને સરખીજ રીતે સુખ દુઃખના સાથી પણ છે-જેમ રામના વનવાસથી દશરથને દુઃખ ઉપજ્યું હતું તેમ કહોડના જળવાસથી ઉદ્દાલકને પણ ઉપજ્યું હતું, એ અર્થ છે. અથવા બીજીજ ઉપમા આપી પતાવી દે છે: ઉમ્મર ૪૦—જેમ ઉમરા ઉપરૂ પૂરેલા સાથિયા શોભતા હોય તેમ ઉદ્દાલકના અંગ ઊપર કહોડ શોભતો હતો! ધીમાન—બુદ્ધિમાન. અકૂપાર-સમુદ્ર. તર્યો-( હું ).

૪૭ વર—ઉત્તમ. કરમ ૪૭—હું તમારાં કર્મ કેમ માપી શકું? અર્થાત તમે તો ગમે તે આપવા સમર્થ છો. તો પણ એક માગું છું: નિર્મળ ૪૦—સ્પષ્ટ છે.

૪૮ વીને-વિનય. આગમ-વેદ. ૪૯ વિયત-આકાશ. ૫૦ બૃહસ્પતિનો પુત્ર કચ દૈત્યગુરૂ શુક્ર પાસે મૃતસંજીવની વિદ્યા શીખવા ગયો હતો. શુક્ર-

માત પિતા ગુરૂકુળ, ગુરૂ ધરમે કહ્યું,
તે ઉપદેષ્ટા આપ, વદિયા તે વહ્યું;
શું કહું વારંવાર, અસત ના આચરૂં,
આગમ ભાખે જેમ, વિધિ તો તે કરૂં. ૫૧

ઉલ્લંઘ્યો નહિ બોલ, કદા ગુરૂ આપનો,
ખોટું ખાંતે માટ, ભય તજું (હું) શાપનો;
દીન થયો વદી એમ, કર જોડીને ઉભો,
કંપે થરથર કાય, તન મનથી ના લુભ્યો. ૫૨

લાવી દયા ગુરૂદેવ, પછેથી ઉચ્ચર્યા,
જબાલક ભૂદેવ, ગુરૂતનયા વર્યા;
માતા પરણ્યા શૌરિ, પુરાણે વાત છે,
ના પરણ્યા હર વિધિ, મરણ વિખ્યાત છે. ૫૩

તો ગુરૂતનયા કોણ, સુશાસ્ત્રે નિંદ્ય છે,
પ્રાચીન ધર્મો જેહ, જગતમાં વંદ્ય છે;

---

ની પુત્રી કચ ઉપર મોહિત થઈ હતી તેથી તેણે કચને પોતાની સાથે પરણવાનો આગ્રહ કર્યો પણ તે તેણે ન માન્યો ત્યારે દેવયાનીએ શાપ દીધો કે તારી વિદ્યા નિષ્ફળ જશે–એમ છતાં પણ તે પરણ્યો નહિ. એ ઉદાહરણ બતાવીને કહોડ કહે છે કે શું દેવયાની ઈ૦—સ્પષ્ટ છે. મા હરૂં–ન તજું.

૫૧ માત પિતા ઈ૦—ગુરૂકુળ એ માત પિતા સમાન છે એમ ગુરૂ ધર્મમાં કહ્યું છે. ૫૩ જબાલક–એ નામનો બ્રાહ્મણ. માતા ઈ૦—પુરાણમાં એવી વાત છે કે આદ્યશક્તિએ પ્રથમ બ્રહ્માને ઉત્પન્ન કરીને કહ્યું કે મને વર; બ્રહ્માએ તેને પોતાની માતા માનીને ના કહેવાથી શક્તિએ તેનો નાશ કરીને પછી રૂદ્રને ઉત્પન્ન કરી તેને પણ એ રીતે કહ્યું; તેણે પણ ના કહ્યું; ત્યારે વિષ્ણુને ઉત્પન્ન કરીને તેને કહ્યું કે મને વર. તેણે હા કહી. આ પુરાણોક્ત આખ્યાયિકાનું દૃષ્ટાંત આપીને ઉદ્દાલક કહોડને કહે છે કે, શૌરિ (વિષ્ણુ) માતાને પરણ્યા હતા ઈ૦—સ્પષ્ટ છે.

શીખ્યો મારી પાસ, તુને નથી યાદ તે,
ખોટો લીધો આજ, વૃથાવત વાદ તેં. ૫૪
નારી એક અનેક, પુરૂષો ભોગવે,
માતા પુત્રની પાસ, જુગતીઓ જોગવે;
પશ્વાદિમાં જેમ, જનેતા શું હશે,
શું ભગિની કે પુત્રી, કરમ કુડું આ થશે. ૫૫
એવો નથી કંઇ ભેદ, તશું તો મનુષ્યમાં,
પૂર્વે હતું કહોડ, ન રૂચ્યું પુરૂષમાં;
એથી બાંધ્યા ધરમ, શરમતા રાખવા,
તો પછી કેવા દોષ, ભલા શા ભાખવા. ૫૬
દષ્ટાંત ને સિદ્ધાંત, અતિશે ભાખિયા,
માન્યું નહિ કંઇ મન, મંહતજન દાખિયા;
મોટા સાધે જેહ, લઘુથી તે ના બને,
એમ કહી નિઃશ્વાસ, મૂકી બેઠો કને. ૫૭
ગોરાણી તે વાર, ઝટપટે આવિયાં,
જોઈ ગુરૂને ત્યાંય, જરા નવ ભાવિયાં;
બોલાવ્યા વિણ તેહ, કહે ડાહ્યો અલ્યા,
ના ના કે'છે શુંય, મનુષ જોવા મળ્યા. ૫૮
કે'છે અધર્મ તુંય, જવાબ દિજે ઝટે,
જો પુત્રીની પેર, વિધિ કરી શું ઘટે ?
થાતું આવ્યું થાય, મતિ મૂઢ શે થઈ,

---

૫૪ કોણ ૯૦—કયા સારા શાસ્ત્રમાં. ૫૬ તશું-તેવું. પુરૂષમાં—સ્વયંભૂ મનુ આદિ પુરૂષોને અથવા જન-સમાજમાં. ૫૮ બોલાવ્યા વિણ —( ગોરાણીને ).

ખીજ્યા ઋષિ અપાર, સમજ શેણે ગઇ. ૫૯
વાત કરૂં છું અમે, તમે ક્યમ આવિયાં,
ખીજ્યા મુનિ એ પેર, ભલાં નહિ ભાવિયાં;
અશ્રુપાત સમેત, મુનિપત્ની તો ગયાં,
એ ગૃહસ્થાશ્રમ જાણ, સુખનાં સ્વપ્નાં થયાં. ૬૦
શિષ્ય થયો ઉદાસ, વડેરો કાંવિયો,
બોલ્યા ગુરૂજી બોલ, સમજમાં લાવિયો;
જો ભાગે તુજ ભ્રમ, તદા મન મગ્ન થા,
જોર જુલમે ન થાય, શુભાશુભ લગ્ન આ. ૬૧
ગુરૂકુળ કૂડી દષ્ટ, નિગમ તો ના કહે,
માનું સત્ય હું એજ, વિરૂદ્ધ થઇ ક્યાં રહે;
પોથી આપે એક, ગુરૂવર ગાંડથી,
તે સંગ્રહે તું જાણ, તજી મન રાંટથી. ૬૨
વાપરતો નિઃશંક, દુષિત તું જો નથી,
તો પુત્રીથી શામાટ, ઉચાટ કરે કથી;
કૃષ્ણાર્પણ કરૂં હુંય, ધન ધાન્ય જે મળે,
તે લેવા આતુર, ધરમ શું ના કળે. ૬૩

---

૫૯ બ્રહ્મા સ્વ પુત્રીની પાછળ દોડ્યા હતા તેને ઉદ્દેશીને કહે છે: જો ૬૦—વિધિ( બ્રહ્મા )એ જે ( પોતાની ) પુત્રીની પેર કરી હતી તે શું ઘટે છે ? પણ એ તો થતુંજ આવ્યું છે. ૬૦ તમે—ગોરાણી.

૬૧ શુભાશુભ—જેમાં વરકન્યાનું શુભ અને અશુભ રહ્યું છે એવાં. ૬૨ રાંટ—વાંકાપણું. મનથી રાંટ તજીને, એ અન્વય.

૬૩ તે લે૦—તે લેવા તમે વિદ્યાર્થીઓ આતુર થાઓ છો, તો ગુરૂએ આપેલી દક્ષિણા લેવાનો તેમનો ( વિદ્યાર્થીઓનો ) ધર્મજ છે એ શું તેઓ કળે ( સમજે ) નહિ ! અર્થાત્ હું મારી પુત્રી તને કૃષ્ણાર્પણ આપું તે પણ તારે લેવી યોગ્ય છે.

પંચભૂતનું શરીર, સરવનું છે બન્યું.
દક્ષાદિક ઉત્પન્ન, કઇ વિધિ થયા મનુ
દેહતણો જે ધર્મ, તનુ તે આચરે,
એમાં શાનો દોષ, ઘણા ઉપજે મરે ૬૪
બાંધ્યા જે જે નીમ, ભલા તે પાળવા,
સત્યાસત્ય વિચાર, વીતકમાં વાળવા;
સૂક્ષ્મ કરી વિચાર, સમયને જાણવો.
ધર્મતત્વ અતિ સૂક્ષ્મ, સુધર્મ પ્રમાણવો. ૬૫
નિરૂત્તર તે વાર, કરમકાંડી થયો,
કો' તે કરૂં ગુરૂદેવ, હવે સંશય ગયો;
એવાં ઘણાં દ્રષ્ટાંત, બીજાં પણ આપિયાં,
સંશય ગયો સમૂળ, લગન તો માપયાં. ૬૬
આનંદોત્સવ ત્યાંય, મહીં મઢીએ થયો,
રે ફૂળી મૃગચર્યાય, સુસંયમ તો સહ્યો;

---

૬૪ દક્ષાદિક ઇ૦—દક્ષ વગેરે બ્રહ્માનાજ પુત્ર છે અને દક્ષ વગેરેની કન્યાઓને પરણનારા પણ બ્રહ્માનાજ પુત્રો છે તેઓ કેમ પરણ્યા ? એ તાત્પર્ય છે. મનુ ઇ૦-સ્વાયંભુવ મનુ અને શતરૂપા સ્ત્રી બ્રહ્માના જમણા તથા ડાબા અંગમાંથી ઉત્પન્ન થયાં હતાં માટે ભાઇ બેન કહેવાય, એમ છતાં તેઓ પરસ્પર વર્યા હતાં.

૬૫ બાંધ્યા ઇ૦—એ શિવાય બીજા સત્યાસત્ય વિચાર વગેરે ઘણાય નિયમો છે તેનેજ પાળવા. અર્થાત્ વ્યવહારની અનુકૂળતાને અર્થે લગ્ન સંબંધી એક આવા નિયમનો કદાપિ ભંગ થયો તોય શી હાનિ છે ? વીતકમાં—આચરણમાં.

૬૬ કરમકાંડી—કર્મકાંડમાં શ્રદ્ધાવાળો કહોડ. કર્મકાંડી શબ્દ મૂકવાથી એવો ધ્વનિ નીકળે છે કે તે કર્મકાંડી હતો માટેજ ગુરૂપુત્રીને પત્ની કરવાને તેણે આટલી આનાકાની કરી; વેદાંતી હોત તો કયારનોય ગ્રહણ કરી બેઠો હોત !

એમ તપોવનલોક, વદે મનમાં રળી,
આમ્ર સુવાસિત વેલ, ભલી ભાતે ભળી. ૬૭
નિંદા કરે અનેક, કહોડ પુત્રીતણી,
રે પરણે ભઇ બેન, રૂડી જોડી બણી !
વક્ત્રે કહે ઘણાય, પૂંઠેથી કો વદે,
ઉદ્દાલક મન મગ્ન, પ્રફુલ્લિત છે હૃદે. ૬૮
માઘ સમ્યક તો માસ, સુદી નવમી ગોરજે,
લગ્નતણો તે દિન, સજાઇને સજે;
બ્રાહ્મણવિધિએ લગ્ન, હરખથી કીધલાં,
દાન શક્તિ અનુસાર, મુનિવર દીધલાં. ૬૯
વર્ત્યો જય જયકાર, પરણીને ઊઠિયાં,
દેવી દેવ સમેત, સરવ ત્યાં તૂઠિયાં;
આનંદોત્સવ સાથ, પરતણા તો થયા,
કે પઇના મા'રાજ, હરખમાં જે રહ્યા. ૭૦
રામ સીતાની જોડ, પરણી આવી પુરમાં,
તેવું તપોવન જાણ, મહાર્ણવ પૂરમાં;
(શું) સાવિત્રી પતિ સાથ, વિવિધાનંદમાં,
છે ચ્યવન પત્ની સમેત, શું પ્રેમાનંદમાં. ૭૧

---

૬૭ મૃગચર્યા-( વિદ્યાવિનોદિનીની ). આમ્ર—આંબો. આંબાને સુગંધી વેલ વીંટાય તે જેમ શોભે, તેમ કહોડને વિદ્યાવિનોદિની વરી તે જોડું શોભવા લાગ્યું.

૬૮ વક્ત્રે—મોઢા ઉપર. માઘ-માહા માસ. સમ્યક-રૂડો. ગોરજે—સાંજે ગાયો ગામમાં આવે તે વખતે. ૬૯ બ્રાહ્મણવિધિએ—યથા શાસ્ત્રોક્ત પણ ધામધૂમ વગર.

૭૦ પરતણા-પરના થયા અર્થાત્ પરણ્યા. ૭૧ મહાર્ણવ પૂરમાં-આનંદરૂપી મહાર્ણવ( મોટા સમુદ્ર )ના પૂરમાં. સાવિત્રી-સાવિત્રી પોતાના મૃત

## વલણ.

પ્રેમાનંદમાં પત્ની સહ, કહોડ કરૂણાકાંત રે;
મૂઢમતિ શું વર્ણવે, ચિત્તવૃત્તિ નહિ શાંત રે. ૭૨

## કડવું ૭ મું.

### શ્લોક.

નિંદે નારી નકામી, નર સુર સુરીઓ, સપ્ત મુનીશ મોટા,
વંદે પાછા વિવાદે, વર વરી વનિતા, એ વિના સર્વ ખોટા;
માયા દેવી વરાંગી, વિતનુ તનુ વધ્યે, ના મળે ભૂમિ જોટા,
કાયા માયા કમાયા, ધરમધર તદા, વાળતા એમ ગોટા. ૧

### રાગ દેશાખ.

પરણ્યા સુધી કોઇક નિંદે, નિંદતા કો તે પછી,
દરશન થતામાં સરવ વંદે, નિગમ આગમમાં ગછી;

---

પતિને સજીવન કરી તેને પામીને વિવિધ આનંદમાં આવેલી હોય અથવા ચ્યવન નામે આંધળા અને વૃદ્ધ ઋષિને વરેલી સુકન્યા નામે સ્ત્રી તેને જુવાન અને નેત્ર વાળા જોઈને પ્રેમરૂપી આનંદમાં આવેલી હોય તેવી વિદ્યાવિનોદિની કહોડને પામીને આનંદ પામી હતી.

૧ સ્લોક-સ્રગ્ધરા. સુર—દેવે. સુરીઓ—યતિઓ. સપ્તમુનીશ—વસિષ્ઠ વગેરે સાત મુનિઓ. વંદે ઈ૦—વળી પાછા તેઓજ વનિતાને વરવરી ( શ્રેષ્ઠ પુરૂષોએ વરેલી ) કહીને વંદે છે. માયા ઇ૦-જ્યારે તેમના તનુ ( શરીર )માં વિતનુ ( કામદેવ ) વધે છે ત્યારે સ્ત્રીને તેઓ માયા, દેવી, વરાંગી ( ઉત્તમ અંગવાળી ) એવાં નામ આપીને કહે છે કે એના જોટા ભૂમિમાં મળે એમ નથી. સ્ત્રીની કાયારૂપી માયાને કમાયલા ધરમધર ( ધર્મવાળા ) પુરૂષો એમ ગોટા વાળે છે. એક વાર જેને નિંદે છે તેનેજ પાછા વંદે છે માટે તેમનું એ કર્મ ગોટા વાળવા જેવું છે-એક ખરા નિર્ણય ઉપર આવતા નથી. એ ભાવ છે. આ કડવામાં કર્મકાંડમાં આસક્ત એવો કહોડ સ્ત્રીપાશમાં કેમ બંધાય છે તેનું વર્ણન છે એવું આ શ્લોક ઉપરથી સૂચન કર્યું છે.

ઘરધણી એ તો જગધણી છે, ગૃહિણીપતિ ત્રૈલોક્યનો !
ગૃહનિવાસી સૌ આશ્રમોથકી, છે અધિક આ ઓકનો ! ૨
છે એજ બીજું છે નહીં કંઇ, સાર સિદ્ધાંતે કહ્યો,
ગૃહનાર નારજ નાર વિણ નહિ, નારથી આ જગ રહ્યો;
નિત્ય જાપ એવો માપમાં ધરી, આપ રાત્રી દી રટે,
એ વિધિ પ્રચલિત ઠામ ઠામે, મા'ત્મ્ય જેનું ના ઘટે. ૩
મુનિશિષ્ય અળગો કેમ રે' રતિ, કોઈ કપરો ના બચે,
જો કામ બાળ્યો શંકરે, ફરિ કામ માંહી તે પચે;
હરિ ને કમળભૂ હારિયા વળી, કહોડ તહીં શું કરે,
કરમ ભૂલી ધરમ ભૂલી તે, કામસેવા આચરે. ૪
ગુરૂ ક્યાં રહ્યા ગુરૂ ક્યાં ગયા સૌ, આપ ભૂલ્યો ચિત્તથી,
ધન ધાન્ય આદિક મોહકારી. (પણ) કામ વધતો વિત્તથી;

---

૨ રાગ દેશાખ—હરિગીત છંદ. પરણ્યાસુધી નિંદે— ( કેમકે તેનો-ાનુભવ થયો નથી માટે ). તે પછી નિંદે—( તેની અતિ આસક્તિથી હાનિનો અનુભવ કરીને ). નિગમ ઇ૦–નિગમ ( વેદ ) કે આગમ ( શાસ્ત્ર )માં ગછી ( જઈને ). અર્થાત્ વેદશાસ્ત્ર જાણ્યા પછી પણ સ્ત્રીને જોઇને પુરૂષો મોહિત થઇ તેને વંદે છે. સ્ત્રી મળ્યા પછીની મોહ દશા વર્ણવે છે: ઘરધણી ઇ૦—સ્પષ્ટ છે. ગૃહિણીપતિ ઇ૦—જે ગૃહિણી ( સ્ત્રી )નો પતિ થયો તે તો પોતાને ત્રૈલોક્યનો પતિ સમજે છે! ગૃહનિવાસી ઇ૦—ગૃહનિવાસી પુરૂષ એમ માને છે કે સૌ આશ્રમોથકી આ ઓકનો ( ઘરનો ) આશ્રમ–અર્થાત્ ગૃહસ્થાશ્રમ એજ અધિક છે અથવા આ ઓકનો ( આ ભુવનનો–આ બ્રહ્માંડનો ) ગૃહનિવાસી–ગૃહસ્થાશ્રમી એજ સૌ આશ્રમોથકી અધિક ( શ્રેષ્ઠ ) છે. ૩ ગૃહનાર--ઘરની સ્ત્રી. પ્રચલિત--ચાલતો--પ્રચારમાં.

૪ અળગો—દૂર. કપરો—કઠણ. અર્થાત્ બળવાન. જો ઇ૦–શંકરે કામને બાળ્યો હતો એ વાત પુરાણો અને કાવ્યોમાં પ્રસિદ્ધ છે. ( જુઓ કુમારસંભવ સર્ગ ૩ જો ). કમળભૂ–બ્રહ્મા.

જીત્યો કહે કો કામને તે, કામનો નહિ કામનો,
જીત્યો કહે કો કામને તે, શ્યામશોજ બદામનો. ૫
જીત્યો કહે કો કામને તે, આમ માનું છું અમો,
તૃષ્ણા ન ઉપજી ત્યાં લગી દઢ, ખરેખર માનો તમો;
ઇતિહાસ ને પુરાણ જોજો, પાન પાને ફેરવી,
સુણશો તમે ડંકો કડીધોમ, કર્ણશૂન્ય શી ભેરવી. ૬
ભૂલ્યા ઘણા ડૂલ્યા ઘણા ત્યાં, કર્મકાંડી શું કરે,
રામાતણો ઇક જાપ મુખે, રાત દાડો ઉચ્ચરે;
નથી દીસતી ગૌરી ગઇ કયાં, એમ પળ વિપળે વદે,
વિદ્યાવિનોદિની વિનય સાથે, ભેટતી આવી હૃદે. ૭

---

૫ કામનો–કામનો હોય તો પણ. કેમકે તેનું કહેલું સત્ય નથી. શ્યામશોજ–શ્યામ ( કૃષ્ણ–વિષ્ણુ ) સરખો હોય તો પણ.

૬ ઇતિહાસ અને પુરાણ–વ્યાસ મુનિએ પુરાણમાં પણ એનેજ મળતું વચન કહ્યું છે: જેમ, " तावद्देवनयधी र्विराजतेतावद्देवजनतामयंभजेत् । यावद्देवन कुरंगमद्दशांताड्यतेचपललोचनांचलै: ॥ અર્થ—જ્યાં સુધી મૃગલોચનીઓના ચંચળ નેત્રનાં કટાક્ષોવડે પુરૂષ હણાતો નથી ત્યાં સુધીજ તેની નીતિ સંબંધી બુદ્ધિ શોભે છે અને ત્યાં સુધીજ તે જનમંડળનો ભય મનમાં રાખે છે." કર્ણ ઈ૦—કાનને શૂન્ય ( બેહેરા )કરી નાખે એવી ભેરવી તમે સાંભળશો એ અન્વય.

૭ કર્મકાંડી—કહોડ. રામા–સ્ત્રી. ગૌરી–સ્ત્રી. અહીંથી વાંચનારે ધ્યાનમાં રાખવું કે કવિએ આ શાંતરસપ્રધાન કાવ્યમાં શાંતના વ્યભિચારી તરિકે શૃંગારનું વર્ણન કર્યું છે. પણ શૃંગાર શાંતરસનો વિરોધી હોવાથી તેનું વર્ણન શાંતરસમાં અઘટિત છે. માટે એ અઘટિતપણાને ઘટિત કરવાને પ્રથમ તે જૂદા જૂદા પ્રકારથી રતિ સ્થાયી ભાવનું ઉદ્દીપન કરી શૃંગારનો ઝબકારો બતાવે છે અને પછી તેને શાંતરસના ઉદ્દીપનથી એકદમ તિરોહિત ( અંતર્ધાન ) કરી દે છે. એ રીતે કથાનું કાર્ય પૂરૂં થતા સુધી અનુક્રમે શૃંગારના વીજળી જેવા પ્રકાશને શાંતરસરૂપી શાંત અને કાળા આકાશમાં દેખાડી દેખાડીને ઢાંકી દેવાથી વર્ષાઋતુ જેવો કેટલેક અલૌકિક દેખાવ નજરે આવે છે.

બે માસ ને દિન ચાર એ વિધ, ગયા રંગ વિલાસમાં,
સંભારી આપ્યું શાણિયે ત્યાં, સહજ ગુરૂઘર હાસમાં;
શું ના ગયા હું વિસર્યો હું, કામકેલીમાં પડી,
હા, સ્નાન કરી વેહેલા પધારો, વાર ના કરશો ઘડી. ૮
વારૂ કહી વનિતા તજી કરી, ગુરૂ પાસે આવિયો,
સાષ્ટાંગ નમિયો નાથને તે, સાથને મન ભાવિયો;
ઓળખ્યો નહિ ગુરૂદેવતાએ, બ્રહ્મચર્ય વિના થયો,
કંઇ સમય વીત્યે જાણિયો ગુરૂ, હાથથી આતો ગયો. ૯
આશિર્વચનથી શીર્ષ સુંઘી, પાટ પર બેસાડિયો,
ઉપદેશ કરવા લાગિયા, મનસિજે બ્રહ્મ ભગાડિયો;
અતિ સેવના એની કરે કો, તેહ જાણો નરપશુ,
મર્મમાં બીજું કહ્યું મુનિ, કામી પ્રીછે શું અશું ? ૧૦
ઉપદેશ કરતાં વેદ હારે, કામી માને ના કશું,
વાસવ ધનદ વરૂણાદિ હાર્યા, જીત્યો જડ આઠે વસુ;
ત્યાં તાપસતણું કોણ માને, મૌન મુનિ બેશી રહ્યો,
ચાલ્યો સમય તે સાધી ત્યાંથકી, ઝટ જુવતી ભેગો થયો. ૧૧
સનમાન સાથે સ્વામી તેડી, વરાંગી ગઇ ગેહમાં,
શો જ્ઞાનભાનુ પ્રકટિયો પછી, કર્મકાંડી દેહમાં !
વનિતા કહે છે આશ મુજને, વનવિલાસ કર્યાતણી,
સ્વામી આશા પૂરિયે મુજ, દાસી દુઃખ મને ગણી. ૧૨

---

૮ કામકેલી—કામની રમત. ૧૦ શીર્ષ સુંઘી—માથું સુંઘીને બાળકનું માથું સુંઘવાનો પૂર્વે ચાલ હતો એમ પુરાણો પરથી જણાય છે. મનસિજે—કામે. બ્રહ્મ—બ્રહ્મજ્ઞાન અથવા વેદ. કામી ઇ૦—પણ કામી પુરૂષ શું અશું ( એવું ) પ્રીછે છે ( જાણે )છે ?

૧૧ વાસવ-ઇંદ્ર. ધનદ-કુબેર. જીત્યો ઇ૦—જડ સરખા આઠે વસુ ( નામના દેવોને ) પણ ( કામ ) જીત્યો. તાપસતણું-ઉદ્દાલકનું. ૧૨ વરાંગી-ઉત્તમ અંગવાળી સ્ત્રી. ગેહમાં-ઘરમાં. શો ઇ૦— ( વક્રોક્તિ ).

દિન એક સારો ટેક મારો, પૂરવો હે નાથ જી,
વિનંતિ એ છે પ્રાણપતિ મુજ, ફરૂં ઝાલી હાથ જી;
પ્રભુ આંખને કીકી અનેરી, જૂદી દીસે જો કદી,
છે એક નહિ મિનમેષ તેમાં, પુરૂષ પ્રકૃતિ તો વદી. ૧૩
છે સાથ કાયા અને છાયા, અનુપમ અભિધાનમાં,
તે વિષે જોકે બે જાણાં પણ, એક રૂપાં માનમાં;
અધિકી ન આશા એજ મારે, કાઢવો દિન રાગમાં,
ત્રય વિઘ્ન છે એ વિષે સ્વામી, સ્નાન સંધ્યા જાગમાં. ૧૪
પતિ એજ માગ્યું આપિયે મમ, આવી અતિ અનુરાગમાં,
બે હસ્ત જોડી ઊભી શ્યામા, શીર્ષ મૂક્યું પાગમાં;
શું કહોડ ભૂલ્યા કર્મ કરવાં, માનું નહિ હું તે કદા,
ઈક શીશ સાટે કર્મ સાધ્યાં, ચરણ સેવીને સદા. ૧૫
રે ભાર શા ગુરૂચરણ નિકટે, કામ હામ ધરી રહે,
પણ કાળ જેવો દાવ સાધે, ગુરૂ તેને શું કહે;
ડાવકો થઈને ઠીક કે'છે, એમ કરશું આપણે,

---

૧૩ અનેરી–બીજી. પુરૂષ પ્રકૃતિ–પુરૂષ અને પ્રકૃતિ જેમ જૂદાં નથી તેમ તમે અને હું જૂદાં નથી. ( સ્ત્રીનાં આ મધુર વચન કહોડના રતિભાવનાં ઉદ્દીપન છે ).

૧૪ અભિધાનમાં––નામમાં. ઉપમા ન આપી શકાય એવા નામમાં અર્થાત્ જેની ઉપમાનો શબ્દ જડતો નથી એવાં કાયા અને છાયા સદૈવ સાથેજ છે. માનમાં–અંતઃકરણની પ્રીતિના માપમાં. વિઘ્ન બતાવે છે : સ્નાન, સંધ્યા અને જાગ–યજ્ઞ.

૧૫ અનુરાગ–પ્રીતિ. કહોડ સરખો કર્મકાંડી પણ પોતાનાં નિત્ય કર્મ રૂપ અવશ્યાકરણીય કર્મ કામબળથી ભૂલ્યો છે તે વર્ણવતાં કવિ કહે છે: શું કહોડ ઇ૦—સ્પષ્ટ છે.

પ્રાયશ્ચિત કરી પવિત્ર થાશું, એક દિનમાં શું બણે. ૧૬
આનંદી અબળા અતિ ઘણી તે, રાત નિરગમી નેહમાં,
પ્રાતર થયે સ્ત્રીપુરૂષ ચાલ્યાં, કામ પ્રકટ્યો દેહમાં;
ત્યાં વાયુ મંદગતિ કરે અતિ, દ્વંદ્વ બોલે મોરનાં,
સારસ સમાં બે સંચરે છે, અધિકતા એ સોર ના. ૧૭
વિખુટાં પડે નહિ વાતમાં તે, હારમાંજ વિહારમાં,
વિખુટાં પડે નહિ વાતમાં તે, સારમાંજ અસારમાં;
વિખુટાં પડે નહિ વાતમાં તે, પારમાંજ અપારમાં,
વિખુટાં પડે નહિ વાતમાં તે, ભારમાંજ અભારમાં. ૧૮
વિખુટાંજ પાડે કાળ ભૂલ્યાં, ધાર નિરાધારમાં,
વિતનુ વાધ્યો સ્વર અલાપે, ભામિની ભરતારમાં;

---

૧૬ રે ઇ૦—કામના શા ભાર છે કે ગુરૂના ચરણની પાસે તે હામ ધરીને રહી શકે ? ત્યારે કહોડ કેમ કામથી મોહિત થઇ ગયો ? તે વિષે કહે છે; પણ ઇ૦—જેમ બળવાન યોગીંદ્રને પણ લાગ જોઇને કાળ લેઈ જાય છે તેમ કામ પણ પ્રસંગ જોઇને દાવ સાધી જાય છે ! કામ બુદ્ધિને કેવી રીતે ભમાવે છે તે વર્ણે છે; દાવકો ઇ૦-સ્પષ્ટ છે. એક દિવસમાં તે શું બને ?—શું થઇ જવાનું છે ? નિત્યકર્મનો લોપ થવાથી પાપ લાગશે તો પ્રાયશ્ચિત કરીને પવિત્ર થઇશું !

૧૭ અહીંથી કવિ વિષયોની નિ:સારતા અને કામાદિ દોષ પરિણામે દુ:ખ દે છે એ દેખાડવાને પ્રથમ શૃંગાર અને પછી શાંતના ભાવો વર્ણવા શરૂ કરે છે. પુરાણોમાં કુરંગાદિનાં પાંચ દૃષ્ટાંત પાંચ વિષયો માટે પ્રખ્યાત છે, તેજ દૃષ્ટાંતોનો ઉપયોગ કરી કવિએ વર્ણન કર્યું હોય એમ જણાય છે. ( જુઓ છંદ ૨૧ મો ). વાયુ—( એ વગેરે ઉદ્દીપન વિભાવ છે ). દ્વંદ્વ—જોડાં. અધિકતા એ ઇ૦-બે સારસ જોડેજ ઉડે છે પણ ઉડતાં સોર કરે છે; તેવો સોર આ બે જણ કરતાં નથી એ એમનામાં અધિક ભૂષણ છે.

૧૮ હારમાં—આહારમાં-ભોજનમાં. સારમાં ઇ૦—સારા-માઠામાં. પારમાં ઇ૦—થોડાઘણામાં. ભારમાં ઇ૦-ભારેહલકામાં.

ત્યાં મધુર મંદ સુગંધિ શીતળ, વાયુ વાયે વાટમાં,
ખીલ્યાં કમળ જોઈ જુવતી, ખરેખર ઉચ્ચાટમાં. ૧૯
ભરતારને કે' ભામિની શું, અવિદ્યા આવી અડી,
શું કમળદળ જુઓ જઈજઈ, કંથ કૂડી આ ઘડી;
મમ કમળદળવત નયન નિરખી, કરો ચુંબન ભાવમાં,
ખીલ્યા કમળશુ વદન મારૂં, સમજીએ કંઇ હાવમાં. ૨૦
એવે કરિવર મસ્ત આવ્યો, પાણીમાં પેઢો થયો,
કંઇ પદ્મ તોડયાં તેથકી, ઉચ્ચાટ ઉર અળગો ગયો;
અતિ પદ્મ આવી પાસ પડિયાં, એક લીધું હાથમાં,
ઝટ રવ સુણી ઉકાલિયું કે, ભ્રમર દીઠો સાથમાં. ૨૧

---

૧૯ વિખુટાં ન પડવાનું વર્ણન કરી સ્ત્રી પુરૂષની અત્યંત પ્રીતિ બતાવી શૃંગારનું કાંઈક ઉદ્દીપન કરી વળી કાળનું વર્ણન કરી તેનો અરત કરે છે વિખુટાંજ ઇ૦—સ્પષ્ટ છે. વિતનુ–કામ. સ્વર અલાપે—સ્વર આલાપવાથી ઉચ્ચાટમાં—ચિંતામાં ( ઇર્ષાને લીધે ). ઇર્ષ્યા શી તે નીચેના છંદમાં કહે છે

૨૦ અવિદ્યા–મોહ. શું ઇ૦— હે કંથ ! તમે કમળનાં દળ ( પત્ર ) જઈજઈને શું જુઓ છો ? આ ઘડી મને કૂડી લાગે છે—તમે એમ કરો છો તે વખતે મને ઠીક લાગતું નથી. શા માટે ? મમ ઇ૦—સ્પષ્ટ છે. કમળને જોતા સ્વામીને જોઇને પોતાના રૂપના ગર્વવાળી સ્ત્રી કમળની ઈર્ષ્યા કરી આ વચન બોલે છે માટે એ ' રૂપગર્વિતા' નાયકાનું વર્ણન છે.

૨૧ મુખકમળને જોઇને મોહિત થયેલા પુરૂષનો મોહ મટાડવાને ભ્રમરના નાશનું દૃષ્ટાંત આપી કવિ વળી શૃંગારનો શાંતવડે તિરોભાવ કરે છે: એવે ઇ૦—પાણીમાં મસ્ત હાથીએ પડીને કમળ તોડયાં તેથી સ્ત્રીનો ઉચ્ચાટ અળગો થયો. હાથીએ ઉખાડેલાં કમળોમાં ભમરો પુરાયલો હતો તે કમળ સાથે હાથમાં આવે છે. રવ–શબ્દ ( ભમરાનો ). એક સંસ્કૃત કવિએ પણ આજ ઉદાહરણ કહ્યું છે: જેમ, " रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं भास्वानुदेष्यति हसिष्यति पंकजश्रीः । इत्थं वितर्कयति कोशगते द्विरेफे हा हंत हंत नलिनीं गज उज्जहार । અર્થ—સુગંધ લોભથી કમળમાં પુરાયલો ભમરો વિચાર કરે છે કે, હવે રાત વાતી

સમરણ થયું ગુરૂવચન કેરૂં, વિષયથી ખટપદ મરે,
ઘ્રાણેંદ્રિકેરો માત્ર એ રસ, એકથી ના ઉગરે;
તો અરે– કે'તાં કામ જાગ્યો, ભણ્યો ભૂલ્યો ભાતમાં,
કે' ભામિની ભરતાર મારા, વિચારો શે શાતમાં. ૨૨
આલિંગી અબળા એમ ભાખી, જ્ઞાનતુરો મરડો હવો,
અટકણ થયો બેસી ગયો ઝટ, કામતુરી તાતો નવો;

---

જશે અને સારૂં પ્રભાત થશે, સૂર્ય ઉગશે અને તેથી કમળો ખીલશે; એમ થશે ત્યારે હું તેમાંથી ઊડી જઇશ. એ પ્રમાણે કમળના દોડામાં રહેલો ભમરો વિચાર કરે છે, એવામાં અરે ! અરે ! તે કમળના છોડને હાથીએ ઉપાડી નાખ્યો ! તાત્પર્ય કે તેમાં પુરાયલો ભમરો કમળ સદૈવ બીડાયલુ જ રહેવાથી નાશ પામ્યો ! ઘ્રાણઇંદ્રિયના વિષય ગંધમાં લોભાવાથી ભમરો નાશ પામ્યો છે. અને તેજ પ્રમાણે કુરંગ ( મૃગ ) આદિક પ્રાણીઓ જૂદા જૂદા એક એક વિષયથી નાશ પામે છે. તે વિષે પુરાણોમાં કહ્યું છે કે "कुरंगमातंगपतंगभृंगमीनाहताः पंचभिरेवपंच । एकः प्रमादीसकथंनहन्यतेयःसेवतेपंचभिरेव पंच । અર્થ—કાનઇંદ્રિયના શ્રવણ વિષયથી લોભાયલો મૃગ, ત્વચા ઇંદ્રિયના સ્પર્શ વિષયથી લોભાયલો હાથી, નેત્ર ઈંદ્રિયના રૂપ વિષયથી લોભાયલું પતંગીઉં, ઘ્રાણઇંદ્રિયના ગંધ વિષયથી લોભાયલો ભમરો અને રસનાઈંદ્રિયના રસ વિષયથી લોભાયલો મત્સ્ય, એ પાંચ પ્રાણી પાંચ જૂદા જૂદા વિષયોમાંથી એક એકમાંજ લોભાવાથી મરણ પામે છે, તો જે અસાવધ પુરૂષ પોતાની પાંચે ઇંદ્રિયોવડે પાંચે વિષયોને સેવે છે તે કેમ ન માર્યો જાય ! " આ શ્લોકમાં કહેલાં ઉદાહરણોમાંથી એક એક પ્રાણીનો નાશ કેમ થાય છે તે હવે પ્રેમાનંદ જૂદા જૂદા પ્રસંગથી વર્ણી બતાવીને એક સ્ત્રીમાં રહેલા પાંચે વિષય તજવા યોગ્ય છે એમ શ્રોતાને બોધ કરે છે. માટે આગળ જ્યાં જ્યાં તે પ્રસંગ આવે ત્યાં ત્યાં ઉપરના શ્લોકમાં કહેલા વિષયો ધ્યાનમાં રાખવા.

૨૨ ખટપદ—ભમરો. ઘ્રાણેંદ્રિ–નાકનું ઇંદ્રિય. ઘ્રાણ વિષયના નાશકારક પરિણામથી વર્ણાયલા શાંતરસનો શૃંગારથી બાધ કરે છે: તો અરે ઇ૦— એટલું અરધું વાક્ય બોલતાંજ સ્ત્રીના આલિંગનરૂપ સ્પર્શ વિષયથી મોહ પામે છે.

અસવાર તે ઉપર થઈ મુનિ, ચાલિયા ચતુરાઇમાં,
શિલાતળે જઈ બેય બેઠાં, કરે કેલિ નવાઇમાં. ૨૩

એવે સુજાતા જુવંતીએ, અલાપિયો કાનુડો,
હરિણીઓ આવે ગોપી પેઠે, વેણુ વાયે કાનુડો;
મિટે મિટ મળી કાન ઉંચા, સુણે સારા રાગને,
ભય તજ્યો હરણે મરણકેરો, વળી બીજા રાગને. ૨૪

એ વિધે સો પંચાશ ભેળાં, થયાં સુણવા ગાનને,
ગાયત્રી છંદ ગાય ગોરી, સાત સ્વરના માનને;
જાળવે છે ગ્રામ બહુ વિધિ,મૂર્છના ને માપમાં,
રીઝે પતિ રતિ સાધવા જયમ, કળા પ્રકટે આપમાં. ૨૫

છે શ્વાન મધ્યે સિંહ પણ તે, સિંહકેરી જાત છે,
મોહિત છે મુનિ તેમ તેવો, જુવે હરણ વિખ્યાત છે;
એક રવ સુણી મોહ આ શો, સો પચાસે વાધિયો,
છે શ્રવણ ઇંદ્રી ધિઃક તુજને, સમય સાધ્ય ન સાધિયો. ૨૬

---

૨૩ તુરી—ઘોડો. ઘરડો—જીર્ણ. અર્થાત્ નિર્બળ. ૨૪ કાનના વિષયથી દુઃખ છે એમ બતાવે છે. એવે ઇ૦—સ્પષ્ટ છે. કાનુડો—કાનડો. નામનો રાગ. મિટેમિટ મળી—એકી ટસે જોઇ રહ્યાં. કાન ઊંચા ઇ૦—**સ્વભાવોક્તિ અલંકાર.** રાગ—પ્રીતિ. બીજા વિષયની—પ્રીતિ.

૨૫ ગોરી—સ્ત્રી. માન—માપ. ગાયત્રી છંદે—આઠ આઠ અક્ષરના ત્રણ ચરણના અથવા છ છ અક્ષરના ચાર ચરણના છંદથી. ગ્રામ—સાત સ્વરના ત્રણ વિભાગ સ્વરશાસ્ત્રમાં પાડયા છે તે પ્રત્યેક વિભાગને ગ્રામ કહે છે. મૂર્છના —સાત સ્વરમાંથી પ્રત્યેકના કોમળ, મધ્યમ અને તીવ્ર એવા ભેદ કરતાં જે એકવીશ ભેદ થાય છે તે પ્રત્યેકને મૂર્છના કહે છે.

૨૬ શ્વાન ઇ૦—જેમ કૂતરામાં જન્મથી રહેલું સિંહનું બચ્ચું પોતાને કૂતરાના સમાન ધારે ખરૂં પણ વસ્તુતઃ તે સિંહજ છે તેમ આ મુનિપણ વિષયોમાં રહીને મુગ્ધ થઇ ગયો છે પણ વસ્તુતઃ જ્ઞાનીજ છે. તેનું જ્ઞાનીપણું

એ રીતે જ્ઞાની થયા મુનિ, કે કટાક્ષજ કીધલો,
મોહાસ્ત્ર વાગ્યું પંચ શરનું, દાવ દુંદુભિ દીધલો;
ભૂલ્યા ઋષીશ્વર ભવન ભાસ્યું, જ્ઞાન દીપક તો ગયો,
રે આવ્ય તું સુખ લાવ્ય તું સહુ, સાધ્ય તું એવો થયો. ૨૭
આનંદ વાધ્યો કામ સાધ્યે, સાધુ સમજણ ચૂકિયો,
પશુ પેર મનસિજ મોડ માંડયે, વિવેક વિદુરે મૂકિયો;
સમિધ લેવા વન ગયા, વિદ્યારથી ગુરૂઘરથકી,
ઝાંખા થયા વિધિ જોઇ વસમો, મળ્યા સુણી સુણીને વકી. ૨૮
નાગો નગરપતિથકી આઘો, અધિક કામે અંધ છે,
જોનાર લજ્જા પામિયા પણ, શું વિતનુ પ્રતિબંધ છે !
સહુ હારી હારી ગયા ગુરૂઘર, વાત કરતા વાટમાં,
વિદ્યાવિનોદિનીતણી માતે, સુણી વાતો ઘાટમાં. ૨૯
ઉચ્ચાટમાં આવી અતિશે, શાપ દે મુનિ કોઇ તો,
જો જાય ગૌતમી પાસ સ્વામી, કરૂં જઈ હું સોઇ તો;
સંતાન સારાપણું મૂકે, મા કુમાતા થાય ના,

---

બતાવે છે: એક ઇ૦—એક રવ ( શબ્દ ) સાંભળીને આ સો પચાસ હરણને શો મોહ થયો છે !

૨૭ કટાક્ષ-રૂપવિષયનું ઉપલક્ષણ. ભવન ઇ૦-જ્ઞાન દીપક જવાથી અંધકારરૂપી ભવન દેખાયું.

૨૮ મનસિજ—કામ. કામે પોતાનો મોડ ( વક્રપણું ) માંડયો ( આરંભ્યો ) ત્યારે વિદુરે ( વિદ્વાને-કહોડે ) વિવેક મૂકયો. સમિધ-હોમવાની વનસ્પતિ. વિધિ—રીતભાત ( કહોડની ). વકી—પ્રસંગ ( કહોડનો ).

૨૯ નાગો ઇ૦-નાગો તે બાદશાહથી આઘો, એવી કહેવત છે. લોકોક્તિ અલંકાર. શું ઇ૦—પણ શું વિતનુ( કામ )ને કોઇનો પ્રતિબંધ ( અટકાવ ) છે કે !

શું કરૂં સ્વામી કહ્યો ન માને, આ ઘડી તે જાય ના ! ૩૦
નિઃશ્વાસ નાખી નારી બેસે, (વળી) યત્ન કરવા ઊઠતી,
બા'નું બતાવી બોલી બાળા, શકે ના રવ રૂઠતી;
ફંકાસ થાશે એમ ધારી, ધરણીસુર માને કહ્યું,
ગૌતમી ઘેર ચતુર ચાલ્યા, દુઃખ શું તેનું ગયું ! ૩૧
એ વાત મૂકો વેગળી સહુ, અધિક દુઃખ એથી થયું,
જે સારૂં ધાર્યું તેહ સરવે, પૂર વે'તે તો વહ્યું;
ઉદ્દાલકે ઉપમાર્ગે જાતાં, પશુચર્યા જોઇ જ્યાં,
મુનિ મને કોપાવિષ્ટ થાતા, શાંતિ સમૂળી ખોઈ ત્યાં. ૩૨
જાણી સુજાતા પિતા જાતા, કો'ડને ઘણું વારતી,
ઉચ્ચારતો શું થયું એમાં, ડરે શેણે ભારતી !
તારૂણ્યતામાં એહ એવા, હશે નહિ ક્યમ જાણિયે !
દિકરીનું આપ્યું દાન તો, સુખ પામશે, સુખ માણિયે. ૩૩

---

૩૦ શાપ ઇ૦—પુત્રી અને જમાઇનો આવો દુરાચાર જોઇને ચિંતાયુક્ત થયેલી માતાએ વિચાર કર્યો કે, તેમને એવી નિર્લજ્જ સ્થિતિમાં જોઇને કોઇ જતો આવતો મુનિ શાપ દે તો શું કરીએ ? માટે એ શાપથી બચાવવાને હું મારા સ્વામીને એ માર્ગે થઈને ગૌતમી નામની કોઇ વૃદ્ધ ઋષિપત્નીને ઘેર મોકલુ કે જેથી તેમને જોઇ લજવાઇને મારાં બાળક સુધરશે. કરૂં ઇ૦—મારા સ્વામીને ત્યાં મોકલવાની હું સોઈ કરૂં. સંતાન ઇ૦—છોરૂંકછોરૂં થાય પણ માતા કુમાતા ન થાય, એવી કહેવતનો અનુવાદ. **લોકોક્તિ.**

૩૧ શકે ઇ૦—સ્ત્રીનું વચન સાંભળીને ઋષિ વિચારે છે કે, રખેને ના ( નહિ જાઉં ) એવો રવ ( શબ્દ ) સાંભળીને તે રૂઠતી ?—રીસે ભરાય ? અથવા નાર વરૂઠતી ( વિરૂઠતી )-સ્ત્રી ગુસ્સે થાય ! ધરણીસુર-બ્રાહ્મણ-ઉદ્દાલક. દુઃખ ઇ૦—કવિ કહે છે કે તેથી તેનું દુઃખ શું ગયું ? અર્થાત્ નજ ગયું. દુઃખ જવાની સહુ વાત તો વેગળી મૂકો; માત્ર એથી અધિક દુઃખ થયું; કેમકે પોતાનાં સંતાનની નિર્લજ્જતા જાતે જોવાનો વખત આવ્યો.

૩૨ ઉપમાર્ગ-માર્ગની સમીપમાં. પશુચર્યા—પશુ જેવું નિર્લજ્જ વર્તન. મને-મનમાં. ક્રોપાવિષ્ટ-ક્રોધથી યુક્ત. ૩૩ ભારતી !-હે વિદ્યાવિનોદિની·

રે એમ ઉજ્જડ દશ દિશા છે, જ્ઞાની ગોથાં ખાય છે,
મર્યાદ મૂકી તેથી મુનિમ, ક્રોધ કૂડો થાય છે;
નવ વાર મેં સામું નિહાળ્યું, તોય નવ લાજ્યાં તમો,
નવ માસ સાધો સુખ સાચું, શાપ એ દઇએ અમો. ૩૪
મુનિ શો ગણે છે? શું ભણે છે, ઇષ્ટિને કે અનિષ્ટને,
પાછા વળ્યા મુનિ ઘરભણી તે, નિંદતા બહુ ભ્રષ્ટને;
વિવેક લાવી વીસર્યા ઋષિ, ક્રોધ કૂડો શો કરૂં,
પાપિષ્ટ ભોગી પાપકેરો, ક્રોધ કાર્યા શે ભરૂં. ૩૫
રે ચાલતાં અણચાલતાં મુનિ, શાંતિ પામ્યા એમ તો,
વનવિલાસ વિષે વિઘ્ન થાયે, ચા લયે તવ એમતો;
શુભ ગાન કરતાં હરખ ભરતાં, આવિયાં સરતીરમાં,
વિશ્રાંતિ લેવા બેસતાં કે, કેલિ જોવા નીરમાં. ૩૬

---

દીકરીનું ઇ૦—જો એમણે મને દીકરીનું દાન આપ્યું છે તો આપણે સુખ માણિયે છીએ તે જોઇને એ સુખ પામશે.

૩૪ નવ માસ ઇ૦—મુનિએ પોતાની પુત્રી અને જમાઇને શો શાપ દીધો તે કહે છે. તમે નવ માસ સાચું સુખ સાધો. અર્થાત્ તેટલીજ મુદત તમે સુખ ભોગવો; પછીથી તમારૂં સુખ લય પામો, એવો શાપ છે. નવ માસ કહેવાનું પ્રયોજન શાપની પૂર્વે કહ્યું જ છે કે, મેં નવ વાર તમારા સામું જોયું તથાપિ તમે નવ ( નહિ ) લાજ્યાં માટે નવ માસનીજ અવધિ સુધી તમારૂં સુખ રહો. જેવી જોવામાં અને લાજવામાં ' નવ ' શબ્દની આવૃત્તિ છે તેવીજ નવ શબ્દની આવૃત્તિ સ્વાભાવિક રીતે શાપમાં પણ થઇ ગઇ છે, એમ કહેવાનો અભિપ્રાય છે. ' સુખ નાશ પામો ' એમ ન કહેતાં ' સુખ સાધો ' એવો આશિર્વાદરૂપ શાપ વર્ણીને કવિએ ઋષિના મનનો વાત્સલ્ય ભાવ અને દયાર્દ્રતા ધ્વનિત કરી છે.

૩૫ વીસર્યા—( ક્રોધને ) ૩૬ કવિ કહે છેઃ વનવિલાસ ઇ૦—દંપતીના વનવિલાસ વર્ણનમાં આ વર્ણનથી વિઘ્ન થાય છે માટે હવે તે પડતું મૂકી એમ

માતંગ કરિણી સાથ ક્રીડા, કરે છે આનંદમાં,
એવે કરિવર અન્ય આવ્યો, મચ્યું યુદ્ધ કુછંદમાં;
બે હસ્તી ત્યાં લઢિયા અતિશે, પાણી ઉડે જોરમાં,
રે આ મરે કે આ મરે, થાયે ન નિશ્ચે તોરમાં. ૩૭
સુણનારકેરા કર્ણ તો, બે'રા થયા છે સો'રમાં,
ના હઠે એકે એકથી કો', વિત્યે ઘડી પળ પો'રમાં;
દ્વિરદતણા રદ દ્વિ રદ બન્ને, લોહી વે'તું પૂરમાં,
ત્યાં સરતણું જળ લાલ થાતું, વિષયકેરા શૂરમાં. ૩૮
એવે ગરૂડે સોઇ જોઈ, બેય લીધા ચાંચમાં,
કળકળે કરિણી કામ મોહે, લીધા કાળે આંચમાં;
હસ્ત કુચ ઉપર જે હતો તે, કો'ડનો નીચે પડ્યો,
રે વિષય વિષથી ઘણો મોટો, જ્ઞાનગજ એવે ચડ્યો. ૩૯
મનસિજે મચ્છર મોકલ્યો ઝટ, જ્ઞાનગજ ગાંડો થયો,
ભમરી ભમ્યો ચકરી ચઢ્યો ઘણી, મરી જોતાંમાં ગયો;
થુંક્યું ગળો કે'તાંજ કંપે, અંગ સજ્જનનું ભલું,

---

( એ તરફ ) ચાલિયે છીએ. સરતીર–સરોવરને કાંઠે. કેલિ–ક્રીડા ( પછીના છંદમાં વર્ણાશે તે ).

૩૭ માતંગ–હાથી. કરિણી–હાથણી. કુછંદ—( કામકેલિરૂપી). તોરમાં–લઢતા હાથીઓનો તોર જોઇને. ૩૮ દ્વિરદ–હાથી. રદ–દાંત. દ્વિ–બે. હાથીના બન્ને દાંત રદ થઇ ગયા–લઢતાં ભાગી ગયા.

૩૯ સ્પર્શ વિષયના લોભથી લઢતા બે હાથીઓને અચાનક ગરૂડ લેઈ ગયો તે જોઇને વિષયમાં આસકત એવા કહોડને જ્ઞાન ઉપજી આવ્યું તે કહે છેઃ હસ્ત ઈ૦––સ્પષ્ટ છે. રે ઈ૦––અરે ! વિષય તો વિષ કરતાં પણ ઘણો મોટો–ઘણો નાશકારક ! એવા જ્ઞાનરૂપી ગજ ઉપર ચઢ્યો.

તે થુંક ગળવા માંડિયું ત્યાં, કહે અધરામૃત મળ્યું. ૪૦
અધરામૃતે અવિધાર ભૂલ્યો, જ્ઞાન આવેલું ગયું,
આ હા ઇહી રમઝટ લાગી, હતું તેનું તે થયું;
વળિ વાટ લીધી વનતણી તે, કુંજ પુંજે ચાલિયાં,
મનહરણ ખટપદ સોર કરતા, ગુંજ રૂંજે મા'લિયાં. ૪૧
મંડપ અશોકે શોકહારી, વેલ વીંટયે દીસતો,
થઇ શ્રમિત બેઠાં બે જણાં, પતિ પત્ની સહ અતિ હીસતો;
ત્યાં પ્રેમદાની સાથ એવો, મોદ કીધો ક્યાં સુધી,
લાગી ક્ષુધા એવે અતિશે, ભૂલ્યો ભામિનો તે સુધી. ૪૨

---

૪૦ સ્પર્શ વિષયમાં દુઃખ દેખી તેથી નિવૃત્ત થયેલા કહોડની પાછી રસ-વિષયમાં પ્રવૃત્તિ કરાવે છેઃ મનસિજે ઈ૦—મનસિજે (કામે) ઝટ મચ્છર (રસવિષયરૂપી) મોકલ્યો, તેણે તે ગજના કાનમાં પ્રવેશ કર્યો (કહોડના હૃદયમાં વિષયવાસના જાગ્રત થઇ) એટલે તે જ્ઞાનગજ ગાંડો થયો.–વ્યાકુળ થયો. ભમરી ઈ૦—જેમ હાથીના કાનમાં મચ્છર પેસવાથી તે ગાંડો થઇ, ભમરી ખાઇને મરી જાય છે એમ લોકો કહે છે, તેમ વિષયવાસનાવડે કહોડનું જ્ઞાન પણ શ્રમિત થઇ ગયું અને નાશ પામ્યું. તજેલા વિષયને પાછા ગ્રહણ કરવા એ જ્ઞાનીઓને મતે થુંકેલું ગળવા જેવું છે. થુંકેલું ગળે, એમ કહેતાંમાં સજ્જનનું અંગ તો કંપે છે, પણ કહોડે તો તે ગળવાજ માંડયું (તજેલા વિષયનું ગ્રહણ કર્યું), અને તેને અધરામૃતનું નામ આપ્યું, અર્થાત્ અધરામૃત એ વસ્તુતઃ સ્ત્રીનું થુંકજ છે તેને કામીઓ અમૃતનું નામ આપે છે. વિષયલાલસાવાળો માણસ સજ્જનને ન ઘટે એવું નિંદ્ય કર્મ પણ કરે છે, એવો ધ્વનિ છંદની ત્રીજી કડીમાં મૂકેલા ' સજ્જન ' શબ્દથી પ્રતીત થાય છે.

૪૧ કુંજપુંજે—કુંજના સમુદાયમાં. રૂંજે (રંજ્ ઉપરથી)—રંજન થઇને. ભમરાના ગુંજારવથી આનંદ પામીને. ૪૨ મંડપ ઈ૦—વેલથી વીંટાયલા અશોક(આસોપાલવ)ના મંડપમાં શ્રમિત થઇને બે જણાં (વેલથી વીંટાયલા અશોક જેવાં) બેઠાં. **વાચકલુપ્તોપમા.** હીસતો– હર્ષ

કામ જે કીકીયારી કરતો, તેહ પણ ત્યાંથી ગયો,
રે ખાઉં શું હું ખાઉં શું ત્યાં, કામીજન એવો થયો;
કંઈ હાવ કીધા ભાવ કીધા, દાવ તજી વિખવાદને,
તે સાવ નાકે જાવ જાવો, ભાવ, મનનો સાંવને. ૪૩
અંજન ધરો કેશી ધરો, જનકેશી આ વર પેશી છે,
છે કેશીઅંજન અંજના કે, ભલી અંજનકેશી છે;
પતિ ! તેતણો કરૂં અંગહાર હું, વનસ્પતિ વિશેષી છે,
કે વળી પાછો અંગહાર હું, કરૂં સ્વામી શેષી છે. ૪૪

---

પામતો (પતિ). ક્યાં સુધી—અર્થાત્ ઘણીક વાર સુધી. સુધી—સારી બુદ્ધિ-વાળો ( કહેડે ). 'લાગી ક્ષુધા' ઇત્યાદિ વાકયોથી ગ્લાનિ નામે ભાવનું વર્ણન કરી શૃંગારને અંતર્ધાન કર્યો છે, તથા એજ શબ્દોથી જીવ્હાઇંદ્રિય-ના વિષયરસમાં લુબ્ધ થવાથી હાનિ ઉપજે છે તે માછલાના દૃષ્ટાંતથી વર્ણવ-વાનો ઉપક્રમ કર્યો છે.

૪૩ કંઇ ઇ૦—ભૂખ્યા સ્વામીને આનંદ પમાડવાને સ્ત્રીએ હાવભાવ કીધા. 'કીધા' ક્રિયાપદનો અન્વય હાવ અને ભાવ બન્નેની સાથે કરવો. દાવ—પ્રસંગ-ને અનુકૂળ યુક્તિ પ્રયુકિત. તે ઈ૦—સ્વામી તે હાવભાવાદિક જોઈને કહે છે કે, તે સાવ ( સર્વ ) નાકે જાવ જાઓ—સ્વર્ગમાં જાઓ—અર્થાત્ મારે તેમનું કાંઈ કામ નથી; માત્ર મારા મનનો ભાવ ( જે ક્ષુધા ) તેને સાંવ-ને—ગ્રહણ કરોને-જાણોને ! અથવા, સ્વામી તે જોઇને સ્ત્રીને સાવ ( સાફ ) ના કે' ( ના કહે છે ) કે તેની મારે જરૂર નથી; તમે જાઓ જાઓ.

૪૪ વળી સ્વામી કહે છે કે, અંજન ઈ૦—તમે ( ગમે તો ) અંજ-ન ( મેશ ) ધરો ( નેત્રમાં ), અથવા ( કેશમાં ) કેશી ( કેશ સુગંધવાળા કરનારી વનસ્પતિ—વીરણવાળા ) ધરો. અથવા જનના કેશને સુગંધી કરનાર આ વર ( ઉત્તમ ) પેશી છે. ( કોઈ વનસ્પતિની ) તેને ધરો. અંજન, કેશી અને કેશ સુગંધી કરનાર પેશી એ ત્રણને સાંભળીને તમને તો ભ્રાંતિ થાય છે કે એ તે કેશી ( એ નામનો વાનર ) છે કે અંજન ( પશ્ચિમદિશામાં રહેલો હાથી ) છે કે અંજના ( હનૂમાનની માતા ) છે ! અથવા એ ભલી અંજના કેશી ( એક જાતની સુગંધી વનસ્પતિ ) છે! **સ્મૃતિ** અને **ભ્રાંતિ અલંકાર.**

અજ્જુકા હારે અંગહારથી, અંગ એવાં દાખવું,
ના ના વદે મુનિ સર્વ ખોટું, તજો બીજું ભાખવું;
આહાર જો ઘડી એક મોડો, મળે મુજને માનિની,
વિહાર રે'શે વેગળો ઝટ, પ્રાણ જાશે ભામિની. ૪૫
ત્યાં એમ બોલી આંખ મીચી, તારૂણી તો તરફડી,
ઝટ આમ્ર ઉપર ચઢી બાળી, લાવી ફળ તે ફરફડી;
હીંગોરૈ જાંબુ બોર મનહર, વીણતી તે હરબડી,
ચઢી ઝાડ પા'ડે પડી ઊઠી, ઘણી વારે ગરબડી. ૪૬
તે એમ શ્રમ કરી લાવતી ફળ, અર્પતી પ્રિય નાથને,
તાતો થયો ખઈ ઉઠ્યા પૂઠે, સાંભર્યો સતી સાથને;
બે જણ મળી આરોગિયાં ફળ, (કે) વધ્યો વિતનુ વેગથી,
પણ શું કરે થઈ દશા ભાખું, મરે માર કુતેગથી. ૪૭
તરફડે અજગર મહિષ હાંફે, લાકુ વાડવ તો જમી,
હાંફે પીએ ત્યમ પાણી જાણી, શુક્ર ઘટ જાશે ઝમી;
તે ના થયું કંઇ ના ગયું કંઇ, અધિક વસમું તે થયું,
દષ્ટાંત સૂઝતાં મીનકેરૂં, વદે વિજ્ઞાનજ ગયું ! ૪૮

---

સ્ત્રી એ સાંભળીને કહે છે કે, હે પતિ ! તે વનસ્પતિનો હું અંગહાર (અંગ પેહેરવાનો હાર) કરૂં છું, કેમકે એ વનસ્પતિ વિશેષી (વનસ્પતિ વિશેષ) છે; અંજનકેશીનો અંગહાર તો મેં કર્યો, પણ વળી શેષી (બાકી) હોય તો પાછો ફરીને પણ હું અંગહાર (અભિનયવાળું નૃત્ય) કરૂં.

૪૫ અજ્જુકા-નાટકમાં નાચનારી નટી. અંગહાર—નૃત્ય. ૪૬ આમ્ર-આંબો. હીંગોર-એ નામનાં ફળ—હીંગોરાં(?)

૪૭ પણ શું૦—પણ કામદેવ શું કરે ? તેની જે દશા થઈ તે હું ભાખું છું; એવી કે તે કુતેગથી (નઠારા ખડ્ગથી) મરે છે. અતિ ભોજનાદિ એ કુતેગ સમજવું.

૪૮ હાંફે૦—ખાઈને જેમ જેમ હાંફે તેમ તેમ તે પાણી પીએ; એમ

જ્ઞાનરથ આરૂઢ એ વિધિ, થયા તાપસ તે સમે,
પુરપાટ વાટે સુરથ ચાલ્યો, હવે જોજો શે ભમે;
રે ગર્ત આવ્યો કામનો ત્યાં, વમળ વનિતા તો થઈ,
વળી ઉરજ બે પાષાણ પડિયા, પંચ શરનો ભાર દઈ. ૪૯
પાષાણથી ઉત્પત્તિ જેની, નમ્ર લાગે એમ કે',
એ વર વિધાતા મહામાતા, જગત ત્રાતા ક્ષેમ કે';
તનસ્વાદથી મીન મરે જાણ્યું, તોય ભૂલ્યા ભૂસુરી,
મીનકેતન મન ભમાવે, શું કરે દૂલ્યા ભૂસુરિ. ૫૦
વળી રંગ રાગ અધિક જામ્યો, કર દિવાકર તો પડ્યા,
ઘર ભણી ચાલ્યાં ચતુર ચતુરા, બે ખભા પર કર ચડ્યા;
અંધારૂં એવે ત્યાં થયું અતિ, વાટ ભૂલ્યાં બે જણાં,

---

જાણીને કે જેમ શુક્ર ( કાણા ) ઘડામાં ભરેલું પાણી ઝમી જાય છે તેમ મેં પીધેલું પાણી પણ પેશાબ દ્વારા ઝમી જશે. તે ૪૦—પણ તે ( પાણી ઝમવાપણું ) તો ના થયું અને કંઇ ( પાણી )ના ગયું પણ તે ( પીધેલું પાણી ) અધિક વસમું થયું ! ખાઇ પીને અકળાયલા કહોડને મીનનું દૃષ્ટાંત સૂઝતાં તે બોલ્યો કે, અરે ! મારૂં વિજ્ઞાન ગયું !! –હું ભૂલ્યોજ ! તાત્પર્ય કે મીન જેમ ગલને ગળીને મરેછે તેમ રસ વિષયમાં લોભાઇને મેં હાથે કષ્ટ ઉપજાવી લીધુંછે.

૪૯ હવે ૪૦—હવે તે રથ શે ( શાવડે ) ભમે છે. તે તમે જો જો ! ભમવાનું સ્થાન બતાવે છે: રે ૪૦—સ્પષ્ટ છે. ગર્ત–ખાડો. ઉરજ—સ્તન. પંચશર—કામનાં પાંચ બાણ. **રૂપકાલંકાર.**

૫૦ પાષાણ ૪૦–જે સ્તનની ઉત્પત્તિ પાષાણથી ( અર્થાત્ પૃથ્વીથી ) છે તે સ્તન નમ્ર ( અર્થાત્ કોમળ ) લાગે છે એમ કહે છે, અને વળી કહે છે કેએજ વર ( ઉત્તમ ) વિધાતા અથવા વરદાનને આપનાર, મહામાતા ( મોટી માતારૂપ અથવા મોટા માતા—પુષ્ટ થયેલા ), અને જગતનું રક્ષણ કરનાર ક્ષેમરૂપ છે. તન સ્વાદથી—શરીરમાં રહેલા સ્વાદ વિષયથી. ભૂસુરી —બ્રાહ્મણ—કહોડ. મીનકેતન—કામદેવ. શું કરે ૪૦—ભૂસુરી ( પૃથ્વીમાંના પંડિતો ) દૂલ્યા છે તો આ કહોડ શું કરે ?

જે કામસુરની સેવ સાધી, કર્યાં તેણે દામણાં. ૫૧

સેવજો જોઇ દેવ એવો, સુખ સાચું માણવા,
તત્વ લેશે સત્વ લેશે, દેશે ન કાંઇ જાણવા;
એ આપશે નિરબળપણું, દાનેશ્વરી તો છે વડો,
પુષ્પ ચંદન હાર અરપી, માનો મુરારિ જેવડો. ૫૨

મુરારિપદ મુક્તિ આપે, એ જુક્તિ આપે પ્રાસ શી,
સેવ્યો દ્વિજે વર દેવ એવો, પૂરી તેની આશ શી;
બે પડી ને વળી ચડી ખાડા, ઘણા આડા આવતા,
વિદ્યાવિનોદિની વદે સ્વામી, રખે ફરી અહીં લાવતા. ૫૩

આ જુઓ સ્વામી શું હશે કંઇ, વાગિયું મુજ પાદમાં,
કંપે તમારી કરિણી અતિશે, સાચવો કંઇ સાદમાં;
હસ્તણીમસ્તક નાથ બેઠો, દુઃખ શું તેને પતિ,
પદપિંડિ કરિણીકુંભ મારી, અંકુશ ખુંચે મા'મતિ. ૫૪

---

૫૧ કર ઇ૦—દિવાકર ( સૂર્ય )ના કર ( કિરણ ) પડ્યા–સૂર્ય આથમ્યો. બે—બન્નેના (અરસ્પરસ). કામસુર—કામદેવ. ૫૨ સેવજો ઇ૦—વક્રોક્તિ. માનો—ભલે માનો. જેવડો—જેવો.

૫૩ મુરારિપદ–વિષ્ણુનાં ચરણ. એ ઇ૦—પણ એ (કામ) દેવ તો પ્રાસ ( એ નામના હથિયાર ) શી જુક્તિ આપે. પ્રાસની જુક્તિ (જોગ) મળવાથી જેમ મરણ થાય છે તેમ કામના જોગથી પણ મરણ થાય છે એ ભાવ છે. અથવા મુરારિનાં પદ જેમ મુક્તિ આપે છે તેમ કામદેવ મુક્તિના અનુપ્રાસ જેવી જુક્તિ આપે છે. ( મુક્તિનો અનુપ્રાસ જુક્તિ છે. મુક્તિ દુઃખથી મુક્ત કરે છે અને જુક્તિ દુઃખમાં જોડે છે કેમકે જુક્તિ શબ્દમાં જોડવાનો અર્થ રહેલો છે ). પૂરી ઇ૦—તેની આશ શી પૂરી તે જુઓ ( અધ્યાહાર ).

૫૪ સાદમાં—શબ્દ સાંભળીને. પદપિંડી ઇ૦—હે મા'મતિ ( મોટી બુદ્ધિવાળા )! મારી પદપિંડી ( પગની પિંડીઓ ) તે કરિણી ( હાથણી )ના કુંભ જેવી ( કઠણ ) છે, તેમાં મને અંકુશ ખુંચે છે!

અંકુશ નહીં કુશઅગ્ર, પદપિંડી વિષે પ્રિય વાગતા,
અંકુશ નહીં કુશજનક નારી, ( તુજ ) પાદપીઠે લાગતા;
તુજ કુશળતા કુશઅગ્રને મન, નથી નારી આવતી,
મુજ કુશઅગ્રમતિ ઝાંખી થઇ, કુશઅગ્ર પીડ ન ભાવતી. ૫૫
કામદેવે દુઃખરૂપી ફળ, આદરેથી આપિયું,
તોય પણ તેનો તેજ માને, એજ મોટું માપિયું;
તે આથડીને આવિયાં ઘણું, દોહલે મુકામમાં,
વિશ્રાંતિ લઇ ગઈ ઊઠી નારી, રસોઇતિણા ધામમાં. ૫૬
વિધવિધ વાની કરી જમિયાં, નાર નર શુભ નેહમાં,
આનંદનો ઘન ઉદય પામ્યો, અતનુ વાધ્યો દેહમાં;
દીપક બળે બળવાન જ્યોતિ, રૂપ કાંચન કારમું,
તે જોઇ મોહ પતંગ પામ્યો, કે થયું ઝટ બારમું. ૫૭
તેરમું બીજાતણું થાયે, રૂપ મોહિત મારનું,
શું આ મરે છે વગર સમજ્યે, કામ છે નિરધારનું;
જો રૂપમાં રમી જીવ આપે, (તો) પાંચમાં પડી શું કરે,
ઇમ જ્ઞાન ધ્યાને આવતાં ઝટ, વાહને વનપતિ વરે. ૫૮

---

૫૫ અંકુશ શું તે કહે છે: અંકુશ ઇ૦—સ્પષ્ટ છે. કુશઅગ્ર—દર્ભની અણીઓ. તે સાંભળીને સ્વામી કહે છે: અંકુશ ઇ૦—સ્પષ્ટ છે. કુશજનક-દર્ભ. રામના પુત્ર. ( કુશનો જન્મ ઋષિએ મૂકેલા દર્ભથી થયો છે-માટે દર્ભને કુશજનક કહ્યા છે). કુશઅગ્રમતિ-દર્ભની અણી જેવી સૂક્ષ્મ બુદ્ધિ.

૫૬ દોહલે- દુઃખથી. ૫૭ વાની—જમણના જૂદા જૂદા પદાર્થ. ઘન—મેઘ. અતનુ—કામ. બારમું થયું—અર્થાત્ મૃત્યુ પામ્યો.

૫૮ પતંગને દીવામાં પડીને બળી જતો જોઈ કહોડના મનમાંથી કામ નાશ પામે છે તે વિષે કહે છે: તેરમું ઈ૦—રૂપથી મોહિત કરનાર માર કામદેવ )નું તેરમું થાય છે-અર્થાત્ તે નાશ પામે છે. બીજાતણું—પેહેલો

વિજ્ઞાન સિંહાસન ચઢી મુનિ, મારને ધિઃકારતા,
ગજગામિની મૃગનયન સજ કરી, ચાલી કરવા વારતા;
કોક પક્ષીવત ઉરજ આગળ, કર્યા દ્વિજને વારવા,
વર કોકિલા વાણી અલાપી, જ્ઞાન હરિને મારવા. ૫૯
ગ્રીવા કપોત જશી રશી કરી, ખંજન કપોલે કાઢિયા,
વાસુકિ વેણી શીર્ષ સાંધી, શકે મુનિવર પાડિયા;

પતંગ, અને બીજો જે કામ તેનું ( તેરમું થાય છે ). અથવા, પેહેલો પતંગ બળી મુઓ કે તેની પછી બીજા પતંગનું પણ તેરમું થાય છે-તે મરી જાય છે. મારનું ( કામનું ) રૂપ ( લક્ષણ ) એવુંજ મોહિત ( મોહિત કરનારૂં ) છે. પતંગને મરતાં જોઈને કહોડ વિચારે છે કે, શું ૪૦-સ્પષ્ટ છે. કામ છે ૪૦— એનું કામ તો નિરધારનું ( અર્થાત્ નક્કી )છે-રૂપ વિષય તો જરૂર મરણ કરે એવો છે. પાંચમાં—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એવા પાંચ વિષયમાં વાહને ૪૦—વાહનને અર્થે વનપતિને પસંદ કર્યો-અર્થાત્ જ્ઞાનરૂપી સિંહપર સ્વાર થયો. ગંધ વિષયથી પરાજિત થયેલો પ્રથમ ગંધ વિષયથી બંધાયલા ભમરાને જોઇને જ્ઞાન ઘરમાં પેઠો હતો પણ ત્યાં શબ્દ વિષયે તેને પરાજિત કરવાથી હરિણીને જોઈને જ્ઞાનઘોડે ચઢયો; ત્યાં પણ સ્પર્શ વિષયે તેનો પરાજય કર્યો ત્યારે હાથીઓનું મૃત્યુ જોઈને જ્ઞાનહાથી ઉપર ચઢયો: જ્ઞાનહાથીથી પણ રસ વિષયે તેનો પરાજય કરીને પાડયો ત્યારે મીનને જોઇને જ્ઞાનરથમાં બેઠો; રથમાંથી પણ સ્પર્શ વિષયે તેનો પરાભવ કર્યો ત્યારે હવે છેવટે તે જ્ઞાનસિંહ ઉપર સ્વાર થયો. એવું રૂપક આ પ્રબંધમાં કવિએ બાંધ્યું છે.

૫૯ સિંહાસન—સિંહરૂપી આસન. વિજ્ઞાન સિંહાસન ઉપરથી પણ પાડવાને ગજગામિની ( સુજાતા ) આવે છે તે કહે છે: ગજગામિની ૪૦— સ્પષ્ટ છે. કોકપક્ષીવત—ચક્રવાક પક્ષી જેવા—અર્થાત્ સરખી જોડીના. ઉરજ—સ્તન. વારવા—જ્ઞાનથી અટકાવવા. હરિ—સિંહ. અહીં અને પછીના બે છંદમાં સ્ત્રીના અંગોને પશુ, પક્ષી, સર્પ, આદિ જનાવરોની ઉપમા આપી છે તેમાં એવો ધ્વનિ છે કે એવાં પશુ પક્ષી વગેરેથી જેમ સિંહ ભય પામી ડગતો નથી તેમ સ્ત્રીનાં તે તે અંગથી કહોડનું જ્ઞાન પણ ચલાયમાન થતું નથી. આ વાત ૬૧ મા છંદના છેલ્લા ચરણમાં સ્પષ્ટ કરશે.

રે પાંચ મુખના નાગ વર કર, તે વિચે વર ભીડતી,
કટિતટ વિષે ઝટપટ વનિતા, ધરી તાપસ પીડતી. ૬૦
વિજ્ઞાન હરિ વાહનથકો તવ, ગાજી ધુરકયો જોરથી,
વનપતિ જોઇ દાસ નાઠા, ઘણું કંપ્યા સોરથી;
શું દાસ ! રાખો આશ કૂડી, વનપતિ વસમા અમે,
બચશો નહીં પશુ અંગ વનનાં, ખરેખર માનો તમે. ૬૧
વાહનતણું બળ જોઇ ઋષિવર, વનિતા પર રૂઠિયા,
છે નારી નરતી જગત માંહે, એમ કહીને ઊઠિયા;
વિદ્યાવિનોદિની વૃત્તિ વરતી, થઈ સાવધ ભાખતી,
છે સરવમાં શિરમણિ નારી, શાસ્ત્ર રીતિએ દાખતી. ૬૨
ઋગ્વેદમાં વાચસ્પતિ વૃત્ત, જુઓ જઇને નાથ જી,
નારી વિભૂષણ નરતણું છે, ગ્રહો પુસ્તક હાથ જી;
જે કામિની વિણ કામ કરવાં, ધરમ ધરવાં ધ્યાન જે,
તે કંથને કુડાં કહ્યાં છે, પરમ નિગમે જ્ઞાન તે. ૬૩

---

૬૦ કપોત-હોલો. જશી-જેવી. રશી-રસીને. ખંજન ઇ૦—કપોલે ( ગાલે ) ખંજન ( દીવાળીઘોડા )નાં ચિત્ર કાઢયાં. વાસુકિ-એ નામનો નાગ. શીર્ષ-માથું. નાગ વર કર—નાગના જેવા ઉત્તમ હાથ. ( પાંચ આંગળાં તે પાંચ માથાંને ઠેકાણે કલ્પવાં ).

૬૧ દાસ-બીજાં પશુ સિંહનાં દાસ છે એમ તેના વનપતિ નામ પરથી સમજવું, અર્થાત્ સિંહથી જેમ અંગનાં ઉપમાનરૂપ પશુઓ નાસે તેમ જ્ઞાનથી તે તે અંગનો મોહ નાઠો-મતલબ કે સ્ત્રીનાં અંગ જોઈને તેને કામ ઉપજ્યો નહિ. શું દાસ ઇ૦—**અભેદતાદ્રૂપ્યરૂપક.** બચશો નહિ ઇ૦—**પરિણામાલંકાર.**

૬૨ વાહન-જ્ઞાનરૂપી સિંહ. વૃત્તિ વરતી-તેના મનનું વલણ જાણીને. ૬૩ વાચસ્પતિ વૃત્ત—બૃહસ્પતિનું આચરણ. પરમ ઇ૦—નિગમ ( વેદમાં ) તે જ્ઞાન પરમ ( શ્રેષ્ઠ ) કહ્યું છે.

પુરાણ ને ઇતિહાસ માંહે, કથા છાની કંઇ નથી,
મુનિ મુનીશ્વર સપ્ત ઋષિએ, વિધિ વિધાતાએ કથી;
ગુણ સત્વ રજ ને તમસ તેમાં, સ્વામી નારી મળી રહી,
એ ગુણતણાંત્રય રૂપ મનહર, હર હરિ વિધિથી શું ગઇ? ૬૪
પણ વાદ કે વિખવાદ વરમતિ, આપ સાથે થાય ના,
છું મૂઢમતિ મહિલા અતિશે, પત્નીધર્મ તજાય ના;
નહિતો વિવાદવડે વળી વળી, કામની છે કામની,
તે દાખવું પતિ નિગમ આગમ, બદામની કે દામની. ૬૫
પછિ શાંત મુદ્રા કરી મુનિવર, બોલિયા બકવા તજો,
વિષ વિષયવિષયા વરાંગી વર, સિદ્ધ કરતાં શું ભજો;
વાણી મોહે મૃગ મરે છે, વાણી નથી શું આપમાં,
આલિંગને હસ્તી મરે છે, તે નથી શું માપમાં. ૬૬
રે રૂપ મધ્ય પતંગ પૂરો થાય રૂપ ન અંગમાં ?
ભૃંગ વ્યંગ સુવાસ લાગ્યો છે અંગ વાસ સુરંગમાં;
જો સ્વાદમાં મીન સરવ ખૂવે, અધર અમૃત સ્વાદ ના ?

---

૬૪ ગુણ ઇ૦-સાંખ્યશાસ્ત્રમાં પ્રકૃતિ ત્રિગુણાત્મક કહી છે, અને નારી તે પ્રકૃતિનું સ્વરૂપ છે માટે નારી પણ ત્રિગુણાત્મક છે; હર, હરિ, અને વિધિ ( બ્રહ્મા ), એ દેવો પણ ત્રિગુણાત્મક છે, માટે નારી શું તે હર વગેરેથી ગઈ ?-શું કાંઇ ઓછી ગણાયકે ?

૬૫ એવી રીતે નારી તુચ્છ નથી એમ હું સાબીત તો કરી શકું છું. પણ તમારી સાથે વાદ કરવાનો મારો ધર્મ નથી; એમ કહી ઉપસંહાર કરે છે: પણ ઇ૦—સ્પષ્ટ છે. કામની-સ્ત્રી. કામની—ઉપયોગી. આગમ-શાસ્ત્ર.

૬૬ વિષ ઇ૦—વિષ જેવા વિષયની વિષયા ( વિષયભૂત ) વર ( ઉત્તમ ) વરાંગી ( સુંદરી ) છે. એમ સિદ્ધ કરતાં તમે શું ભજો છો ? —અર્થાત્ તમે શું કહેશો ? તે સિદ્ધ કરે છે. વાણી ઇ૦-સ્પષ્ટ છે. આપમાં—હે સ્ત્રી ! તમારામાં તેવી મોહક વાણી નથી શું ? માપમાં—અર્થાત્ મોહિત કરવા જેટલી.

એક એકે પાંચ મરતાં, છે પાંચ ત્યાં શું વાદ ના ! ૬૭

ત્યાં વાદ છે વિખવાદ છે, સુખસ્વાદ છે શમણાતણો,
જોનાર છે ઘરબાર છે, વર માર છે વનિતા ઘણો;
વરશાસ્ત્ર શોધી આજ નિરણય, સરવ કરૂં હું પાધરો,
તે નિયમ પાળી જેહ વરતે, તરે તરૂણી આ ધરો. ૬૮

આ શ્લોક પુણ્યશ્લોક શીખે, ભીખે ન ભવમાં તે કદા,
જે ઋતુકાળે કામનીને, કામની માને સદા;
જો લુબ્ધ થાયે લાડમાં તો, વિષય નરકે તે તદા,
છે પુંજી સહુ સોજી થશે તે, પડે વનિતા થઇ ગદા. ૬૯

સારંગ માતંગ પુર પૂરણ, પતંગ અને ભૃંગ જે,
રે પીન પીડે મીન મરતાં, રંગનો કરી ભંગ જે;
એકેકથી એ પાંચ પ્રાણી, જડામૂળે જાય છે,
એ પાંચ નારી માંય સેવ્યે, પુરૂષ પૂરો થાય છે. ૭૦

---

૬૭ ભૃંગ—ઇ૦—ભૃંગ( ભમરા )ને સુવાસનો વ્યંગ ( વ્યંજના—અર્થાત્ રસજ્ઞતા ) લાગ્યો છે ( તેથી તે બંધાય છે ), તે વાસ તમારા સુરંગ ( સારા રંગવાળા ) અંગમાં છે: એક ઇ૦–એક એક વિષયથી ઉપર કહેલાં પાંચ મરે છે તો જ્યાં એ પાંચે છે ત્યાં શું વાદ ના ? ( વાદ નથી ? )–અર્થાત એક એક વિષય બીજાથી ચઢિયાતો થવાને નથી વાદ કરતો શું ?

૬૮ સ્ત્રીનું સ્વરૂપ વર્ણવે છે: ત્યાં વાદ ઇ૦–તેનામાં વાદ છે, વિખવાદ ( ઝેર ) છે, અને જે સુખસ્વાદ છે તે શમણાના જેવો છે. જો નાર ઇ૦–જો નાર છે, તો તેને લીધે ઘરબાર ( રૂપી બંધન ) પણ છે, અને વનિતા એજ ઘણો અને વર ( ઉત્તમ ) માર ( પ્રહાર–કામદેવ ) છે. આ ધરો—આ સંસારરૂપી ધરો. ભર્તૃહરિપણ કહે છે કે, " संसारतवनिस्तारपदवीनदवीयसी । अंतरादुस्तरानस्युर्यदिरे मदिरेक्षणाः " અર્થ—" જો વચમાં દુઃખે કરીને તરવા જેવી મદિરા જેવાં નેત્ર વાળી સ્ત્રીઓ ન હોય તો હે સંસાર ! તને તરી જવાનો માર્ગ કાંઈ દૂર નથી ! "

૬૯ આ શ્લોક–આ ચાલતો શ્લોક. પુણ્યશ્લોક—પવિત્ર છે કીર્તન જેનું એવો. ૭૦ કુરંગ આદિ પાંચ પ્રાણીના નાશ દ્વારા વિષય ત્યાગ કરવા-રૂપી બોધનો ઉપસંહાર કરે છે: સારંગ ઇ૦—"कुरंगमातंगपतंगभृंगमीनाहताः

સ્વામી સુજાતા જોઈ ક્રોધી, પાય લાગી પદ્મિની,
સવિતા સમો જોઇ શકે આવી, પદ્મ પાસે પદ્મિની;
હે સ્વામ મારા આમ મૂકું, કામકેરી કામના,
જ્યમ રામ મૂકી ધામથી હર, કામનાનું કામ ના. ૭૧
મતિમાન ! મહતા આપની તે, માપની નથી હે પ્રભુ !
ગતિવાન ! ગરવા શાસ્ત્રમાં છો, વાણી જાણે શું વિભુ ?
બળવાન બળપ્રદ બહિર્મુખ શા, કોણ ગુણ ગાઈ શકે,
કળવાન કુળના દીપ છો પ્રભુ ! વાદમાં કોઇ ના ટકે. ૭૨
ગણવાન ગુણિયલ નિગમ પાઠી, નામ છે નવખંડમાં,
ફળવાન ફળભુજ સ્વામી મારા, વધે વાણી વિતંડમાં;
ભગવાન જેવું રૂપ થાયે, વદો મુખથી વા'લમા,

---

पंचभिरेवपंच । एकःप्रनादीसकथं न हन्यतेयःसेवतेपंचभिरेवपंच । " એ શ્લોકનો પાછળ ટીકામાં કહ્યો છે તેવોજ અર્થ છે. સારંગ-હરણ. માતંગ—હાથી. પીન—પુષ્ટ—અર્થાત્ ઘણી. પીડે—પીડાથી ( વિષયરૂપી ). મરતાં—મરે છે. એકેકથી—એક એક વિષયથી.

૭૧ સવિતા ઇ૦—તેને સવિતા ( સૂર્ય સરખો લાલચોળ અથવા તેજસ્વી ) જોઈને જેમ પદ્મ ( નામે નાગ ) પાસે પદ્મિની ( તેની પત્ની ) આવે તેમ તે સુજાતા કહોડ પાસે આવી. રામ—રામા—પાર્વતી. હર—હરે—મહાદેવે. જેમ મહાદેવે પાર્વતીને છોડી દીધી અને પોતે તપ કરવા વનમાં ગયા તેમ હું પણ કામનાને છોડી દેઉં છું. મારે કામના( મનોરથ )નું કામ નથી.

૭૨ માપની-માપમાં આવે એવી માપી શકાય એવી. ગતિવાન—શાસ્ત્રાદિકમાં ગતિવાળા. વાણી ઇ૦—તમારા સરખા વિભુ ( અર્થાત્ વ્યાપક ) ને મારા સરખી સ્ત્રીની વાણી શું જાણે ? ગતિવાન અને વિભુ શબ્દો સાભિપ્રાય વિશેષ્યરૂપ છે માટે **પરિકરાંકુર.** બહિર્મુખ શા—એ નામના દેવ સરખા.

જગવાન જુક્તિથકી હારે, ઘટે ક્રોધ ન વા'લમાં. ૭૩
મરજી તમારી જેવી સ્વામી, કરવું મારે તેમ તો,
ગરજી ગુણનિધિ આપ છો નહિ, વધો ધરમે ક્ષેમ તો;
સરજીજ વિષયા વિધુવદની, ધારશો ના નાથ જી,
વરજી વિષય હું આજથી સહુ, રહું ધ્યાને સાથ જી. ૭૪
ગૌતમીગંગા વાધી જેથી, સાચવી તેવા નીમને,
ગૌતમીગોરી જગત જાણી, સ્વામી સાધું સીમને;
નૌતમી નારી નગરજન કે', તો સુજાતા નામ છે,
ગૌ તમી ખીલા જોર ઝૂઝું, કૃપાકેરૂં કામ છે. ૭૫
કો'ડ કે'છે કુળવાન છો જે, કરો તે ઓછું પડે,
કોડ પો'ચે મનતણા સહુ, જે પડે તે પાછાં ચડે;
તોડ તારૂણી એટલો છે, ધર્મ ધ્યાને ધારવો,
જોડ જોડી જુવતી સાથે, ધર્યો મનસિજ મારવો. ૭૬

---

૭૩ ફળભુજ—ફળને ભોગવનારા. વિતંડમાં–વિતંડવાદની પેઠે બોલવામાં. ભગવાન ઇ૦–તમારૂં રૂપ ભગવાન જેવું થાય–અર્થાત્ છે. વા'લમા—હે વાહાલા સ્વામી ? જગવાન–જગતના વ્યવહારમાં નિપુણ.

૭૪ ગરજી—ગરજવાન. ધરમે–ધર્મમાં. ક્ષેમ—કલ્યાણ. વિષયા—વિષયરૂપ. વિધુવદની–ચંદ્રમુખી [ હું ].

૭૫ ગૌતમીગંગા–ગોદાવરી. ગૌતમી–એ નામની સ્ત્રી. સીમને–મર્યાદાને. નૌતમી ઇ૦–જો નગરના જન મને નૌતમી–અર્થાત્ સર્વોત્તમ નારી કહે તોજ મારૂં નામ સુજાતા જાણવું ! ગૌ ઇ૦–હું ગૌ [ ગાયછું ] તે તમી [ તમો રૂપ ] ખીલાના જોરથી ઝૂઝું છું. લોકોક્તિ. કૃપા ઇ૦—માટે તમારે તો મારા પર કૃપા રાખવી ઘટે છે.

૭૬ તોડ—નિર્ણય. જોડ—જોડય. અર્થાત્ બન્નેએ મળીને. મનસિજ—કામ. શરમસુખ [ શર્મસુખ ]–શાંતિસુખ.

ધરમ ત્યાં તો જય વસેછે, નર નારી ઉદે પામિયાં,
કરમથી કૂડું સરવ નાઠે, ગરવ ગુણહીણ વામિયાં;
શરમ સુખ જોઇ પિતા માતા, મોદ પામ્યાં મનમાં,
પરમ ધાર્મિક પુત્રી પતિ જોઈ, લોક રીઝ્યા વનમાં. ૭૭

એવે ઋતુનો કાળ આવ્યો, ઋતુગામી ગડગડયાં,
તેવે ધરમ ને કરમ નાઠાં, ફંદ માંહે ફડફડયાં;
જેવે જણાવી કામઇચ્છા, શરદપૂર્ણિમા હતી,
સેવે અનંગજ મોતી ઉદભવ, છીપ તો દુખી થતી. ૭૮

સ્વાતિકેરૂં વારિ લેતાં, પ્રફુલ્લિતપણું તો થયું,
ખ્યાતિ ખાંતે વૃદ્ધિની થઈ, સુખ સમૂળગું તો ગયું;
જાતિ મરજીવાતણી જઈ, ત્યાં બંધ બાંધ્યો બંદીને,
માતિએ મૌક્તિક જણિયો, જઈ બંધ બાંધ્યો બંદીને. ૭૯

---

૭૮ ઋતુગામી–ઋતુએ ગમન કરનાર સ્ત્રી પુરૂષ–કહોડ અને સુજાતા. સેવે–સેવ્યે. અનંગ–કામ. શરદ્ પૂર્ણિમાને દિવસે કામ સેવનાથી મોતી જેવા પુત્રનો ઉદ્ભવ થાયછે. શરદ્પૂર્ણિમાને દહાડે સમુદ્રમાં જે છીપો તરતી હોય છે તેમાં સ્વાતિનક્ષત્રમાં વરસેલા વરસાદના છાંટા પડવાથી તેનાં મોતી થાય છે, એમ લોકમાં કહેવાય છે. તે ઉપરથી આ કલ્પના છે. છીપ ઈ૦–છીપને પછી સમુદ્રમાં તરવાનું જતું રહે છે માટે તે દુઃખી થાય છે, તેમ ગર્ભ રહ્યા પછી સ્ત્રીનું પણ વિષયસુખ જતું રહેવાથી તે પણ દુઃખી થાય છે, એ અર્થ છે.

૭૯ સ્વાતિ ઈ૦—છીપ સ્વાતિના પાણીને ગ્રહણ કરે છે તેથી તે પ્રફુલ્લિત—મોટી થાય છે, અને તેથી તેની વૃદ્ધિ થવાની ખ્યાતિ થઈ, પણ તેનું તરવાનું સુખ તો સમૂળગું ગયું. તેજ પ્રમાણે સુજાતાએ પણ ગર્ભ ધારણ કરવાથી તે પણ પ્રફુલ્લિત થઈ અને વૃદ્ધિ પામી, પણ તેનું વિલાસસુખ ગયું. સ્ત્રીનું તો સુખ ગયું પણ કહોડનું શું થયું ? તે કહે છેઃ જાતિ ઈ૦—તે પોતે મરજીવો (જીવન્મુક્ત) હતો. તેની જીવન્મુક્તતારૂપ જાતિ જતી રહી અને બંદીને (કેદીને) બંધે બાંધ્યો–બંધાયો. અર્થાત્ સંસારબંધનમાં પડયો.

નામ માત્રે દુઃખ છે નહિ, સ્વાતિ કે કાંઇ છીપને,
કામ કાજે દુઃખ દેતા, મરજીવા છીપ અધીપને;
ગામ કે કાંઈ ધામમાં દુઃખ, છીપ સહી ઉછેરતી,
દામ અણમૂલી થઈ કરી, કીરતિ ચોદિશ ફેરતી. ૮૦
એમ વાધીને વધારી, કીરતિ કોડે કારમી,
ક્ષેમકુશળ થાય કેવું, ધરણી ધ્રુજાવે ધારમી;
જેમ જાણું તેમ ભાખું, કોવિદ! છું મતિમૂઢ હું,
એમ જાણી મન આશ પૂરે, હે ગરૂડારૂઢ તું. ૮૧

## વલણ.

ગરૂડારૂઢ આશ પૂરો, પાશમાયા કાપી રે;
જન પ્રેમાનંદ મંદ છે, ન જાણે છંદ અલાપી રે. ૮૨

## કડવું ૮ મું.

## શ્લોક.

નાભિથકી ઉતપન્ન કર્યો સુત, તે વિધિએ કરી ભારતી કન્યા,
શંકર સંતતિ કાજ કરે શ્રમ, પાર્વતી પુત્રતણી નહિ જન્યા;

---

પણ માતી ( પુષ્ટ થયેલી ) તેની સ્ત્રીએ જે મૌક્તિક( મોતી જેવો મુક્ત પુરૂષ—અષ્ટાવક્ર ) જણ્યો તેણે બંદી ( એ નામના વરૂણના પુત્ર )ને બંધ બાંધ્યો—વાદમાં પરાજિત કર્યો !

૮૦ મરજીવા—મરીને જીવતા થાય એવા—વિષયો. મતલબકે સમુદ્રની છીપ અને તેમાં જળબિંદુ નાખનાર સ્વાતિનક્ષત્ર એને તો મરજીવા ( મોતી કાઢનારા ) તરફથી કાંઇ દુઃખ નથી, પણ આ છીપ ( સુજાતા ) તથા તેનો અધિપ ( સ્વામી—કહોડ ) એ બેને તો મરજીવારૂપ વિષયો કામ કાજે ( કામ સેવના માટે ) દુઃખ દેતા.

૮૧ વાધીને—વૃદ્ધિ પામીને ( ગર્ભના યોગથી ) ધારમી—ધર્મિષ્ઠ.

જક્ત ઉપાવનીં જો દુખીં છે અતિ, શું પછી અન્યતણો વદું અન્યા',
નર્ક નખાવણહાર મળે તન, તે વિણ વંઝતણું સુખ ધન્યા. ૧

## રાગ કાનડો.

## દેશીફેર.

વર તન જો નવ પ્રકટે, એળે જોબન ગયું જનનીં જાણો;
ગર્દભ ગુણ શો ગુણિયલ, તેવા તનથીં સુખ નહિ આણો. ૨
નરકે નાખી પડશે, પર લોકે ત્યમ ભૂલોકમાં એ તો;
તારો પ્રકટી પૂરો, પ્રકાશ હરિનો નહીં દે તો. ૩

---

૧ શ્લોક—ઇંદ્રવિજય છંદ. આ કડવામાં કહોડના પુત્ર અષ્ટાવક્રની ઉત્પત્તિ વર્ણવવાની છે માટે તેનું સૂચન કરવાના હેતુથી હરિ, બ્રહ્મા, શંકર, એવા ત્રણ મોટા દેવો પણ પુત્રની અભિલાષા રાખે છે, એવું વર્ણન કરી સુપુત્રની પ્રશંસા કરી છે. નાભિ ઇ૦—હરિએ પોતાની નાભિ ( ડૂંટી )માંથી સુત ઉત્પન્ન કર્યો. ( વિષ્ણુની નાભિમાં ઉપજેલા કમળમાંથી બ્રહ્મા થયા એ વાત પ્રસિદ્ધ છે ). તે વિધિ ( બ્રહ્મા )એ ભારતી ( સરસ્વતી )નામે કન્યા ઉત્પન્ન કરી. હરિએ નાભિથી પણ પુત્ર ઉત્પન્ન કર્યો અને બ્રહ્માને પુત્ર ન થયો ત્યારે કન્યા પણ ઉત્પન્ન કરી. એમ વર્ણીને સંતાન પ્રાપ્તિ વિષે દેવોની પણ ઉત્કટ ઈચ્છા છે એમ સૂચન કર્યું છે. જન્યા–જણનારી. જક્તઉપાવની—પાર્વતી. દુઃખી–( સંતાન વગર ). અન્યા'—અન્યાય–વાંક. સંતાનની અભિલાષામાં પાર્વતી સરખી જગદંબા પણ દુઃખી છે તો બીજા સામાન્ય મનુષ્ય દુઃખી હોય તો તેમનો શો વાંક કાઢવો. **અર્થાપત્તિઅલંકાર.** જગતને ઉત્પન્ન કરનારી છતાં પાર્વતી પોતાને માટે એકાદ સંતાન કેમ પ્રકટ કરતી નથી, તેનું કારણ કહે છે : તે દેવી એમ ધારે છે કે તન ( પુત્ર ) નર્ક નખાવણહાર મળે તો તેના કરતાં વંઝા સ્ત્રીનું સુખ ધન્યા ( ધન્ય ) છે !

૨ રાગ કાનડાની દેશીફેર–આર્યાછંદ. વર તન–ઉત્તમ પુત્ર. જનની—જનની ( માતા )નું.

૩ તારો ઇ૦—એક તારો પૂરો પ્રકટે તથાપિ તે હરિ ( ચંદ્ર )નો પ્રકાશ આપતો નથી. અહીં કુપુત્રને તારાનું અને સુપુત્રને ચંદ્રનુંરૂપ આપ્યું છે. **અભેદકરૂપક.** અથવા **દૃષ્ટાંત.**

અસંખ્ય તારા પ્રકટે, તથાપિ ન પ્રકાશ હોય વિધુ જેવો;
એકે સુખ અલૌકિક, અનેક આશા વૃથા સેવો. ૪
હોયે અનેક તેમાં, ચંદ્ર ચકોરવત જોઈને ગ્રે'વો;
પ્રીતિ પાળે નિશદિન, ચકોર જેવી ભલી એવો. ૫
શશ મૃગ આદિક જેવા, સુત સેવ્યાથી ન કાર્ય કશું થાશે;
વનપતિ ગાજ્યે બી'શે, જાવાનું તે સહુ જાશે. ૬
માયામાં બંધાશો, સારે નરતે સુતે તમો માણી;
તો પણ સારે સારૂં, વિષયેચ્છા ફળી જગે જાણી. ૭
ખોયું ખાંતે રેતસ, ફલિભૂત થતાં ભલો ભલો ભાખ્યો;
એક પછી એક જાતાં, પંચમમાસી દિવસ દાખ્યો. ૮
રક્ષા બાંધી રક્ષ્યો, ગર્ભ ઉદરનો ભલા ભવિષ્યવેત્તા;
અભાવ થાતા ભાખું, જાણું મૂઢમતિથકી જેત્તા. ૯
વિદ્યાનંદિની બાળા, બોલી સ્વામી વિવાદ તો કીજે;

---

૪ અસંખ્ય તારા–અનેક કુપુત્રો. એકે ઈ૦–એક સુપુત્રમાંજ અલૌકિક સુખ છે, માટે અનેક પુત્ર હોવાની આશા તમે વૃથા સેવો છો ( રાખો છો ).

૫ હોયે ઇ૦—જો અનેક પુત્રો હોય તો તેમાંથી પણ ચંદ્રચકોરવત ( ચંદ્ર પ્રતિ ચકોરપક્ષી જેવી પ્રીતિ રાખે છે તેવી પ્રીતિ રાખનારો ) જોઈને ગ્રે'વો–ગ્રહણ કરવો.

૬ શશ—સસલું. મૃગ—હરણ. અર્થાત્ જેમ મૃગપતિ ( સિંહ ) ગાજતાં સસલાં અને હરણ બીહે છે તેમ તેવા પુત્રો પણ શત્રુથી ભય પામશે, માટે તેવા પુત્ર કાંઇ કામના નથી.

૭ માયામાં ઇ૦—સારો કે નરતો સુત થયાથી તેનો લાહાવો માણીને તમે માયામાં બંધાશો, તોપણ સારો પુત્ર હોય તો તે સારૂંજ છે. અને ત્યારેજ તમારી વિષયેચ્છા સફળ થઈ એમ જગતે જાણ્યું.

૮ રેતસ–વીર્ય. ૯ અભાવ—અભાવા—ગર્ભ રહ્યા પછી ગર્ભવતીને જે જે વિશેષ ઇચ્છાઓ થાય છે તે.

થાય અભાવા એવા, કો સાથે સુખ જઇ લીજે. ૧૦

ભાસે મુજ મન એવું, (જો) છો મીમાંસક મતાગ્રહી રૂડા;

તે મતનું કરૂં ખંડન, ધર્મ તમારા ઘણા કૂડા. ૧૧

જે ભાખીને પરણ્યા, વીસર્યા સ્વામી વિવાદ તે પોતે;

કર્મવાદી કે'વાયા, તે હઠ મુકાવું સહુ જોતે. ૧૨

પ્રશ્નોત્તર પતિ કીજે, હિરણ્યગર્ભે નિગમ વિષે ગાયો;

નિર્મી મનુષ્ય વૃત્તિ, સમૂહ જેમાં મુનિ ના'યો. ૧૩

આચરતા મુનિ મોટા, તે ક્યમ મૂક્યું તમે પતિ મારા;

શે કર્મતણા યોગજ, મુક્તિ સાથે કરો પ્યારા. ૧૪

આગમ કવણે ભાખ્યું, ઉલટું આવું ધર્યું તમે સ્વામી;

મીમાંસક મતવાદી, ઝપટ બોલ્યો મહાનામી. ૧૫

જાવા દે તું નકામી, નિંદા કરવી કરમતણી આજે;

પ્રશ્નોત્તર કરૂં તારો, વદન વદાવું તદા રાજે. ૧૬

જેહ અલૌકિક મારગ, તેહ ન જાણે અતિ વિમૂઢ કોઇ;

---

૧૨ જે ઇ૦—મારી પૂછેલી સમસ્યામાં જે કહ્યું હતું તે—કર્મ અને જ્ઞાન બન્નેય હોય તો મુક્તિ મળે એવું વચન. ૧૩ હિરણ્યગર્ભે-બ્રહ્માએ. નિગમ-વેદ. વેદમાં જેનું ગાન કર્યું છે એવા મારા પ્રશ્નનો ઉત્તર કરો. નિર્મી ઇ૦—મુનિના સમૂહે ( મનુ, યાજ્ઞવલ્કય, આદિએ ) મનુષ્યની વૃત્તિ (વર્તવાના આચારાદિ ) નિર્મી ( સ્મૃતિ આદિ ગ્રંથોદ્વારા ) છે, અને એ પ્રમાણે મનુષ્યના ધર્મ નિર્માણ કરીને તેમાં તેઓ નાહાયા છે—સ્નાત થયા છે-અર્થાત્ વર્ત્યા છે. તે આચાર એવા છે કે, કેવળ કર્મવડે મુક્તિ મળતી નથી પણ કર્મથી અંતઃકરણ શુદ્ધિદ્વારા જ્ઞાન પ્રાપ્ત થઇ મુક્તિ મળે છે.

૧૫ આગમ—શાસ્ત્ર. કવણે—ક્યામાં. મહાનામી—મોટા નામવાળો-કહોડ. ૧૬ વદન ઇ૦—તારે વદને ( મુખે ) હા વદાવું ત્યારે ( મારૂં વચન ) રાજે ( શોભે ).

સિદ્ધાંતે સમજાવું, સંશય નાખું સરવ ખોઇ. ૧૭
કર્મતણો જે યોગજ, મુક્તિ સાથે મળી ગયો જાણો;
યજ્ઞાદિક સાધે ના, મુક્તિ સાટે મળે પા'ણો. ૧૮
અપવર્ગનું સુખ યજ્ઞે, જે જાણે નાશ રહિત તે લેશે;
શુદ્ધિ ન કર્મ કર્યા વિણ, શું મુક્તિ મલિન હૃદે રે'શે. ૧૯
સમજાવું શાણી હું, જે થાયે નિત્ય સુખની અભિવ્યક્તિ;
તન મન ધનથી જાણો, જુવતી જન તે ભલી મુક્તિ. ૨૦
બ્રહ્મચર્ય વૃત્તિ ધરીને, જે જન સેવા ગુરૂતણી સાધે;
શુભ કર્મપણાથી તે, જ્ઞાનાદિક મૂકતો આધે. ૨૧
મહરષિ મોટા કરમે, અપવર્ગ સુધી વરમતિ તે જાયે;
નિઃશ્રેયસ હેતુથી, કરમા ધરમી ભલા થાયે. ૨૨
યજ્ઞાદિકનું મનથી, આત્મારોપણ કરી તરે સાધુ;
વનફળ મૂળનું ભોજન, કર્મ કરી કે' વિભુ સાધું. ૨૩

---

૧૭ અલૌકિક—લોકમાં સામાન્ય નહિ એવો ( કર્મ માર્ગ ). મતિવિમૂઢ–અતિ મોહિત બુદ્ધિવાળા.

૧૮ યજ્ઞાદિક ઇ૦–જો યજ્ઞાદિક ન સાધે ( ન કરે ) તો. ૧૯ નાશ રહિત ઇ૦–अक्षय्यंहवैचातुर्मास्ययाजिनोसुकृतंभवति " " ચોમાસામાં યજ્ઞ કરનારનું સુકૃત અક્ષય થાય છે " એવાં વેદ વચન છે. અપવર્ગ—મોક્ષ.

૨૦ જે–જેથી. અભિવ્યક્તિ–પ્રકટપણું. ૨૧ આધે ઇ૦–તેને જ્ઞાનાદિકની જરૂર નથી.

૨૨ વરમતિ—શ્રેષ્ઠ બુદ્ધિવાળા. નિઃશ્રેયસ ઇ૦—નિઃશ્રેયસના હેતુથી યજ્ઞ કરનાર તે મુનિઓને કર્માધર્મી ( પોતપોતાનાં કર્મ પ્રમાણે) ભલા ( લાભ ) થાયછે.

૨૩ યજ્ઞાદિક ઇ૦—કેટલાક મુનિઓ યજ્ઞાદિકને આત્મામાં આરોપણ કરીને તરે છે. તે વિષે ગીતામાં કહે છે કે, " आत्मसंयमयोगाग्नौजुव्हतिज्ञानदीपिते. ।" સાધું—સાધ્ય કરું.

સુકર્મ યોગથકી તો, મૂશળ ઉલૂખલતણું સુખ નિંદે;
કર્મ ખરૂં કે'છે તે, નવ બીજાને કદી વંદે. ૨૪

આપસ્તંબ બતાવે, મીમાંસક પણ વદે વચન સાચું;
કર્મથી હેઠળ છે સહુ, માનો નારી અવર કાચું. ૨૫

નારી નાણો સાચું, આ જગ વશિયું વિશાળ મા'કરમે;
સરજે પાળે પોતે, ધારે સંહાર તું ધરમે. ૨૬

જ્ઞાની ધ્યાની માની, રાજા રાણી અપાર વળી એવાં;
પાર ન પામે કોઇ, વરમતિ ગતિ ગહન જન જેવાં. ૨૭

---

૨૪ સુકર્મ ઇ૦—વનફળ વગેરેનું ભોજન કરીને વિભુ(આત્મા)ને સાધ્ય કરનાર મુનિઓ પોતાના તેવા અહિંસક સુકર્મના યોગથી મૂશળ (સાંબેલું) અને ઉલૂખલ(ખાંડણીઆ)નું હિંસક સુખ નિંદે છે "कंडणी पेषणी चुल्ली उदकुंभोथ मार्जनी । पंचसूनागृहस्थस्य" "ખાંડણીઓ, ઘંટી, ચુલો, પાણીઆરૂં અને સાવરણી, એ ગૃહસ્થના ઘરમાં પાંચ વધસ્થાન છે." એમ કહેલું છે. માટે વનફળ પર વૃત્તિ કરવારૂપ કર્મ તે સુકર્મ છે અને તેથી મુક્તિ થાય છે, એમ કહેવાનું તાત્પર્ય છે. વંદે—નમે. અર્થાત્ બીજા જ્ઞાનાદિકનું તેને પ્રયોજન નથી.

૨૫ આપસ્તંબ—આપસ્તંબ ગૃહ્યસૂત્ર. જેમાં તે શાખાના બ્રાહ્મણોનાં કર્મના વિધિ કહ્યા છે તે ગ્રંથ.

૨૬ નાણો—અર્થાત્ જાણો. ધારે ઇ૦—તે સંહારને પણ ધારણ કરેછે—સંહારેછે. ધરમે ઇ૦—સર્જન, પાલન અને સંહારણ રૂપ ધર્મવાળું કર્મ પોતાના તે તે ધર્મે કરીને સરજે છે વગેરે.

૨૭ ગતિ ઇ૦—જેમની ગતિ ગહનછે એવાં જન જેવાં વરમતિ (ઉત્તમ બુદ્ધિવાળાં) પણ કોઇ કર્મનો પાર પામતું નથી. ગીતામાં પણ કહેછે કે "कर्मणश्चापि बोद्धव्यं बोद्धव्यं चाप्य कर्मणः । अकर्मणश्च बोधव्यं गहना कर्मणोगतिः" અર્થ "કર્મ, અકર્મ, અને વિકર્મ વિષે જાણવા જેવું ઘણું છે; કર્મની ગતિ ગહન છે."

શંકા લાવે મનમાં, એવી કોઈ તદા કરમ કેવું;
તે સહુ તુજને દાખું, જાણું જુવતી અમો જેવું. ૨૮
ઇંદ્રિયસંયમ સાધ્યે, પ્રાપ્તિ થાયે અગાધ દમને તો;
યજ્ઞાદિક કરી કરવી, બાહ્યેંદ્રિય સુવશ શમને તો. ૨૯
(વળી) શમ દમ ઉપરતિ સાથે, અંતરઇંદ્રિય વશ કરવી જાતે;
કારણ ધારણ કરીને, કરવું વશ મન સહુ વાતે. ૩૦
એ વિધિ શ્રમને સાધે, લાધે જોગ સુકરમતણો સારો;
ધારણ જાતાં તારણ, નિશ્ચે થાશે તમે ધારો. ૩૧
જો શાણી સમજાવું, શાસ્ત્રતણી સાખ દઇ અમો તુજને;
શ્રુતિઓ શું શું કે'છે, અવગત અવિધાર કહું મુજને. ૩૨
સંશય ટાળું તારો, સમજે શ્યામા ખરે ખરૂં તું તો;
જગત કહે તે પૂર્વે, જાણી લેજો કહું હું તો. ૩૩

---

૨૮ શંકા ઇ૦—તદા (ત્યારે) મનમાં કોઈ એવી શંકા લાવે કે, કરમ કેવું હશે? એ કર્મ કયું કે જેની ગતિ ગહન છે.

૨૯ દમને–દમનવડે. ઇંદ્રિયોનું દમન કરવાથી–તેને અનુકૂળ વિષય ન આપવાથી. બાહ્યેંદ્રિય–શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિય અને વાણી આદિ પાંચ કર્મેંદ્રિય. શમને–શમન (મનને કબજે રાખવા) રૂપ કર્મ કરીને.

૩૦ અંતરઇંદ્રિય–મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, અથવા એકલું મન. ('શમ' વગેરેના અર્થ પાછળી કહેવામાં આવ્યા છે). કારણ ઇ૦–સર્વનું કારણ કર્મ છે એમ મનમાં ધારણ કરીને.

૩૧ ધારણ—કર્મ એ સહુનું કારણ નથી, એવું મોહરૂપી ધારણ (નિદ્રા). ૩૨ શ્રુતિઓ ઇ૦–શ્રુતિઓ કર્મનું પ્રતિપાદન કરવાને શું શું કહે છે તે સર્વે મુજને અવગત છે–મેં જાણેલું છે, તે તું અવિધાર—ધ્યાનમાં લે.

૩૩ જગત ઇ૦—પણ શ્રુતિનું પ્રમાણ આપતાં પહેલાં જગત શું કહે છે તેજ તમે જાણી લેજો.

કરમે લખિયું થાશે, કેમ ન કોઇ વદ પ્રભુને ત્યાં;
જગત ઝવેરી જાણો, તે શું ભૂલે વિભુને ત્યાં. ૩૪
સત્ય ખરેખર સ્વામી, ચૈતન્ય ને નિર્મળો ભલો બ્રહ્મ;
જેહ અનાદિસિદ્ધજ, અજ્ઞાનાવૃત ભલો ભ્રમ. ૩૫
રૂપારૂપે છીપશું, તેમ પ્રતીતિ કરે પ્રપંચ રૂપે;
એવો બ્રહ્મ લહ્યાથી, સર્વ પ્રપંચ ભ્રમ સ્વરૂપે. ૩૬
થાયે જાણો નિશ્ચે, તેવું કારણ અજ્ઞાન મા'ભૂતે;
લય રૂપ સ્થિતિ એવી, દેહે જેવી મહાનૂતે. ૩૭

---

૩૪ પ્રભુને—પ્રભુએ લખ્યું હશે તે થશે એમ કોઈ કેમ કહેતું નથી ? તમે કહેશો કે જગતના સામાન્ય લોકો આ તત્વજ્ઞાનમાં શું સમજે કે તેનું વચન પ્રમાણ ગણાય ? તો તેમ નથી; જગત ઈ૦—જગત્ ઝવેરી ( અર્થાત્ ખરેખરી પરીક્ષા કરનાર ) છે, તે શું વિભુને ( વ્યાપક હરિને ) ભૂલી જાય ? અર્થાત્ જો ઈશ્વરજ કર્ત્તા હોત તો જગત્ કર્મને બદલે ઈશ્વરનેજ કર્ત્તા કહેત. **લોકોક્તિ.**

૩૫ ઉપર કહ્યા પ્રમાણે કહોડે કર્મનું પ્રતિપાદન કર્યું તે સાંભળીને સુજાતા અદ્વૈત બ્રહ્મના પ્રતિપાદન દ્વારા તેનું ખંડન કરે છે: સત્ય ઈ૦-સ્પષ્ટ છે. અનાદિસિદ્ધ—કોઇ કાળે ઉત્પન્ન થયેલો ન હોઇને સર્વદા સદ્રૂપ. અજ્ઞાનાવૃત ઈ૦—અને કર્મ વગેરે તો અજ્ઞાનથી આવૃત ( વીંટાયલું ) છે માટે તે તો ભલો ભ્રમ છે.

૩૬ અદ્વૈત બ્રહ્મ વિના બીજું બધું ભ્રમરૂપ છે તે દૃષ્ટાંતથી પ્રતિપાદિત કરે છે: રૂપા ઈ૦—જેમ દોષ યુક્ત નેત્રવાળાને છીપ રૂપારૂપે પ્રતીત થાય છે એજ રીતે અજ્ઞાની મનુષ્યને બ્રહ્મ જગત્‌રૂપે પ્રતીત થાય છે. ( સાડત્રીશમી આર્યા સાથે અન્વય ). એવી પ્રતીતિ થવાનું કારણ અજ્ઞાનરૂપી મહાભૂતને વિષે રહ્યું છે.

૩૭ લય રૂપ ઈ૦—મહાનૂત ( નવીન ) એવા દેહની સુષુપ્તિ આદિક અવસ્થામાં જેવી રીતે જાગ્રદાદિના જ્ઞાનની લયરૂપ સ્થિતિ થાય છે તેવીજ

સ્વામી તેવી મુક્તિ. માનું હું તો સહુથકી આધી;
ઉપનિષદો પણ એવું, કે'છે જુઓ તમે જાગી. ૩૮
મૂઢમતિ મહિલા તું, જાણે નહિ ને કહે ગમે તેવું;
પણ ચૈતન્ય રૂપ બ્રહ્મ, કારજ સંબંધથી કેવું ? ૩૯
કે'વું રહિતજ પડશે, એ વિણ ઉત્તર નહિ કંઇ બીજો;
શબ્દોની શક્તિ જે, બ્રહ્મે લાગુ નહિ રીઝો. ૪૦
એમ અસંભવ જોઇ, ઉપનિષદોએ પ્રમાણ નથી રાખ્યું;
તો કયમ માનું મહિલા, જેવું હતું તેવું આ દાખ્યું. ૪૧

---

રીતે અજ્ઞાનની પણ લયરૂપ સ્થિતિ થવી તેને હું મુક્તિ માનું છું. ( આડત્રીશમી આર્યા સાથે અન્વય ).

૩૯ સુજાતાએ કરેલા બ્રહ્મના પ્રતિપાદનનું ખંડન કરીને કહોડ કર્મનું સ્થાપન કરતાં કહે છેઃ મૂઢમતિ ઇ૦—સ્પષ્ટ છે. પણ ઇ૦—પણ તારૂં કહેલું ચૈતન્ય રૂપ બ્રહ્મ કાર્યના સંબંધથી સહિત છે કે રહિત છે ? —કેવું છે ? જો કાર્યના સંબંધ સહિત છે એમ કહીશ તો બ્રહ્મ અને કર્મ બે થવાથી અદ્વૈતની હાનિ થાય છે માટે કાર્યના સંબંધ રહિત છે એમજ કહેવું પડશે. શબ્દોની ઇ૦—કોઈ શબ્દ બોલવાથી તે અમુક પદાર્થ છે, એવા બોધ થવાના કારણને શબ્દની શકિત કહે છે. શબ્દની એવી શક્તિ કાર્ય માત્રને લાગુ પડે છે. પણ બ્રહ્મ તો પોતે કાર્યરૂપ નથી ( કેમકે બ્રહ્મ કાર્યના સંબંધથી રહિત છે એમ પાછળ પ્રતિપાદિત થયું છે ) માટે કોઈ શબ્દની શક્તિ બ્રહ્મરૂપ અર્થને લાગુ પડી શકશે નહિ. અર્થાત્ એવો કોઈ શબ્દ નથી કે તે બ્રહ્મરૂપ અર્થનો બોધ કરી શકે. આ ઉપરથી આવું અનુમાન થઇ શકે છેઃ બ્રહ્મ કોઈ પણ પદાર્થ નથી; કેમકે તેને કોઇપણ શબ્દની શકિત લાગુ પડતી નથી; જેને જેને કોઇ શબ્દની શક્તિ લાગુ પડે છે, તે તેજ કોઈ પદાર્થ હોય છે. જેમ ઘટ.

૪૧ એવી રીતે શબ્દની શકિત લાગુ ન પડવાથી બ્રહ્મનોજ અસંભવ થાય છે માટે બ્રહ્મ પ્રમાણ નથી તે કહે છેઃ એમ ઇ૦—સ્પષ્ટ છે.

કર્મતણો જો મહિમા, જેને સુપદોસમૂહ પણ ગાયે;
યજ્ઞાદિક કરમોમાં, વેદાંતો વિધિથકી જાયે. ૪૨

વેદ વદે પે'લેથી, એ શું તારે પ્રમાણભૂત નથી;
જો દષ્ટાંતજ તારૂં, વ્યર્થ કરૂં હું હવે જકથી. ૪૩

સુપરમ પ્રસિદ્ધી પામી, ઘટ પટ આદિકતણી મહાશક્તિ;
તે શબ્દોની શક્તિ, કાર્ય પદાર્થે વસે વ્યક્તિ. ૪૪

તેથી કર્મો કીજે, મુક્તિ મળવા ચિતે ધરી ચારૂ;
અગ્નિહોત્રાદિકે, તરશો તરૂણી અમે ધારૂં. ૪૫

કર્મની સાથે મુક્તિ, જોડે નહિ તે વળી કહે આવું;
જીવ શિવ એકાકારે, માને તે શું અમે સા'વું. ૪૬

---

૪૨ સુપદોસમૂહ—વેદનાં ઉત્તમ પદોનો સમૂહ. વેદાંતો ૦—યજ્ઞાદિક કર્મોમાં વેદાંતના ( ઉપનિષદના ) મંત્રોનો પણ વિધિથી ઉપયોગ થાય છે. અર્થાત્ વેદાંતનો પણ કર્મ પરત્વેજ ઉપયોગ છે.

૪૩ વેદ ૦—વેદ પણ પેહેલેથી યજ્ઞાદિ કર્મ કરવાં એમ કહે છે. પ્રમાણભૂત—પ્રમાણરૂપ થયેલું. હવે જકથી—( અથવા ) હવેજ કથી.

૪૪ સુપરમ—અતિશય. મહાશક્તિ—ઘટ વગેરે શબ્દોની તેના વાચ્ય અર્થનું જ્ઞાન થવાના કારણરૂપ મોટી શક્તિ. તે ૦—એવા તમામ શબ્દોની શક્તિ કાર્યરૂપ પદાર્થને વિષે રહે છે—તે શકિત કાર્ય પદાર્થનો બોધ કરે છે એ વ્યક્તિ ( વ્યક્ત—ખુલ્લું ) છે.

૪૫ તેથી ૦—શબ્દ માત્રની શકિત જો ઉપર કહેવા પ્રમાણે કાર્ય માત્રમાં રહેલી છે તો તે કાર્યોના કારણરૂપ કર્મ પણ કરવાંજ જોઇએ. અર્થાત્ વેદ પણ શબ્દરૂપ હોવાથી વેદના શબ્દોની શક્તિ પણ યજ્ઞાદિક કર્મનો બોધ કરનારી છે. મુકિત મળવા—( વેદમાં યજ્ઞાદિક કર્મથી મુક્તિ કહી છે માટે ) " अक्षय्यंहवैचातुर्मास्ययाजिनोसुकृतंभवति " " ચોમાસામાં યજ્ઞ કરનારનું પુણ્ય અક્ષય થાય છે " ઇત્યાદિ વચનો પ્રમાણરૂપ છે. ૪૬ સા'વું—અર્થાત્ અમે શું તે વાતને ગ્રહણ કરિયે કે ?

આગમ નિગમે નહિ કંઇ, તે માટે તો પ્રમાણ દેખાયે;
સુજાતા કે' ભરતા, એ સુખ મળતું સુરેખાયે. ૪૭
શીખવિયું છે નિત્યે, તમને અમને પિતાશ્રીએ સાચું;
વળી બોલે છે હમણા, તે કહું જેમાં નથી કાચું. ૪૮
યોગી કરવા કાજે, ગર્ભે બોધે રહ્યો ભાઈ મારો;
તત્વમસિશ્વેતકેતુ, અધુના બોલે નહિ ન્યારો. ૪૯
વદિયે એક રૂપે. જીવ શિવ એથી જણાય નહિ સ્વામી?
બ્રહ્મતણું પ્રતિપાદન, કરતા આવ્યા પિતા નામી. ૫૦
કો'ક કહેછે વારૂ, તત્વમસિતણો નિરણય તો કીજે;
ઉપર ઉપરથી જુવતી, લાગે જીવ શિવ અભેદી જે. ૫૧

---

૪૭ આગમ—શાસ્ત્ર. નિગમ—વેદ. તેમાટે—જીવ શિવ એક છે એમ પ્રતિપાદન કરવામાટે. સુજાતા ૯૦—પતિનાં આવાં વચન સાંભળીને પત્ની સુજાતા કહે છે કે હે ભર્ત્તા! એ સુખ તો સુરેખાએ (ભાગ્યની સારી રેખા હોય તો) મળે છે. અર્થાત્ બ્રહ્માનંદનું સુખ તો પૂર્વના પુણ્યથીજ મળે છે! ૪૮ બોલે છે—(પિતાશ્રી).

૪૯ પિતાશ્રી (ઉદ્દાલક) હમણા શું બોલે છે તે કહે છે: યોગી ઈ૦—મારો ભાઇ જે હમણા મારી માતાના ગર્ભમાં રહ્યો છે તેને યોગી કરવા માટે મારા પિતાશ્રી બોધે છે. શું બોધે છે તે કહે છે: તત્વમસિ ઈ૦—"सयएषोऽणिमैतदात्म्यमिदं सर्वंतत्सत्यंसआत्मातत्वमसिश्वेतकेतोइति"— અર્થ "એવા સૂક્ષ્મ આત્માવડે આ સઘળું જગત વ્યાપ્ત છે તે બ્રહ્મ છે અને સત્ય છે. હે શ્વેતકેતુ! તું તે આત્મા છે" (છાંદોગ્ય ઉપનિષદ્). તે (મારા પિતાશ્રી) અધુના (હમણા) પણ ન્યારો (અર્થ) બોલતા નથી, અર્થાત્ જીવ બ્રહ્મની એકતાજ પ્રતિપાદન કરે છે.

૫૦ વદિયે ૯૦—એ ઉપરથી (પિતાવાક્ય પ્રમાણથી) જીવ શિવ એકરૂપે છે એમ આપણે વદિયે (અર્થાત્ વદવું જોઇએ) એમ હે સ્વામી! શું જણાતું નથી? પિતાનું વચન શામાટે પ્રમાણ ગણવું તેનું કારણ કહે છે: નામી ૯૦—પિતા નામી (નામસદા—બ્રહ્મવિદ્યામાં પ્રખ્યાત છે). નામી વિશેષણ અભિપ્રાયવાળું છે માટે **પરિકરાલંકાર.**

૫૧ કહોઇક કહે છે કે, પિતાશ્રી "तत्वमसि—તે તું છે" એ વાક્યનો ઉપદેશ કરે છે તેમાં તે કર્મ માર્ગનેજ પ્રતિપાદન કરે છે પણ અદ્વૈત માર્ગને

એમાં સત્ય પ્રમાણો, કેવું વશિયું અમોથકી આજે;
આરોપ ઈશ્વરકેરો, એથી યજ્ઞકારમાં રાજે. ૫૨

ન પ્રવૃત્તિ નિવૃત્તિ જો, ઉપદેશથકી કરી તત્વમસિમાં;
તો બ્રહ્મ વિષે જાણો, છે બ્રહ્મ અભેદ પટ દશિમાં. ૫૩

ગ્રાહ્ય ત્યાજ્ય ન બ્રહ્મે, ગણતાં ગણના અશાસ્ત્રમાં થાયે;
માટે આરોપાયે, યજમાનતણી યશ સહાયે. ૫૪

---

નથી પ્રતિપાદન કરતા; પણ ઉપલક જોતાંજ અદ્વૈત અર્થ પ્રતિપાદન એ વાક્યમાં ભાસે છે. તે વિષે કહે છે: કહોડ ૬૦—૨૫૯ છે.

૫૨ તત્વમસિ વાક્યનો સૂક્ષ્મ દૃષ્ટ્યા ખરો અર્થ શો છે તે કહે છે: આરોપ ૬૦—યજ્ઞ કરનારને વિષે દેવાદિકનો આરોપ કરવામાં આવે છે તે આરોપનું વિધિવાક્ય તત્વમસિ છે. એટલે હે યજમાન: તે ( આરોપિત પદાર્થ) તું છે. જેમ યજમાનમાં શિવનો આરોપ કરવો હોય તો તત્વમસિનો ઉપયોગ થાય. એવી રીતે કે હે યજમાન! તે ( શિવ ) તું છે.

૫૩ એ રીતે તત્વમસિ વાક્યવડે કર્મનું પ્રતિપાદન કરીને અભેદવાદનું ખંડન કરે છે: ન ૬૦—જો તત્વમસિ વાક્યનો અર્થ અમુક ( યજ્ઞાદિક ) કર્મમાં પ્રવૃત્ત ન થતો હોય ( લાગુ ન પડતો હોય ) અને અમુક ( અભેદાદિક ) બોધમાંથી નિવૃત્ત ન થતો હોય ( લાગુ પડતો હોય ) તો તે અર્થ અભેદ બ્રહ્મને વિષેજ લાગુ પડે છે એમ જાણો ( તકરારની ખાતર એ વાત થોડી વાર માન્ય કરો ). એટલે એથી એવું થશે કે પટ અને દશીમાં પણ બ્રહ્મ છે માટે ત્યાં એ વાક્ય લાગુ કરીને એમ કહેવું પડશે કે, હે પટ! તું દશી છે; અથવા, હે દશી! તું પટ છે. કેમકે ( તમારે અભેદવાદીને મતે ) તત્વમસિ વાક્યનો અર્થ પટમાં પ્રવૃત્ત થવાનો નથી અને દશીમાંથી નિવૃત્ત થવાનો નથી. અર્થાત્ અમે ( કર્મવાદી ) તો એમ કહીએ છીએ કે માત્ર યજ્ઞાદિકમાં, જ્યારે યજમાનમાં ઈશ્વરાદિકનો આરોપ કરવો હોય ત્યારેજ તત્વમસિ વાક્યનો અર્થ પ્રવર્તે છે, અને બીજી વ્યાવહારિક બાબતોથી નિવર્તે છે.

૫૪ ગ્રાહ્ય ૬૦—તત્વમસિ વાક્યની પ્રવૃત્તિ અને નિવૃત્તિ ન માનવાથી સર્વ જગતરૂપ બ્રહ્મને વિષે અમુક ગ્રાહ્ય ( ગ્રહણ કરવા યોગ્ય ) અને અમુક ત્યાજ્ય ( તજવા યોગ્ય ), એમ રહેતું નથી. પણ વિધિ નિષે-

બાળા બોલી બળથી, મીમાંસામાં કહ્યું કહો કેવું;
आदित्यो यूपः यजमानः प्रस्तरः વદ એવું. ૫૫

તત્વમસિ નહીં તેમાં, વિજ્ઞાન વિષે વસે સહી એ તો;
જીવ શિવકેરૂં જણાવે, ભેદરહિતપણું તમે ચેતો. ૫૬

ભામિની ભટકાં મારે, એથી તારી નહિ સિદ્ધિ સાચી;
જો હમાણાં કરી નાખું, તારી વાતો સહુ કાચી. ૫૭

મનને બ્રહ્મ કહે છે, અન્ન બ્રહ્મરૂપ કે' ઘણા દ્વિજો;
સવિતા બ્રહ્મ મનાયે, વાયુ બ્રહ્મ ભણી કરી રીઝો. ૫૮

પ્રાણ બ્રહ્મ ભણેછે, ઇત્યાદિક શ્રુતિ વિષે પ્રમાણો છે;
પૂજા અરચા કરવી, વિધાન વરમતિ જાણો છે. ૫૯

---

ધને પ્રતિપાદન કરનારા શાસ્ત્રમાં એ વાત માન્ય નથી માટે તત્વમસિનો એવો અર્થ કરવો એ શાસ્ત્ર પ્રમાણ નથી. માટે ઇ૦—માટે તત્વમસિની યોજના યજમાનના યશની સહાય કરવામાં—યજમાનની કીર્તિ વધે એવા કાર્યમાં થાય છે.

૫૫-૫૬ आदित्यो ઇ૦—યજ્ઞનો સ્તંભ જે યૂપ કહેવાય છે તે આદિત્ય છે અને તેની પાસેનો પથ્થર એ યજમાન છે. એવું મીમાંસામાં કહેલું છે. આહીં યજમાનમાં પ્રસ્તરનો આરોપ કર્યો છે પણ કાંઈ, હે સ્વામી ! તમે કહોછો તેમ તત્વમસિ અર્થની પ્રવૃતિ કરી નથી. માટે તત્વમસિના અર્થની તો વિજ્ઞાનમાંજ પ્રવૃત્તિ થાય છે. તથા તે જીવ અને શિવનું અભેદપણું જણાવે છે.

૫૯ સુજાતાએ તત્વમસિ વાકયની યજ્ઞમાં પ્રવૃતિનું ખંડન કર્યું તે- સાંભળીને કહોડ તત્વમસિ વાકયનો ગૌણ અર્થ માનીને બીજે પ્રકારે કર્મ- મતનું સ્થાપન કરેછેઃ મન ઇ૦—જેમ, વેદમાં મનને, અન્નને, સૂર્યને, વાયુને, પ્રાણ વગેરેને બ્રહ્મ કહે છે તે માત્ર તેમનું પૂજન અર્ચન કરવાનું વિધાન —પૂજનાદિકમાં પ્રવૃત્ત કરનારૂં વાકય છે.

તત્વમસિ પણ તેમજ, બ્રહ્મમતિ કરી સ્વતંત્ર શું સાધે;
વિધાન કરેછે એ, તો પછી જીવ શિવ કહી બાધે. ૬૦
એક નથી તે નારી, આગમ નિગમે પ્રમાણ તો ભરિયાં;
કર્મતણો પથ મોટો, સાંભળી શ્યામા ઘણાં ડરિયાં. ૬૧
અમુઝાણ અંગ ન માતી, રાતી તાતી મહામતિ થાતી;
ઉત્તર કાંઇ ન સૂઝે, અકળામણથકી અમુંઝાતી. ૬૨
એવે ગર્ભ રહેલો, બાળક બોલ્યો અરે કહો આ શું;
ખોટી ખોટી વાતો, વદિયા તે શું અમો સાંશું. ૬૩
જયકેરે આનંદ, વાણી સુણી નહિ કહોડ મુનિએ તો;
કીધો કર્મપથ નિશ્ચે, કે'તો રામા સુણીએ તો. ૬૪
એવે થાતો બીજો, નાદ મનોહર મહા મહા મોટો;
ફૂલાઓ શું ફૂલે, ફૂટે નિશ્ચય સુપરપોટો. ૬૫

---

૬૦ તત્વમસિ ૯૦—તત્વમસિ પણ વિધાન વાકય છે. અર્થાત્ જેમ બ્રહ્મનું પૂજન મન, અન્ન, સવિતાદિકદ્વારા થાય છે તેમ તુજદ્વારા પણ થાય છે માટે તે કરવું એવો વિધિ એ વાકય બતાવે છે. પણ જો એ વાકયને વિધાનવાકય ન માનીએ અને જીવ શિવની એકતારૂપ બ્રહ્મ પ્રતિપાદન કરનારૂં વાકય માનીએ, તો એવી બ્રહ્મમતિ (બ્રહ્મરૂપ બુદ્ધિ) કરીને તે વાકયથી સ્વતંત્રપણે બીજું શું સિદ્ધ થાય એવું છે? કેમકે હે સ્ત્રી! તારા કહેવા પ્રમાણે એ વિધિવાકય નથી તેમ તે નિષેધવાકય નથી એ પણ પ્રત્યક્ષ છે. માટે મારા કહેવા પ્રમાણે એ વાકય તો કર્મનું વિધાન કરેછે—કહે છે, અને જો એ વાકય કર્મવિધાયક છે તો પછી જીવ અને શિવ એ બે જુદા જુદા છે એ મત કઇ જગોએ બાધ કરે એમ છે?

૬૧ એક ૯૦—હે નારી! એ એકજ પ્રમાણ છે એમ નથી, પણ આગમ અને નિગમમાં તેનાં ઘણાં પ્રમાણ ભરેલાં છે. પથ—રસ્તો. ૬૨ મહામતિ—મોટી બુદ્ધિવાળી. ૬૩ બાળક—અષ્ટાવક્ર.

૬૪ જયકેરે ૯૦—કહોડે પોતાની સ્ત્રીને વાદમાં હરાવી તેના આનંદના આવેશમાં ગર્ભનું વચન સાંભળતો નથી.

કર્મજડાંડી ! કો'શું, અદ્વૈત તમે કરમથકી કૂડું?
બ્રહ્માત્મા સત્ય ભણીજે, માનો બીજું સહુ ભૂંડું. ૬૬
કો'ડ કહે જો હારી, મારી વાતો મનાયછે શાસ્ત્રે;
અદ્વૈત પદારથ જે, કુશકા જેવું વદું માત્રે. ૬૭
એમ હરખની મૂર્છા, માંહે પડિયો મહામુનિ મોટો;
શ્રવણે કાંઇ ન સુણે, આડંબર અતિ ઘણો ખોટો. ૬૮
ત્રીજી વારે ત્યારે, બાળક બોલ્યો સુગર્ભથી ક્રોધી;
નિંદા કરવી મૂકો, સાચી વાતો નથી શોધી ! ૬૯
એવો શબ્દ સુણીને, ચોદિશ જોતો કહોડ કે' આ શું;
અગ્નિહોત્રથી રીઝી, બોલ્યા અગ્નિનું ધન્ય પાસું. ૭૦
હોમની શાળા જોઇ, ત્યાં નહિ કોઇ તદા કરે શું ત્યાં;
આકાશની વાણી એ, શુભ જય મારો ભરે શું ત્યાં. ૭૧
કે કર્મો થઇ ઉદે, આવી કે'તાં ભલો ભલો જીત્યો;
આહા ! શું હું મોટો, પાળી કેવી મહાનીત્યો. ૭૨
ક્રોધેલી છે તદપિ, તારૂણી ત્યાં મંદ હસે મુખથી;
સ્વામી શોધો કો'શું, હસતાં ઉદર દુખે સુખથી. ૭૩
ક્રોધ તમોને ચઢશે, હાસ્ય કરે છે વદી અશું વા'લા;
ગર્ભ કહે શો ક્રોધજ, મા'ત્મા મોટા નથી ન્યાળ્યા ! ૭૪

---

૬૭ ગર્ભનો બીજીવારનો શબ્દ પણ ન સાંભળતાં કહોડ પોતાની પત્ની આગળ ગર્વવાક્ય બોલ્યે જાયછે. તે કહેછેઃ કો'ડ ઇ૦—સ્પષ્ટ છે.

૭૦ પાસું—પક્ષ. કહોડ કહેછે કે હું અગ્નિની ઉપાસના કરું છું માટે તે અગ્નિ કાંઈક બોલેછે અને મને અભિનંદન આપેછે, માટે મારે અગ્નિનો પક્ષ છે તે ધન્ય છે. ૭૨ નીત્યો—નીતિઓ.

૭૩ ક્રોધેલી—( પોતાનો વાદમાં પરાજય થવાથી ). ૭૪ હાસ્ય ઇ૦—વા'લા ! અશું ( એવું ) વદીને સ્ત્રી હાસ્ય કરે છે. ગર્ભ ઇ૦—તે સાંભળીને ગર્ભ કહે છે કે, એમાં ક્રોધ શો ?

ક્રોધ કરે નહિ તે જન, વાદવિવાદે તથા હશ્યે ક્યારે;
વાદ કરો હું સાથે, ઉદરે વાશી રહ્યો જ્યારે. ૭૫
ત્યારે મોટા માનું, પાગે લાગું કરમતણા વાદી;
નહિ તો હું દેખાડું, ઉદ્દાલક ગુરૂની પરસાદી. ૭૬

## રાગ મારૂની ચાલ ટૂંકડી.

જોઈ જુવતી હસતી, કસતી વસ્ત્રો ધરે । સર્યાં અંગે;
ઉદ્દાલક ગુરૂ નામે, વામે વે'મો પડ્યા અડ્યા પંગે. ૭૭
સુજાતા કે' ભરતા, વરતા જોજો સુગર્ભની સારી;
ઉદરે વસતાં વાતો, આ તો આવી કરે ઘણી ન્યારી. ૭૮
ઓધે જાશે એ તો, ચેતો ચિત્તે ચતુર ગુણાળા;
પોળે જાતાં અટકે, ખટકે ખાંતે ખરેખરૂં વા'લા. ૭૯
કર્મ કહોછો મોટું, ખોટું કે'છે જવાબ તો દીજે;
ઉત્તર આપી સારો, વારો વા'લા તનુજ જયમ રીઝે. ૮૦
શાપતણા તો ભયથી, નયથી નારી ન બોલી મનમાં જે;

---

૭૬ પરસાદી ઇ૦—અર્થાત્ ગર્ભમાં રહ્યા છતાં મેં જે બ્રહ્મજ્ઞાન ઉદ્દાલક પાસેથી મેળવ્યું છે તે હું તમને દેખાડું છું.

૭૭ રાગ મારૂની ચાલ ટૂંકડી—ગીતિવૃત્ત. કસતી ઇ૦—અતિ હસવાથી તેનાં વસ્ત્ર અંગ ઉપરથી સરી ગયાં હતાં તેને તે કસતી—ઠીક કરે છે. ઉદ્દાલક ઇ૦—ઉદ્દાલક ગુરૂના નામથી કહોડને જે પંગે (પંગુ—અર્થાત્ મર્મ) અડ્યા અર્થાત્ ગર્ભ સંબંધે ઉપજેલા જે વેહેમ પડ્યા હતા તે, તે વામે છે—તજે છે. ૭૮ વરતા—ઉત્તમતા.

૭૯ ઓધે જાશે—વંશ પરંપરાને અનુસરશે. અર્થાત્ તમારા જેવો તકરારી થશે. પોળે જાતાં—સંગતિને અનુસરતાં—અર્થાત્ મોસાળપક્ષના ગુણ ગ્રહણ કરતાં. ૮૦ કહોછો—(તમે). કે'છે—(આ ગર્ભ).

છાની રે'તી છાયા, જાયા અંગુલિ ધરેજ હનમાં જે. ૮૧
જાણે ક્રોધ નિવાર્યો, ધાર્યો ક્ષમગુણ કહોડ મુનિ મોટે;
વામનશુ મન મારી, ધારી ધ્યાને વધ્યા જઇ ખોટે. ૮૨

## શ્લોક.

વસે ગર્ભ માંહી ગુરૂ ક્યાંહિ ત્યાંહી !
ગુરૂ તો અમારા તમારા ન ક્યાંહી;
વદે સત્ય ના તું, તજાતું ન નાતું,
ખરેખાત મોટું ન ખોટું ભજાતું. ૮૩

## શ્લોક.

પિતા વિચાર કીજિયે, શરીર ગર્ભઆશયે,
અજાણ અંગ જાણ છ્ય શિવ શાત આશ એ;
વિશુદ્ધ તત્વ સત્વ આતમા તમો પ્રમાણજો,

---

૮૧ નયથી—વિનયથી. છાયા—છાયાની પેઠે પુરૂષને અનુસરનારી સુજાતા. જાયા—સ્ત્રી. હનમાં—હડપચી ઉપર. અર્થાત્ હડપચી ઉપર આંગળી મૂકીને સ્ત્રી છાની રહી.

૮૨ વામનશુ..ઈ૦—જેમ વામને બલિ ઉપર ક્રોધી છતાં કપટથી ક્ષમગુણ (ક્ષમાગુણ) ધાર્યો હતો તેમ, અથવા, વામનશુ મન મારીને—મનવડે મનને મારીને, કહોડે પણ ગર્ભનાં વચનથી ઉપજેલા ક્રોધ ઢાંકીને ઉપરથી ક્ષમગુણ ધાર્યો હતો. ખોટે—ખોટે માર્ગે—આડે માર્ગે.

૮૩ શ્લોક—ભુજંગી. ગુરૂ ઈ૦—ઉદ્દાલક ગુરૂ તો અમારા છે; તમારા તો કદી પણ નથી. વદે ઈ૦—તું સત્ય બોલતો નથી, તેમ મારાથી તારૂં નાતું (સંબંધ) તજાતું નથી. અર્થાત્ તું મારો પુત્ર છે તે બદલનો પ્રેમ મારાથી તજાતો નથી. અથવા, જો તારાથી ઉદ્દાલક સાથનો ગુરૂ શિષ્યનો સંબંધ તજાતો નથી તો તે તું સત્ય બોલતો નથી. ખરેખાત ઈ૦—પણ જે ખરેખાત મોટું ખોટું છે તે અમારાથી ભજાતું પણ નથી—કબૂલ રખાતુ નથી.

ન અંધકાર તેહને, અશુદ્ધ કે' પ્રમા ન જો. ૮૪

ગુરૂ ન આપના પિતા સુજ્ઞાનવાન તેતણા,
કુકર્મ સિદ્ધ સાધ્ય છો ગુરૂ વિષે નહીં મણા;
હું ગર્ભમાં સુજ્ઞાનવાન, બોધ્ય શોધ્યથી ગ્રહ્યો,
વદું ખરૂં ખચીત બોલ વ્યર્થ એક ના કહ્યો. ૮૫

કુકર્મ પાશથી તમો અસત્ય સત્ય માનતા,
અસત્ય વિશ્વ છે તથાપિ સત્ય સારૂં જાણતા;
ગિરા ન ગર્ભની ભજે વિવેક ક્યાંથી આણતા,
ન આપને વધૂ કહું રખે અજાણ જાણતા. ૮૬

---

૮૪ શ્લોક—નારાચછંદ. પિતાના પ્રશ્નનો ઉત્તર આપતાં ગર્ભ કહેછે: પિતા ઇ૦—હે પિતા ! તમે વિચાર કરો કે શરીરના ગર્ભાશયમાં જીવનું જે અંગ (દેહ) છે તે અજાણ (જડ) છે, પણ જીવ એ તો શાત (શમી ગયેલી આશ (આશા) વાળો શિવરૂપ છે. વિશુદ્ધ ઇ૦—આત્માને વિશુદ્ધ તત્વરૂપ અને સત્વરૂપ પ્રમાણ કરજો. ન ઈ૦—તેને અજ્ઞાનરૂપી અંધકાર નથી. તેમ છતાં પણ જો મનુષ્યમાં પ્રમા (બુદ્ધિ) ન હોય તો તે તેને અશુદ્ધ કહે.

૮૫ તમારા ગુરૂ કોણ ? એ પ્રશ્નનો ઉત્તર આપે છે; ગુરૂ ઈ૦—પિતા (ઉદ્દાલક) આપના ગુરૂ નથી, પણ જે સુજ્ઞાનવાન છે તેના તે ગુરૂ છે; કારણ કે તમે તો કુકર્મ (નિંદવા યોગ્ય એવાં કર્મ)થી સિદ્ધ થયેલા સ્વર્ગાદિકને સાધ્ય છો—અર્થાત્ તેવા સુખને આધીન છો, અને ગુરૂવિષે તો મણા નથી—તે તો પરમ જ્ઞાનવાન છે. માટે અદ્વૈતજ્ઞાની ઉદ્દાલક તમારા જેવા કર્મનિષ્ઠના ગુરૂ હોય નહિં. પણ હું તો જ્ઞાની છું માટે મારા તો તે ગુરૂ હોઇ શકે છે.

૮૬ અસત્ય ઇ૦—અસત્ય કર્મને સત્યરૂપે માનતા. ગિરા ઇ૦—જો તમે ગર્ભની ગિરા (કર્માદિક અસત્ છે અને જ્ઞાનાત્મા સત્ છે એવી) નથી ભજતા—નથી માન્ય રાખતા તો તમો સત્ અસતનો વિવેક ક્યાંથી આણો છો ? ન ઈ૦—આપને હું (વિનયને લંઘે) વધુ (વધારે) કહેતો નથી માટે તમે રખે મને અજાણ જાણતા.

## શ્લોક.

મતિમૂઢ ! જો જાણુછું એમ ધારે,
ગતિગૂઢ ! કે' માતને પૂછ્યું ત્યારે;
અતિ રૂઢ અદ્વૈત મધ્યે વિરાજે,
રતિ મૂઢ! રાગી થતાં શે ન લાજે. ૮૭

## શ્લોક.

ન લાજિયે ન સાજિયે કુકર્મ કર્દમે કદા,
ઉદ્દાલકે દિશા જણાવી વાસ ત્યાં વસું સદા;
તનુજ તાત ! માત પક્ષ દક્ષવાન દાખશે,
અસત્યને ન સત્ય તુંડ તાત ! તર્ત ભાખશે. ૮૮

## શ્લોક.

તત્વમસિ તાત કહો બ્રહ્મથી અભિન્ન જે,
જીવ શિવ સાથ કહો દાખતું ન લીન તે;

---

૮૭ શ્લોક—ભુજંગી. ગર્ભસ્થ અષ્ટાવક્રનાં વચન સાંભળીને ક્રોધી થયેલો કહોડ તિરસ્કાર પૂર્વક કહે છે: મતિમૂઢ ઈ૦—સ્પષ્ટ છે. ગતિગૂઢ ઈ૦—હે ગૂઢ ગતિવાળા ! ત્યારે તો મેં તારી માતાને જે પૂછ્યું છે તેનો ઉત્તર દે. વળી બીજો આક્ષેપ કરે છે: અતિ ઈ૦—જો તું અદ્વૈતમાં અતિ રૂઢ થઈને વિરાજે છે તો પછી હે મૂઢ ! રાગી ( સંસારમાં જન્મ લેવારૂપ રાગ—પ્રીતિવાળો ) થતાં તું રતિ ( લગાર ) પણ શે લાજતો નથી !

૮૮ શ્લોક—નારાચ. ગર્ભ ઉત્તર આપે છે: ન ઈ૦—અમે કુકર્મરૂપી કર્દમ ( કાદવ) માં કદા ( ક્યારે પણ ) સાજિયે ન ( સજ થતા નથી ) તેથી અમે લાજતા પણ નથી. દિશા—જ્ઞાનરૂપ આનંદ એ તારૂં સ્વરૂપ છે એવી દિશા. તનુજ ઈ૦—હે તાત ! દક્ષવાન ( દક્ષતાવાળો ) તનુજ ( પુત્ર ) માતપક્ષ દાખશે ( તમોએ માતાને પૂછેલા પ્રશ્નોનો ઉત્તર આપીને તેના પક્ષનું સમર્થન કરશે ). અસત્યને ઈ૦—અને હે તાત ! મારૂં તુંડ ( સુખં ) અસત્ય કર્મમાર્ગને તર્તજ સત્ય નહિ કહે.

સત્ય કરૂં આજ અમો સિદ્ધ સાધી દાવ એ,
કર્મ કૂડ આપ લહો, સત્ય સત્ય સા'વ જે. ૮૯

## શ્લોક.

मनोब्रह्मेत्युपासीत ક્ષણે ક્ષણે વિચારશો,
ન તત્પદ ન ત્વમ્પદ असिપદ નિવારશો;
સુઅર્થ જોઇ શબ્દ સાધી વ્યાધિને વિડારશો,
(પછે) ન વેદ વાક્યથી અભિન્ન જીવ શિવ ધારશો. ૯૦

## શ્લોક.

(તમે) સુજાતા જનેતાતણા ગર્ભ માંહી,
વશી જો રહ્યા તો વદો સત્ય આંહી;

---

૮૯ શ્લોક—નિશિપાળ છંદ. તત્વમસિ ૯૦—હે તાત! तत्वमसि જે બ્રહ્મથી અભિન્ન છે તે જીવ ને શિવ સાથે લીન (એક રૂપ થયેલો) દાખતું નથી, એમ તમે કહો છો, તે આજ અમો સત્ય કરીએ છીએ અને દાવ સાધીને (આ પ્રસંગ પ્રાપ્ત થયો તે ન જવા દેઇને) સિદ્ધ કરીએ છીએ. કે જેથી આપ કર્મને કૂડ લહો (જાણો) અને જે સત્ય હોય તેને સત્યપણે સા'વ (ગ્રહણ કરો).

૯૦ શ્લોક—નારાચ છંદ. ગર્ભનું એવું વચન સાંભળીને કહોડ કહેછે: મનો ૯૦—"मनोब्रह्मेत्युपासीत"—મન બ્રહ્મ છે, માટે તેનું ઉપાસન કરવું. ઇત્યાદિ વેદનાં વચનો જો તમે ક્ષણે ક્ષણે વિચાર કરશો તો तत्वमसि ના तत्, त्वम् અને असि પદવડે તમે તેને નિવારી શકવાના નથી; અર્થાત્ તેના અર્થને ફેરવી શકવાના નથી, કેમકે त्वम् (હે મન! તું) तत् (તે બ્રહ્મ) असि (છે). એવો અર્થ થાયછે. માટે तत्वमसि વાક્યનાં પદોના સારા અર્થને જોઇને તથા તે શબ્દોને સાધીને (સિદ્ધ કરીને—ઘટે તેમ લાગુ કરીને) તમારા મનના દુઃખરૂપી વ્યાધિને વિડારશો. અને એવી રીતે વેદ વાક્યથીજ જીવ અને શિવને અભિન્ન (એકરૂપ) ધારશો નહિ—એક રૂપ નથી એમ જાણી શકશો.

જનેતા તમારી કહે મુક્તિ કર્મે,
ન જોડો, વદેછે કરો સત્ય ધર્મે.　　　　૯૧
અમો એમ ભાખું સુકર્મે સુમુક્તિ,
વદે વેદ શ્રુતિ જણાવું શું જુક્તિ;
કહો દોષ તેમાં-થયા મુનિ મોટા,
નહીં તો અમે ધારીશું બેય ખોટાં.　　　　૯૨

## શ્લોક.

પિતાજી આપ પક્ષ એક માંહિ હારિયા ખરા,
વિવેક ધારી મારી વાત સુણજો થઇ પરા;
સુ આગમે સુ નિગમે સુજાણછો તમે ભલા,
નિવારૂં સંશયોથકી ભલું થયું અમે મળ્યા.　　　　૯૩
કરૂં હું મુક્તિકેરી વાત જ્ઞાન ધ્યાનમાં ધરો,
ઉપાસના રૂપ ક્રિયાથી મુક્તિને પરી કરો;

---

૯૧ શ્લોક—ભુજંગી. જનેતા ઇ૦—ગર્ભ ! તમારી જનેતા (માતા) કહે છે કે કર્મ (કર્મ સાથે) મુક્તિને ન જોડો. એ જે એવું વદેછે તેને સત્ય ધર્મથી સિદ્ધ કરો.

૯૨ કહો ઇ૦—જો મોટા મુનિ થયા છો તો અમારા કહેવામાં શો દોષ છે તે કહો; નહિ તો અમે એમ ધારીશું કે બેય (મા અને દીકરો) ખોટાં છે.

૯૩ શ્લોક—નારાચ ગર્ભ કહે છે; પિતાજી ઇ૦—હે પિતાજી ! તમે એક પક્ષમાં (કર્મથી મુક્તિ છે એમ કહેવાવડે) હાર્યા ખરા. પરા—કામથી ફારગત થઈને. નિવારૂં—સંશયોથી તમને દૂર કરૂં. ગર્ભ ઉપહાસ કરે છે: ભલું ઇ૦—ઠીક થયું કે અમે તમને મળ્યા ! અર્થાત્ ન મળ્યા હોત તો તમે સંસારમાં ભટકતા રહેત અને મુક્તિ પામત નહિ !

સુસ્વર્ગ આદિ નાશવંત જો ઉપાસના ઠરે,
અનિત્ય મુક્તિ માનતા પછે કહો શું કો ડરે. ૯૪
દૂષિત કર્મ સાથ એમ યોગ મુક્તિનો નકી,
વિજ્ઞાન સાથ જોડીને જણાવિએ અમો વકી;
કુદોષ તો અનિત્યનો અણુરણુ ન લાગતો,
સદા વસે સ્વરૂપમાં અખંડ રંગ રાગ તો. ૯૫
કહોડ કે' અલ્યા શું આજ શીખવે મુને ભલું,
વિજ્ઞાનવાન જાણિયા ! હતું છતું થયું કળ્યું;

---

૯૪ પરી—દૂર. સુસ્વર્ગ ઈ૦- સ્વર્ગ આદિક નાશવંત સુખને માટે જો ઉપાસનારૂપ ક્રિયા કરવી એમ ઠરે (વેદાદિક વચનોના અર્થ; એવા થાય) તો પછી તેવી ઉપાસનાથી પ્રાપ્ત થયેલી મુક્તિને અનિત્ય (નાશવંત) માનતાં કોઇ ડરશે શું ? અર્થાત્ બેધડક એ મુક્તિને અનિત્ય કહી શકાશે. તાત્પર્ય એ કે ઉપાસનારૂપ કર્મથી પ્રાપ્ત થયેલી સ્વર્ગાદિરૂપ મુક્તિ આ લોકનાં સુખની પેઠે નાશવંત છે અને તેથી તેવી મુક્તિ પ્રાપ્ત કરવાને આ લોકનાં દૃષ્ટ ફળવાળાં સુખ છોડીને ઉપાસનારૂપ કર્મ કરવામાં કોઇની પ્રવૃત્તિ પણ થઇ શકે નહિ. પણ તમે તો પ્રવૃત્તિ થવાનું કહો છો માટે તમારો પક્ષ ખોટો છે.

૯૫ દૂષિત ઈ૦—એવી રીતે કર્મ સાથે મુક્તિનો યોગ દૂષિત છે, માટે અમે (તેવડે નિત્ય—અવિનાશી મુક્તિની) વકી જણાવિયે છીએ. કુદોષ ઈ૦—મુક્તિનો યોગ જ્ઞાનરૂપ બ્રહ્મની પ્રાપ્તિ થવી એજ મુક્તિ છે એમ કહેતાં અનિત્યત્વનો કુદોષ (નિંદિત દોષ)અણુરણુ (લગાર પણ) લાગશે નહિ. કેમકે વિજ્ઞાન બ્રહ્મ સ્વર્ગાદિની પેઠે અનિત્ય નથી, પણ નિત્ય છે. તે કહે છેઃ સદા ઈ૦— વિજ્ઞાનરૂપ બ્રહ્મ સદા સ્વરૂપમાં—પોતાના રૂપમાં—સદૈવ એક સરખારૂપે રહે છે; અને તેનો રાગરંગ (અનાદિત્વાદિ ગુણો) અખંડ છે.

શું જ્ઞાન માનસી ક્રિયા ન વેદ ભેદથી કહે;
ઉપાસના ક્રિયા નહીં શું? નિગમે વદ્યું વહે. ૯૬
સુગર્ભ કે' કરૂં છું શાંત સંશયો અડ્યા મને,
વિજ્ઞાન એક જાતની ક્રિયા પિતા ન કો ગણે;
તથાપિ તે ઉપાસનાથી અંતરે ઘણે વસે,
ઉપાસના પુરૂષને અધીન છે નવે રસે. ૯૭
ન સાધવા સસાધવા ન બાધવા સબાધવા,
ન લાધવા સલાધવા ન વાધવા સવાધવા;

---

૯૬ હતું ઇ૦—તમારામાં જે તત્વ હતું તે છતું થયું !—જણાઇ-ગયું ! અને અમે તે કળ્યું ! જ્ઞાન અને ઉપાસનાનો અભેદ સિદ્ધ કરીને કહોડ ઉપાસનારૂપ કર્મનું સ્થાપન કરે છે; શું ઇ૦—શું વેદ ભેદથી ( ભિન્ન ભિન્ન પ્રકારની ઉપાસનારૂપ ક્રિયા કથન કરતાં ) જ્ઞાનને માનસી ક્રિયા કહેતા નથી? અર્થાત્ જ્ઞાન પણ એક જાતની માનસી ક્રિયા છે. અને ઉપાસના પણ ક્રિયા છે. બન્નેને વિષે ક્રિયારૂપ સાધારણપણું* હોવાથી બન્ને કર્મ છે, માટે કર્મ એજ શ્રેષ્ઠ છે. નિગમે ઇ૦—શું નિગમે ( વેદમાં ) વદ્યું ( કહેલું ) વહે ( વહી જશે—મિથ્યા થશે ) ? અર્થાત્ વેદમાં એમજ કહેલું છે અને તે સત્ય છે.

૯૭ મને—મનમાં. વિજ્ઞાન ઇ૦—હે પિતા વિજ્ઞાન એક જાતની ક્રિયા છે એમ કોઈ ગણતું નથી. અથવા વિજ્ઞાન એક જાતની ક્રિયા છે એમ કોઈ ગણતું નથી ? અર્થાત્ કદાચ ગણિયે તથાપિ વિજ્ઞાન ઉપાસનાથી ઘણે દૂર રહે છે. અર્થાત્ જ્ઞાન અને ઉપાસના કેવળ ભિન્ન છે. ભિન્નત્વનું કારણ કહે છે; ઉપાસના ઇ૦—ઉપાસના તો નવે રસે (નવે રસમાં—નવે રસરૂપ હોઇને અથવા નવીન રસવાળી હોઇને ) પુરૂષને અધીન ( આધીન ) છે. અર્થાત્ ભાવનાદિરૂપ ઉપાસના તો પુરૂષ ચાહે તેવી કરી શકે, પણ જ્ઞાન કાંઇ ચાહે તેવું કરી શકાતું નથી માટે જ્ઞાન તો સ્વતંત્ર છે.

કરી શકાય વાંકો રીતથી ક્રિયા સમસ્ત તો,
ઉપાસના અધીન તેથો શક્ય સત્ય વસ્ત તો. ૯૮
વિજ્ઞાન આત્મઆધીને વસી રહેતું સર્વદા,
અભિન્ન ભિન્નમાં અશક્ય નિગમે કહ્યું સદા;
વિજ્ઞાન રૂપ હું કહું પિતાજી સૂણિયે સહુ,
કુસંશયો ગયા સહુ પિતાજી જ્ઞાની હું લહું; ૯૯
સમે સમો કરી હું સિદ્ધ સત્ય સત્ય દાખવું,
અભંગ રંગ સંગ એક બ્રહ્મ શુદ્ધ ભાખવું;
કુકર્મકર્દમે ન આપ રે પિતાશ્રી ડૂબશો,
સુધા સમી જણાવું જુક્તિ વિષમાં ન લુભશો. ૧૦૦

---

૯૮ ઉપાસનાનું પરાધીનત્વ વર્ણે છેઃ ન ઇ૦—કોઇ કાર્ય સાધવાને કે ન સાધવાને, કોઇને બાધ કરવાને કે ન બાધ કરવાને, કોઈને પ્રાપ્ત થવાને કે ન પ્રાપ્ત થવાને અને વધવાને કે ન વધવાને પુરૂષ સ્વતંત્ર છે. એટલે સાધન, બાધન, વગેરે ક્રિયાઓ પુરૂષને આધીન છે–અને એમ વાંકી રીતથી (સવળી અને અવળી બન્ને રીતથી) સમસ્ત ક્રિયા કરી શકાય છે. એવી રીતે હોવાથી ઉપાસના પુરૂષને આધીન છે. અને તેથી ઉપાસનાથી પ્રાપ્ત થતી વસ્તુઓ શક્ય છે.

૯૯ વિજ્ઞાન ઇ૦—વિજ્ઞાન તો આત્માના (પોતાના) આધીનમાં સર્વદા વસી રહેતું (રહે છે). તે આત્માથકી અભિન્ન છે અને ભિન્ન (ભેદવાળી વસ્તુઓ અથવા ભેદબુદ્ધિ)માં તે અશક્ય છે, એમ સદૈવ નિગમે (વેદમાં) કહ્યું છે. વિજ્ઞાન રૂપ ઇ૦—હે પિતાજી! હું તે વિજ્ઞાનનું રૂપ કહું છું તે સહુ સુણિયે. કેમકે એમ થવાથી હે પિતાજી! તમારા કુસંશયો સહુ ગયા અને તમે જ્ઞાની થયા એમ હું લહું (જાણું છું).

૧૦૦ સમે સમો—સમયે સમય-પ્રત્યેક પ્રતિજ્ઞા અથવા, ઠીક કરીને. અભંગ ઇ૦—જેનો રંગ અને સંગ અભંગ છે એવો એક બ્રહ્મ છે, એમ હું ભાખવું-કહેવરાવું (કે કહેવું છે).

યથાર્થ આત્મને લહે સ્વરૂપ એજ જ્ઞાનનું,
ઉપાસના નહિ તશી, પ્રમાણ બુદ્ધિમાનનું;
અથર્વવેદમાં વધ્યું ઉપાસનાનું રૂપ આ,
બની શકેજ ભાવના કુરંક રૂપ ભૂપ આ. ૧૦૧

હિમાદ્રિમાં અણુરણુની ભાવના ભલી બને,
પિપીલિકા વિષે ગજોની ભાવના ઘણા ગણે;
પિતાજી એમ વ્યર્થ થાય મુક્તિ યોગ કર્મથી,
પરાજયે પિતા રહ્યા અધર્મ કર્મ શર્મથી. ૧૦૨

કરો તમે દિવાનિશા વિષે ઘણાંક કર્મ જે,
સુમંત્ર ને કુથાન યોજી જાળવો ન ધર્મ જે;
ન શાંત અધ્ય'નેથી બાપ આપ દેહ તાપમાં,
હવે પરો થયો ગયો લહ્યોજ બ્રહ્મ માપમાં. ૧૦૩

---

૧૦૧ આત્મને—આત્માના સ્વરૂપને. ઉપાસનાનું તે રૂપ કહે છે; બની હ૦—આ ભૂપ કુરંક ( અતિશય રાંક )રૂપ છે, એવી ભાવના બની શકે છે. એવું ભાવનારૂપ ઉપાસનાનું રૂપ ( લક્ષણ ) છે.

૧૦૨ ભાવનારૂપ ઉપાસનાના બીજા દાખલા આપે છે: હિમાદ્રિ હ૦—હિમાલય સરખા મોટા પર્વતમાં અણુરણુની ભાવના પણ ભલી રીતે બની શકે છે અને પિપીલિકા ( કીડી )ને વિષે ગજોની ભાવના પણ ઘણા ગણે છે. તાત્પર્ય કે ભાવના તો ગમે તેવી થઈ શકે છે માટે અસત્ છે. ભાવના એજ ઉપાસનારૂપ કર્મ છે માટે તે કર્મ પણ અસત્ છે. પિતાજી હ૦—હે પિતાજી. એ પ્રમાણે મુક્તિનો કર્મ સાથે યોગ વ્યર્થ થાય છે. કવિ કહે છે કે, એ રીતે પોતાનાં કર્મ અધર્મરૂપ ઠરવાથી તેની શર્મથી (તેથી શરમાઈને) પિતા પરાજયે રહ્યા—પિતા પરાજય પામ્યા.

૧૦૩ બાપને પરાજય પામેલો જોઇને અષ્ટાવક્ર તેને ઉપદેશ કરે છે: કરો હ૦—સ્પષ્ટ છે. દિવાનિશા—દિવસે અને રાત્રીએ. કુથાન—અયોગ્ય સ્થાનમાં. ન શ૦—હે બાપ ! અધ્યયન કરવાથી તમારો દેહ શાંત નહોતો,

અધિક ધિક્ક ધિક્ક પુત્ર શાપ દઉં આ સમે,
વિમૂઢ થા તું પંચ વર્ષ હર્ષ પામું તો અમે;
અતાપ દેહ માહરો તથાપિ તાપ તું ભણે,
વદું હું અષ્ટ અંગ આજ વક્ર તાહરાં બણે. ૧૦૪

## રાગ ચાલતો.

આ શું! સ્વામી આ શું! એમજ બોલી ઘાણી ઘાણી ભીતે;
વાત ન આવી કરવી, ધરવી સ્નેહે પ્રમા પ્રીતે. ૧૦૫
બાળક સુરિનર મુનિવર, વાંચ્છે બ્રહ્મા મુરારિ મન બાધે;
નિત્ય સદાશિવ સેવે, મનસિજ તોયે ન સુત લાધે. ૧૦૬
જો મળી કદી તે આવે, ભાવે ભવમાં બુરાડી દે સ્વામી;
સારો પુત્રજ દુર્લભ, સુર્લભ થાતાં કરી ખામી. ૧૦૭
શાપતણો ભય જાગે, પાગે લાગે ક્ષમા ધરો નાગો;
આલિંગી વદી એવું, નરતું કીધું ગ્રહી ખામી ! ૧૦૮

---

પણ તાપ (સંતાપ)માં હતો; તે તાપ હવે (બ્રહ્મજ્ઞાન થવાથી) પરો (દૂર) થયો અને ગયો, તથા માપમાં (શાસ્ત્રની મર્યાદા પૂર્વક—વેદવચનોનાં પ્રમાણવડે) બ્રહ્મ લહો (જાણ્યો).

૧૦૪ પોતાના પુત્રથી પરાજય પામીને ક્રોધી બનેલો કહોડ તેને શાપ દે છે: અધિક ૦—સ્પષ્ટ છે. શાપ દેવાનું કારણ કહે છે: અતાપ ૦—મારા દેહમાં સંતાપ નથી તેમ છતાં તેને તું સંતાપવાળો કહે છે.

૧૦૫ રાગ ચાલતો—આર્યા. પુત્રને શાપ દીધો જોઈને સુજનતા ભય પામીને બોલી ઊઠી: આ શું ૦—સ્પષ્ટ છે. ભીતે—ભયથી. પ્રમા—બુદ્ધિ.

૧૦૬ મન બાધે—બધા મનથી—સંપૂર્ણ ઇચ્છાથી. નિત્ય ૦—સદાશિવ નિત્ય મનસિજ(કામ)ની સેવના કરે છે તોયે તેને સુત ન લાધે (મળતો નથી). ૧૦૭ ખામી—(શાપ દેઈને).

જે સુત જનકથી મોઢો, થાયે તેમાં પિતા ઘણો રાજે;
વીસર્યો વદું કયમ મુખથી, મુજને શાપો હવે આજે. ૧૦૯
એમ વદીને પડતી, અડતી નહિ તે રડે ઘણી રાડે;
છાની રાખી રોતી, રામા અનુગ્રહની આડે. ૧૧૦
તારણ કરશે તારૂં, મારૂં મળતું ભવિષ્યમાં ભૂંડી;
ભાસે મુજને એવું, લેવું દેવું નહીં રૂડી. ૧૧૧
શ્યામા ઇમ સમજાવી, શાણી સમજી ન અન્ય તો ચાલે;
દિન પૂઠે દિન જાયે, વૃદ્ધિ થાતો ગરભ ન્યાળે. ૧૧૨

## વલણ.

ગર્ભ ન્યાળે વધતો જતો, ગોરીને ગોઠે નહીં રે;
વિપ્ર પ્રેમાનંદ વર્ણવે શું, મૂક્તા મુખમાં રહી રે. ૧૧૩

## કડવું ૯ મું.

## શ્લોક.

ધનવંત કહે દુઃખ છે ધનમાં, ધન હીણ અસત્ય વદે જનમાં,
ઋષિ સર્વ કથે ધન વ્યર્થ ગણો, હરિ કે' વદને દુખ છે ધનમાં;
પણ શ્રીપતિ શ્રી મળતાં વસતા, જળના નિધિમાં ડરીને મનમાં,
વિધિ મૂરત દ્રવ્ય વિષે પચિયા, બચિયા નહિ શંકર તો વનમાં. ૧

---

૧૧૦ અડતી—અટકતી. છાની ઇ૦—છાની રાખી છતાં ફરીથી રોતી. અનુગ્રહની આડે—અનુગ્રહ ( કૃપા ) થવાની આડ ( ઓટ ) લેઇને. અથવા અનુગ્રહરૂપી આડ વચમાં લાવીને રોતી રામાને છાની રાખી.

૧૧૨ શાણી ઇ૦—તે શાણીએ પછી મનનું સમાધાન કરી લીધું, કેમકે બીજું કાંઈ તેનું ચાલે એમ નહોતું. ૧૧૩ મૂકતા—મૂગાપણું ( ગર્ભને ).

૧ શ્લોક—દુમિલા. કહોડને જનકને ઘેર ધન લેવા માટે મોકલવાનો પ્રસંગ ઉઘાડવાને કવિ ધનની યોગ્યાયોગ્યતા વર્ણે છેઃ ધનવંત ઇ૦—

## રાગ જીતમાન.

ધન વનમાં ધનવંત થતાં હર, જઈ વસિયા ધન સાચવવા,
લોભ વધ્યાથકી બોધ ભૂલ્યાં ભવ, વાન ભૂલ્યા હર રાચવવા;
મલિન થયા સમશાન વશ્યા જઈ, કૃત્ય રહ્યું હજી આચરવા,
પારવતી પરિ તો કરતા પ્રભુ, કે' બલિવર્દ તું જા આચરવા. ૨

---

સ્પષ્ટ છે. અસત્ય—ધનવાન લોકો 'ધનમાં દુ:ખ છે' એમ કહે છે તે અસત્ય છે. ઋષિ ઇ૦—ઋષિઓ કહે છે કે " किंमानेनधनेनवाजिकरिभिः प्राप्तेनराज्येनकिम्—માન, ધન, ઘોડા, હાથી, અને રાજ્યપ્રાપ્તિવડે પણ શો અર્થ છે ? " હરિ ઇ૦—ગીતામાં ભગવાન્ કહે છે કે " प्रजहातियदा-कामान्सर्वान्पार्थमनोगतान् । आत्मन्येवात्मनास्तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते—જ્યારે મનમાંના સર્વે ધનાદિક અભિલાષોને તજે છે અને પોતાની મેળેજ આત્માનુભવમાં સંતોષ પામે છે ત્યારે તે પુરૂષ સ્થિર બુદ્ધિવાળો કહેવાય છે." "असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु—પુત્ર, સ્ત્રી, અને ઘર વગેરેમાં આસક્તિ તથા મમતાનો ત્યાગ" વળી " समलोष्ठाश्मकांचनः—સોનું અને માટીનું ઢેપું જેને બરોબર છે " ઈત્યાદિ. એ બધું કહે છે ખરા પણ તેમ તેઓ વર્તતા નથી તે બતાવે છે: પણ ઇ૦—શ્રી ( લક્ષ્મી ) મળતાં શ્રીપતિ ( ભગવાન્ ) મનમાં ડરીને ( રખેને મારી લક્ષ્મી કોઈ લેઇ ન જાય એવા વિચારથી ) જળના નિધિમાં ( સમુદ્રમાં ) વસતા. ( નારાયણ જળમાં શેષ ઉપર સૂતા છે એ પુરાણોમાં પ્રસિદ્ધ છે ). નારાયણ તો લક્ષ્મીના લોભીજ છે પણ બ્રહ્મા તો દ્રવ્યલોભ રહિત હશે; તો તે પણ નથી: વિધિ ઈ૦—તે પૃથ્વી, જળ, તેજ, વાયુ, આદિ મૂર્ત ( મૂર્ત્તિમાન્ ) દ્રવ્યોના ઘાટ ઘડવાગાંજ પચે છે.

૨ રાગ જીતમાન—રૂચિરાછંદ. ધન ઇ૦—શંકર ધનવાન થયા ત્યારેજ તે ધન સાચવવાને ધન ( ઘીચ ) વનમાં જઇને વસ્યા. ( કેમકે વસ્તીમાં તો કોઈ તેમનું ધન લેઇ જાય ! ) વાન ઇ૦— હર ( શિવ ) પોતાનું વાન રાચવવા ( શોભાવવા )નું પણ ભૂલ્યા ! કૃત્ય ઈ૦—સમશાનમાં જઈને પણ હજી કૃત્ય આચરવાનું તો રહ્યું !—ધનગારે સાધના કરવાની

ચોરતણો ભય ભાળી ઉમાપતિ, ભૂત વસાવી વશ્યા વનમાં,
તોપણ શાંતિ ન શાંતપણે થઈ, જોગ જાણીને વશ્યા જનમાં;
તોય રહ્યું ત્યાં તેહનું તેહજ, દાનવ માનવથી ધનમાં,
ત્યાર પછે હર હારી અતિશે, નિશ્ચય એક કર્યો મનમાં. ૩

કુબેરતણો વિશવાસ ધરી, સ્વામિત્વ સહિત રહ્યા સુખમાં,
શ્રીપતિ સાગરથી ઝડપી લઇ, ચેતી ચતુર વશ્યા રૂખમાં;
મૂરત દ્રવ્ય અમારૂં ગણી વિધિ, તાપ ઉતાપ પડયા દુખમાં,
મોટા મોટા મુનિજન મોહ્યા, ચારે નિગમ વસે મુખમાં. ૪

લક્ષ્મી પણ છે ચંચળ તેવી, પ્રીતિ પળાવી દે પળમાં,
નાશી ભજી અવીનાશી ભજે ઝટ, ના ટકતી વનિતા બળમાં;
પક્ષ ન તેથી કરે વર દક્ષજ, હું વળું તે પથના વળમાં,
મોટાકેરે માર્ગે જાવું, ખત્તા ખાવા નહિ ખળમાં. ૫

---

તો રહીજ. એટલુંજ નહિ પણ, પાર્વતીને તે પ્રભુ દૂર કરતા અને પોતાનું વાહન જે બલિવર્દ ( પોઠિયો ) તેને કહે કે તું ચરવા જા ! ( રખેને ધન ખૂટી જાય ! )

૩ દાનવ ઇ૦—દાનવ અને માનવથી ધનમાં ( ધનના સંબંધમાં ) તેનું તેજ રહ્યું- તપ કરીને દાનવ અને માનવો ધન માગી લેવા લાગ્યા.

૪ સ્વામિત્વ ઇ૦—કુબેરને સોંપેલા ધન ઉપર પોતાનું સ્વામિત્વ રાખ્યું. એ પ્રમાણે શંકરનો ધનલોભ બતાવ્યા પછી કવિ વિષ્ણુનો ધનલોભ વર્ણે છે: શ્રીપતિ ઇ૦—સાગરમાંથી ઉપજેલી લક્ષ્મીને ચતુર શ્રીપતિ ( વિષ્ણુ ) ચેતી ( રખેને કોઇ ધણી થઇ બેસશે એમ સમજી જઇને ) ઝડપી લેઇને ( બીજાને હાથ જવા ન દેતાં પોતાની કરી લેઇને ) રૂખમાં ( પોતાની ઈચ્છા પ્રમાણે ) વશ્યા—રહ્યા. બ્રહ્માનો ધનલોભ વર્ણે છે: મૂરત ઇ૦—સ્પષ્ટ છે. ચારે ઇ૦—જેમના મુખમાં ચારે નિગમ ( વેદ વસે છે ) એવા—ચારે વેદને જાણનારા.

૫ પળાવી દે—નસાડી મૂકે. અથાત્ પ્રીતિ તજી દે. નાશી ઇ૦—ક્ષણમાં તે નાશી ( નાશવંત મનુષ્યાદિને ભજે—તેમને પ્રાપ્ત થાય ) અને

જો કહિયે કે અજીત ધન છે, તો મૂઢમતિ મોટા માને,
જીતે સરવે સાથે કહીશું, જુક્તિ પુક્તિ પ્રભુ જાણે;
મોટા જેવા ભૂલ્યા ત્યારે, સુજાતા શું દુખ આણે,
(નવ) માસ થયા ન ગયા વઢતી, વર વાન! રહ્યા શું અણજાણે. ૬
ધન વિણ અવસર આ કયમ જાશે, વાટે વળિયે વે'લા રે,
રાજદ્વારે કે શ્રી ધારે, તેને મળિયે પે'લા રે;
અષ્ટાવક્રજ આવે અવળો, દુઃખ દે, છો મન મેલા રે,
શાપયોં શાપી દુઃખી કરોછે, કયમ કહું મુનિવર ઘેલા રે. ૭

---

પાછી તરતજ અવિનાશી (વિષ્ણુ)ને ભજે--વિષ્ણુ પાસે જતી રહે એવી છે. પક્ષ ઇ૦--લક્ષ્મી ઉપયોગી તો છે પણ તેના આવા ચંચળ સ્વભાવને લીધે વર (ઉત્તમ) દક્ષ (ડાહ્યા) પુરૂષો તેનો પક્ષ કરતા નથી--તેને વખાણતા નથી; કવિ કહે છે કે, હું પણ તે પથના (માર્ગના) વળમાં વળું છું--હું પણ નથીજ વખાણતો. શામાટે તમે પણ તેમને માર્ગે જાઓ છો? મોટા ઇ૦--મોટા પુરૂષો જે માર્ગે જાય તે માર્ગે જવું પણ ખળ પુરૂષોમાં રહીને ખત્તા ખાવા નહિ.

૬ જો ઇ૦--ધનનો વિષય અજિત છે--એ લોભ કોઇથી તજાય એવો નથી, એમ જો કહિયે તો મોટા પુરૂષો અમને મૂઢમતિ (મૂઢ બુદ્ધિવાળા) માને છે, માટે અમે પણ સરવે સાથે (કહેતાના ભેગા) કહીશું કે ધનના વિષયને જીતે એવા પુરૂષો છે. જુક્તિ. ઇ૦--પણ એ જુક્તિ (વચનરૂપ) પુક્તિ (પુખ્ત--પાકા વિચારની) છે કે કેમ તે તો પ્રભુ જાણે! નવ ઇ૦--સુજાતા પોતાના સ્વામી કહોડને કહે છે કે, મને નવમાસ થયા--નવ માસનો ગર્ભ થયો તથાપિ તમે તો (ધન લેવા) ગયા નહિ; હે વરવાન! (શ્રેષ્ઠ રંગવાળા)! તમે અજાણમાં શું રહ્યા છો? અર્થાત્ મારી સુવાવડકાજે ધન જોઈશું તે લાવો.

૭ શ્રી ધારે--જે લક્ષ્મીને ધારણ કરતો હોય અર્થાત્ જે ધનવાન હોય. અષ્ટાવક્ર ઇ૦--તમારા શાપથી પુત્ર અષ્ટાવક્ર (આઠ જગોએથી વાંકો) થયો છે તે મને અવળો આવશે--પ્રસવશે--અને તમે મનના મેલા છો

આલિંગન દઈ અબળા ઊભી, જાઓ ધન ધણી લાવો રે,
દુઃખમાંથી મુને દૂર કરાવો, લઇએ રૂડો લા'વો રે;
સનમનિયા ત્યાં ધનને સુણતાં, થઉં નારી શું બાવો રે!
ભીખી ભીખી ધન શું લાવું, વદતાં કાંઇ લજાવો રે! ૮

દુખ સમયે કટુ વાણી સુણતાં, અબળા દીન બહુ થાતી રે,
આવો અવસર આવ્યો શોણે, રડતાં ઘણી લજાતી રે;
મોહ્યો મુનિવર દીનતા દેખી, શાણી શે અકળાતી રે,
ધનદતણા હું ધનને લાવું, માનિની મન મલકાતી રે. ૯

શાણી સતિ! કે' કયમ મળશે પતિ, ધન જાચી નવ જાણું રે,
સાચી સમજણ શોધ બતાવો, મુખ માગો તે આણું રે;
એક્કીવારે આશા પૂરે, એવો નૃપતિ વખાણું રે,
વિદ્યાકેરો વાદી દેખું, તો લેઉં મનમાન્યું રે. ૧૦

સુજાતા કે' ભરતા જાઓ, જનક નગરની માંયે રે,
અદ્વૈતતણું ખંડન કરતાં, ધન જડશે ઘણું ત્યાંયે રે;
વે'લા વળીને આવો કેવા, વાટ નિહાળું આંયે રે,
જનકવિદેહી જગતે જાણ્યો, માન મળે મુનિ જ્યાંયે રે. ૧૧

તમ પાખે શૃંગાર ધરૂં નહિ, સુમનસ પાસ ન રાખું રે,
સમરણી સાહી સમરણ કરશું, અન્નાદિક નવ ચાખું રે;

---

માટે તે પ્રસૂતિ વખતે દુઃખ પણ દેશે (જેનો સ્વામી કપટી હોય તેની સ્ત્રીને પ્રસવ વખતે કષ્ટ પડે છે એમ લોકોમાં કહેવાય છે). **પરિકરાંકુર** તથા **લોકોક્તિ.** કયમ ૪૦—હે મુનિવર! હું તમને ઘેલા તો કયમ કહું? નહિ તો તમે શાપથી શાપીને મને દુઃખી કરી છે. **વ્યાજસ્તુતિ.**

૮ સનમનિયા—કનમન્યા—દલગીર થયા. ૯ ધનદ–કુબેર. ૧૦ શાણી ઈ૦–પતિ કહે છે કે, હે શાણી સતિ! હું ધન જાચી જાણતો નથી માટે મને તે કેમ મળશે? એ અન્વય.

એ દિનમાં જો આવો પાછા, તો કોઇશું નવ ભાખું રે,
ધર્મ સતીનો સાચવું સ્વામી, મરકલડે નવ દાખું રે. ૧૨

જાવાકેરો નિશ્ચય જોઇ, પાક નિપાવે પોતે રે,
સાથે બંને જમવા બેઠાં, ખોટું સર્વે ખોતે રે;
નાથ નયનથી આઘા જાશે, જાતે જુવતી જોતે રે,
લક્ષ્મી રંડા નિર્દય એવી, રામા વદતી રોતે રે. ૧૩

જમી કરી પરવારી ઊઠ્યાં, જાવા જુક્તિ કીધી રે,
વે'લા આવું વદીને વળિયા, માનિનીં મનમાં બીધી રે;
સ્વામી ચક્ષુ ફરકે ડાબું, જાણે મદિરા પીધી રે,
મોહિત મહિલા કે' હું તેવી, શકે ગઇ સહુ સિદ્ધિ રે. ૧૪

દિનમણિ ઝાંખો દર્શે મુજને, નાથ ન જાવા દેઉં રે,
યોગમથી પંખીડાંકેરા, સ્વર કુસ્વર નવ સે'ઉં રે;
નિર્ધન તદપિ દર્શનથી સુખ, શે દુખ આફણી લેઉં રે,
કર્મતણા અધિષ્ઠાનરૂપ ઋષિ, કે' ફૂડું નવ કે'ઉં રે. ૧૫

નિરમ્યું નારાયણનું થાશે, એમ કરી તે ચાલ્યો રે,
માર્જારી ઉતરતી આડી, ખાંતે સ્વામી ખાળ્યો રે;

---

૧૨ સુમનસ—પુષ્પ. એ ઇ૦—અને જો એ દિવસમાંજ પાછા આવો તો ત્યાંસુધી તો કોઇની સાથે બોલું પણ નહિ. ( અર્થાત્ ઘણા દિવસ થાય ત્યારે તો બોલવુંય પડે ). મરકલડે ઇ૦—આ હું હસવામાં નથી કહેતી અથવા હું કોઇની સાથે હસું પણ નહિ.

૧૪ મોહિત ઇ૦—મહિલા ( સ્ત્રી ) કહે છે કે શકે ( રખેને )સહુ સિદ્ધિ ગઈ ( જતી રહી ) હોય તેવી હું મોહિત ( મૂઢ બુદ્ધિની )થઇ ગઈ છું.

૧૫ દિનમણિ—સૂર્ય. સે'ઉં—સહું. નિર્ધન ઇ૦—હું નિર્ધન છું તદપિ મને તમારા દર્શનથી સુખ થાય છે તો હું આફણી ( એનીમેળે-હાથે માગીને ) દુઃખ શે લેઉં ? કર્મ ઇ૦—સ્ત્રીનું વચન સાંભળીને કર્મના અધિષ્ઠાન( સ્થાન ) રૂપ ઋષિ કહે છે કે ફૂડું નવ કે'ઉં—કહેવું.

એવે છીંકો ડાબી થાતી, ઝનૂની નવ રે' ઝાલ્યો રે,
માથા ઉપર વાયસ ઊડે, ભામનોએ જે ભાળ્યો રે. ૧૬
એવા અતિશે અપશુકનમાં, અવિનાશી બની જાતો રે,
માર્ગે પણ નવ સારૂં જોતો, ખત્તા ખાંતે ખાતો રે;
અથડાતો કૂટાતો આવ્યો, જનકનગર લજવાતો રે,
માગણકેરૂં કૃત્ય કર્યું નહિ, તેથી અતિ અટવાતો રે. ૧૭
વાટે વળતો વૃદ્ધજ જોઇ, તેને પ્રીતે પૂછ્યું રે,
જનકનૃપતિનો મે'લ ક્યહાં છે, લાંચ્છન જેણે લૂછ્યું રે;
વૃદ્ધ વડેરો વાણી બોલ્યો, શાણા ! એ કયમ સૂઝ્યું રે,
કોડ કહોડ કહેછે મળવા, દાનેશ્વરપણ બૂઝ્યું રે. ૧૮
વાદ કરી ધન મેળવી લેવું, જગત સત્ય જઇ કે'વું રે,
સત્ય અસત્ય આડંબર આજે, ચૂકવી પાણી ગ્રે'વું રે;
ગુરૂકુળમાં હું વિદ્યા ભણિયો, મૂક્યું દાનનું લેવું રે,
ધનકાજે ધાણ્યાણી મેવી, અન્ય ન લેવું દેવું રે. ૧૯

---

૧૬ વાયસ-કાગડો. ૧૭ અવિનાશી બની-પોતાને અવિનાશી સરખો માનીને. સારૂં—શુભ ચિન્હ. લજવાતો—( યાચના કરવી પડશે માટે ).

૧૮ એ કયમ સૂઝ્યું ઇ૦—જનકરાજા દાન આપવાને બદલે બ્રાહ્મણોને પોતાના એક મિત્ર વરૂણપુત્ર બંદી પાસે વાદ કરાવીને હરાવે છે અને જળમાં ડૂબાડે છે એ વાત પ્રસિદ્ધ છતાં તને જનક પાસે ધન માગવા આવવાનું ક્યાંથી સૂઝ્યું ?

૧૯ કહોડ વૃદ્ધ બ્રાહ્મણને કહે છેઃ વાદ ઇ૦—સ્પષ્ટ છે. જગત ઇ૦—જગત્ સત્ય છે, અને બ્રહ્મ પણ સત્ય છે તો તેથી દ્વૈત સત્ય થાય છે એમ મારે કહેવું છે. સત્ય ઇ૦—બ્રહ્મ સત્ય છે અને જગત્ અસત્ય ( અસત્ ) છે એમ કહેવારૂપ આડંબર ચૂકાવીને મારે તેમનું પાણી ગ્રે'વું ( લેવું ) છે. અન્ય ઇ૦—બીજું કાંઇ મારે કામ નથી.

વૃદ્ધ વડો કે' કેટલું તારે, મન ધન હીણા ! જોયે રે,
જનક ન જાણ્યો તેવો હાવે, જઇને જીવન ખોયે રે;
બંદી વંદી બૂરાડી દે, રામા તારી રોયે રે,
ઇમ કે'તાં દશ વીશ મળ્યા ત્યાં, ભાવિ અસત ના હોયે રે. ૨૦

ધન જોઇએ તેટલું તો લઇ, બ્રાહ્મણ ! ઘર વળો જઇએ રે,
વાદતણે મિષ બંદી મારે, સાચેસાચું કહિયે રે;
વાદી બનીને વાદજ કરવો, જો જીવતા ના રહિયે રે,
સફળ કરૂં જઇ મારી વિદ્યા, એનું ગાયું ન ગઇએ રે. ૨૧

વારણના ઉપચારજ એકે, હડથી કામ ન લાગ્યા રે,
જાઉં જળમાં કે જીતો આવું, પણ કો ના અનુરાગ્યા રે;
બ્રાહ્મણનો વધ આજે થાશે ! શિવ શિવ કે'તાં ભાગ્યા રે,
જાશું જાશું જોરે જાશું, જાતાં ગ્રહ વર જાગ્યા રે. ૨૨

જનક નૃપતિને દ્વારે ઊભી, કા'વ્યું વાડવ આવે રે,
ઉદ્દાલકનો શિષ્ય વડેરો, કહોડ નામે કા'વે રે;

---

૨૦ જોયે—જોઇએ ? તેવો—પેહેલાંના જેવો દાનેશ્વરી. ખોયે—ખોઇએ. બંદી ઈ૦—વરૂણપુત્ર બંદી પ્રથમ તને વંદી ( પ્રણામ કરીને ) પછી જળમાં બૂરાડી દેશે. રોયે-રોશે. દશ વીશ—( બ્રાહ્મણો—લોકો ). ભાવિ—બનવાકાળ. અસત—મિથ્યા.

૨૧ વૃદ્ધનું વચન સાંભળીને કહોડ કહે છેઃ વાદી ઈ૦—જો કદાપિ જીવતા ન રહિયે તથાપિ વાદી બનીને વાદ તો કરવોજ.

૨૨ વારણના—અટકાવવાના ( કહોડને ). ઉપચાર ( ઉપાય ). પણ ઈ૦—કહોડની એવી હઠ જોઇને કોઇ અનુરાગ્યા નહિ—ખુશ ન થયા. જાતાં ઈ૦—જનકને ઘેર વાદ કરવા જતાં કહોડના વર ( ઉત્તમ ) ગ્રહો ( જાગ્યા ) !! —**વક્રોક્તિ.** અર્થાત્ તેની નબળી દશા આવી ત્યારે તેને એવું સૂઝ્યું.

કર્મતણો તો વાદજ કરવો, શૂન્ય ન જેને ભાવે રે,
હાર જીતની હોડો કરવી, હારે જમપુર જાવે રે. ૨૩
બંદી વંદી જનકનો પાસે, આવી બોલ્યો આ શું રે,
જનકવિદેહી વદતા વેગે, સુધી સમજાણ સાં'શું રે;
સુમનસ સાચો છે એ જાણો, વ્યર્થપણે નવ વા'શું રે,
પણ પથ આપસ્તંબ અને વળી, યજુરતણે તો જાશું રે. ૨૪
સમજાણ સાધી દ્વિજવર તેડ્યો, પૂજ્યો પ્રીતે પૂરો રે,
મહામનોહર મુનિને જોઇ, સાજ ન ધર્યો અધૂરો રે;
નૃપઅંગનું કુશળ પણ પૂછી, વદિયા શબ્દ મધુરો રે,
ધન યાચન કારણ હું આવ્યો, દાનેશ્વર લહી શૂરો રે. ૨૫
જનકવિદેહી જુગતે બોલ્યો, ધન્ય સુભાગ્ય અમારૂં રે,
આ બંદીને સંશય પડિયો, મુનિ કે' તેહ નિવારૂં રે;
બંદી વંદી બોલ્યો પ્રીતે, કરવા વાદ વિચારૂં રે,
કર્મતણો પથ કરવો ખોટો, માનીમાન ઉતારૂં રે. ૨૬
કોડ કહોડ ધરીને બોલ્યો, એ શું મૂઢમતિ ! બોલે રે,
વ્યાસંગ કરમતણું તો કીધું, વારૂણી પી શું વરોળે રે;

---

૨૩ શૂન્ય—અર્થાત્ શૂન્યવાદ જેવો જગતને અસત્ કહેનારો અદ્વૈત-મત. ૨૪ સુમનસ ઇ૦—એ સાચો સુમનસ ( દેવ ) છે, માટે એને આપણે વ્યર્થપણે ( ખોટી રીતે ) વાહી શકવાના નથી.. પણ યજુર્વેદની આપસ્તંબ શાખાને પથ ( માર્ગે ) જઇશું. અર્થાત્ તે શાખાને અનુસરીને વાદ કરીશું. ૨૫ સાજ—સાહિત્ય ( પૂજન અર્ચનનું ).

૨૬ આ ઇ૦—પણ આ બંદીને એક સંશય પડ્યો છે. મુનિ ( કહોડ ) કહે છે કે હું તેને નિવારૂં છું. બંદી પોતાની પ્રતિજ્ઞા કહે છેઃ કર્મ ઈ૦—સ્પષ્ટ છે. માનીમાન-માનીનું માન.

ઇશ્વર તેહ અનીશ્વર જાણે, કર્મતણો પથ ખોળે રે,
સ્વર્ગ નરકની બારી એ છે, બ્રહ્મ જીવન શું ડો'ળે રે. ૨૭
ધારેલાં જે કર્મો કરવા, સમરથ હોયે સાચો રે,
તેણે કર્મો કદી ન તજવાં, ભજવાં આગમ વાંચો રે;
સંન્યાસાશ્રમ અંધ બધિરને, શાસ્ત્રે વદિયો સાચો રે,
શૂન્યશિખર શિખંડી શોધે, ઘૂવડ ગુરૂ કરી કાચો રે. * ૨૮
સહસ્ત્ર વદનથી શેષ કદી કે', વાદ કરીને વઢિયે રે,
શ્રુતિ સિદ્ધાંતે કર્મજ સાધ્યાં, બંદીથી શું ડરિયે રે;

---

૨૭ વ્યાસંગ ઇ૦—અમે જે આજ સુધી કર્મનો વ્યાસંગ (અભ્યાસ) કર્યો તે શું વારૂણી (મદ્ય) પીને વરેળે ચઢીને (ભ્રમિત થઇને) કર્યો છે! ઇશ્વર ઇ૦—જે કર્મનો પથ (માર્ગ) ખોળે છે તે ઇશ્વરને પણ અનીશ્વર જાણે છે. (કેમકે કર્મ એજ ઇશ્વર છે એવો કર્મવાદીનો મત છે). બ્રહ્મ ઇ૦—માટે તું બ્રહ્મરૂપી જીવન(પાણી)ને શું ડોહોળે છે! અર્થાત્ કર્મને છોડીને બ્રહ્મવિચાર કરવો તે પાણી ડોહોળવા જેવું છે—તત્વ રહિત છે.

૨૮ તેણે ઇ૦—તેણે તો કર્મો કદીએ તજવાં નહિ. ત્યારે શું કરવું? ભજવાં—કર્મ કરવાં. એવું શામાં લખ્યું છે? આગમ ઇ૦—આગમ (શાસ્ત્રને) વાંચો. અર્થાત્ કર્મ કરવાં એ શાસ્ત્રથી પણ પ્રમાણ છે. ત્યારે "यदहरेवविरजेत्तदहरेवप्रव्रजेत"—"જે દિવસે વૈરાગ્ય થાય તેજ દિવસે સંન્યાસી થવું" ઇત્યાદિ સંન્યાસાશ્રમ બોધક વચનો વેદમાં કહ્યાં છે તે કોને માટે છે? તે કહે છેઃ સંન્યાસાશ્રમ ઇ૦—સ્પષ્ટ છે. બધિર—બેહેરો. વારૂ યોગમાં શૂન્યશિખર–જ્યાં જીવ આત્મરૂપ કૈવલ્ય સ્થિતિમાં રહે છે તેના અધિકારી કોણ છે? તે કહેછે. શૂન્ય ઇ૦–શૂન્યશિખર તો શિખંડી (મોર) હોય તે ઘુવડ સરખો કાચો (આંધળો) ગુરૂ કરીને શોધે. ઘૂડના ભયથી મોર ઝાડની શૂન્ય (ખાલી) શિખર (ટોચ) શોધે છે એ લોકોમાં પ્રસિદ્ધ છે. (શિખંડી શબ્દનો અર્થ 'બાયલો' થાય છે તે ઉપરથી બંદીને મર્મમાં આ ગાળ પણ દીધી છે).

જન્મતણી ઇચ્છા જાગી તે, જયના રવમાં જડિયે રે,
વાદ ભલે અધુના તો થાતો, જયને શિખરે ચડિયે રે. ૨૯
અધુના તું મુજ વાણી સુણશે, કેવી તે કંઇ જાણે રે,
વાદી ગર્વરૂપી વન માંહે, ક્રૂર કુઠાર પિછાણે રે;
તુજ મતરૂપી નવપલ્લવને, કાપે વાર ન આણે રે,
* આગમ અનુસ્યૂત નિગમ વાણી, મારી આજ પ્રમાણે રે. ૩૦
કર્મતણો જો વાદજ કરવો, તો જુગતી શી કરવી રે,
મુજ મતનો જો વાદ કરે કો, તેની મંછા ભરવી રે;
વણ માગ્યે પણ વાદ કરૂં હું, ( સહુ ) જાણે નાખ્યો હરવી રે,
કોઇ ન મળિયો આજ સુધીમાં, વૈતરણી આ તરવી રે. ૩૧
પૂછો જે જે પૂછવા ધારો, આગમ નિગમની ગમ રે,
રૂચે જે જે તે તે પૂછો, આશ મની સમનીષ મરે;

---

૨૯ શ્રુતિ સિદ્ધાંતે—વેદના સિદ્ધાંતથી. જન્મ ઇ૦—જે કર્મ કરવારૂપ ઈચ્છા અમને જન્મથી ઉપજેલી છે તે ઇચ્છાને અમે જયના રવ ( ઘોષ-અવાજ )માં જડિયે છીએ—અર્થાત્ કર્મ સત્ય છે એમ સિદ્ધ કરીને અમે જયજયકારનો ઉચ્ચાર કરાવીશું ! અધુના—હમણા.

૩૦ કેવી ઇ૦-મારી વાણી તું કેવી સાંભળશે તે કાંઇ જાણે છે ? અર્થાત્ ન જાણતો હોય તો સાંભળ: વાદી ઇ૦—વાદીના ગર્વરૂપી વનમાં ક્રૂર કુઠાર ( કોહોવાડા ) જેવી તે છે એમ જાણ. મારી–એવા કોહોવાડા જેવી વાણી તારા અદ્વૈત મતરૂપી નવપલ્લવ ( નવાં પાંદડાં )ને કાપે એમાં વાર નથી. આગમ ઇ૦—આગમ જેમાં અનુસ્યૂત ( પરોવાયલો ) છે એવી નિગમ ( વેદ )ની વાણી. અર્થાત્ શાસ્ત્ર જેને અનુકૂળ છે એવી વેદવાણી.

૩૧ મુજ ઇ૦—જુગતી તો કરવાની કાંઇ નથી, પણ મારા ( કર્મ ) મતનો જે કોઇ વાદ કરે તો મારે તેની મંછા ભરવી ( પૂર્ણ કરવી ). હરવી નાખ્યો—( તને—બંદીને ). વૈતરણી ઇ૦—મારી સાથે વાદ કરીને પાર ઉતરવું એ વૈતરણીને તરી જવા જેવું મુસ્કેલ છે.

હાર્યો તે તો નિશ્ચય જાણો, આ દમનિ દમ નીદમ રે,
બોલો, વાર ન, વેલા થાઓ, આજ મનિ જમ નીજમ રે. ૩૨
બંદી વંદી ત્યારે બોલ્યો, અટક કરૂં હું દ્વિજવર રે,
જે હારે તે જળમાં બૂડે, જયમ પશ્ચિમમાં દિનકર રે;
ઉત્તરનો પ્રત્યુત્તર દેવો, આડી ટેડી નહિ ધર રે,
વાદ વિષે મુખ બંધ થતામાં, વારિ બૂડવું નિડર રે. ૩૩
સહુ શાસ્ત્ર ઋષિ સમ્યક જાણો, તો પૂછું સારીગમ રે,
મૂરછનાની ચાલ બતાવો, ચડ ઉતર સમ વિષમ રે;
શ્રુતિ શું સમ્યક કહી બતાવો, સ્વર તે શું વદિયે સમ રે,
ગ્રામતણા તો ભેદ બતાવો, નામ વદો જાણવી દમ રે. ૩૪

---

૩૨ આગમ ઈ૦—કેમકે મને આગમ (શાસ્ત્ર) અને નિગમ (વેદ) ની ગમ છે—તે સર્વે હું સમજુ છું. આશ ઈ૦—આશ મની સમનીષ મરે—નહિ તો તમારા મની (મનમાં) જે આશ (આશા) હશે તે સમનીષ (મનીષા—બુદ્ધિ સહિત) મરે—નાશ પામે. અર્થાત્ જે ગમે તે પૂછો; કેમકે, નહિ તો તમારી મનની આશા મનમાં શમી જશે. આ દમની ઈ૦—તેઓ આ દમની (દામણી—દોરડી) વડે દમ (દમન કરવા—બાંધવા યોગ્ય) અને નીદમ (દમ વગરના) જાણો. આજ ઈ૦—આજ મનિ (મનમાં) જમં (યમ) અને નીજમ (નિયમ) ધારો. અર્થાત્ યમ નિયમાદિ વ્રત ધારણ કરીને દેવાદિને પ્રસન્ન કરીને પણ આજ વાદ કરો.

૩૩ અટક—સરત—પ્રતિજ્ઞા. દિનકર–સૂર્ય. સૂર્ય પણ પશ્ચિમદિશામાં સમુદ્રમાં બૂડે છે એમ કવિઓ કહે છે. ધર–ધરવી. આડી ટેડી વાત વચમાં ધરવી નહિ. ૩૪ હવે બંદી કહોડને પ્રથમ ગાયનશાસ્ત્રના પ્રશ્ન કરે છે: સહુ ઈ૦–સ્પષ્ટ છે. સમ્યક્–સારી રીતે. સારીગમ–અર્થાત્ સા, રી, ગ, મ, પ, ધ, નિ, એ શું છે? ચડ ઉતર—આરોહ અવરોહ. સમ વિષય—(ચડઉતરનું વિશેષણ) શ્રુતિ ઈ૦–શ્રુતિ એટલે શું? સ્વર ઈ૦–સ્વર તે શું હશે? તે પણ સમ (સમાન)પણે વદિયે. ૩૪ નામ—ગ્રામનાં નામ.

વળી તેની ઉત્પત્તિ બતાવો, મૂરછના ગ્રામની વિધિ રે,
(એ) મૂરછનાની સંખ્યા ભાખો, પ્રજ્ઞાવંતા ગુણનિધિ રે;
ગાયનશાસ્ત્રે ગમ જો હોયે, ઉત્તર દીજે વદું વિધિ રે,
પ્રશ્નોત્તર વિણ અન્ય નકામી, ભૂસુરે મળતી નવનિધિ રે. ૩૫
સુણજે શાણા બંદી ઉત્તર, અનુક્રમથી વદું રૈવત રે,
ષડ્જ ઋષભ ગાંધાર ગણો ત્રણ, મધ્યમ પંચમ ધૈવત રે;
સપ્તમ નિષાદ સ્વર સુહાગી, તેહતણું જે કૈવત રે,
સ્વરગતિ ચડ ઉતર સહુ માનો, મૂરછનાનું દૈવત રે. ૩૬
સ્વર આરંભતણો જે અવયવ, ગાયકજન શ્રુતિ કે'તા રે,
શ્રુતિ અનુગામી ધ્વનિરૂપી રવ, ચિત્ત ચતુરનું ગ્રે'તા રે;
સ્વરને નામે તે કે'વાયે, પો'ચે ચિતના ચેતા રે,
તે સ્વરનો જે સમૂહ કા'વે, ગ્રામ નામ સહુ દેતા રે. ૩૭

---

૩૫ તેની—ગ્રામની. પ્રશ્નોત્તર ઇ૦—હે ભૂસુર ( ભૂદેવ—કહોડ ! ) મારા પ્રશ્નોના ઉત્તર વગર બીજી નવનિધિ મળતી હશે ! તો તે પણ મારે નકામી છે. અર્થાત્ એના ઉત્તર નહિ દેવાય તો પછી ધનાદિક લેઇને પણ હું તને જળમાં ડૂબાડયા વગર છોડનાર નથી.

૩૬ બંદીએ પૂછેલા પ્રશ્નોના અનુક્રમે કહોડ ઉત્તર આપે છેઃ સુણજે ઇ૦—સ્પષ્ટ છે. રૈવત—રાઇ જેટલા. અર્થાત્ તારા પ્રશ્નોના ઉત્તર જરાક જેટલા છે તે હું તને અનુક્રમથી કહું છું. પેહેલો પ્રશ્ન સા, રિ, ગ, મ, વગેરે અક્ષરો શું છે? એવો છે. તેનો ઉત્તર કે ષડ્જ આદિ સ્વરોના સૂચક તે આદિ અક્ષરો છે. જેમકે સા—ષડ્જ, રિ--ઋષભ, ગ--ગાંધાર, મ--મધ્યમ, પ--પંચમ, ધ--ધૈવત્, અને સાતમો નિ--નિષાદ સ્વર છે. તેહ ઇ૦--તે સ્વરોનું જે કૈવત ( કૈ—ધ્વનિ કરવો )—ધ્વનિ સરખો ઉચ્ચાર થાય છે તે સ્વરની ચડતી ઉતરતી ગતિ છે. એ પ્રમાણે સ્વરોની ચડ ઉતર ( આરોહ અવરોહ ) એ મૂર્છનાનું દૈવત છે--મૂર્છના તે ઉપરથી ઉપજે છે.

*૩૭ એ પ્રમાણે ત્રણ પ્રશ્નના ઉત્તર કહ્યા પછી ચોથા પ્રશ્નનો ઉત્તર

ગ્રામતણા ત્રણ ભેદ ભલા છે, ષડ્જ ગ્રામ સહુ પે'લો રે,
મધ્યમ ગ્રામ વદે જન બીજો, ગાંધાર ગ્રામ સહુ છેલ્લો રે;
નામ હવે તેનાં ઉચ્ચારૂં, સુણજે બંદી વે'લો રે,
નંદ્યાવર્તજ જીમૂત બીજો, ત્રીજો સુભદ્ર સે'લો રે. ૩૮
ઉત્પત્તિ તેની ષડ્જથકી છે, મધ્યમ ને ગાંધારે રે,
એક ગ્રામ વિષે બંદીજન, સપ્ત મૂરછના ધારે રે;
એકવીશ ત્રણની તો થાયે, કે'વું હવે શું મારે રે,
પ્રશ્નોત્તર જે રહ્યા અધૂરા, તે તો વદવું તારે રે. ૩૯
એ માંહે મોટું નહિ મુનિવર, કે' છોટું શો બોલ્યો રે,
મોટું તારૂં ખોટું થાશે, જળમાં જાણ ઝબોળ્યો રે;
વિદ્યાકેરાં સ્થાનક વદિયે, દમથી નવ જાઉં ડોલ્યો રે,
તાપસ કે' તારૂણીંવત ચેષ્ઠા, તોલ ન જાયે તોલ્યો રે. ૪૦

---

કહે છે: શ્રુતિ એટલે શું ? સ્વર ઈ૦—ષડ્જ વગેરે સ્વરના આરંભના અવયવને ગાયક જનો શ્રુતિ કહે છે. સ્વર એટલે શું ? શ્રુતિ ઈ૦-શ્રુતિની પછવાડે જે ધ્વનિરૂપ અવાજ નીકળીને ચતુર પુરૂષના ચિત્તનું હરણ કરે છે તેને સ્વર કહે છે, ચતુર પુરૂષજ ચિત્તને હરણ કરે અર્થાત્ આહ્લાદ આપે એવો ન હોય તો તેને ગાયનનો સ્વર કહેવો નહિ એ તાત્પર્ય છે. છઠ્ઠો પ્રશ્ન જે ગ્રામના ભેદ વિષે છે તે કહેવાને પ્રથમ ગ્રામનું લક્ષણ કહે છે: તે ઈ૦-તે ( ષડ્જ આદિ) સ્વરોનો જે સમૂહ ( ત્રણ ભાગે વેહેંચાતાં પએલો સમુદાય ) તે ગ્રામ છે.

૩૮ ગ્રામના ભેદ કહે છે: ગ્રામતણા ઈ૦—સ્પષ્ટ છે. ૩૯ તે ગ્રામનાં નામ ( સંજ્ઞા ) કહે છે: નંદ્યાવર્ત—ષડ્જગ્રામ. જીમૂત-મધ્યમગ્રામ. સુભદ્ર-ગાંધારગ્રામ. આઠમા પ્રશ્નનો ઉત્તર આપે છે: ઉત્પત્તિ ઈ૦-સ્પષ્ટ છે. એક ઈ૦—એક ગ્રામમાં સાત સાત મૂર્છનાઓ થવાથી ત્રણે ગ્રામની મળીને એકવીશ મૂર્છના થાય છે.

૪૦ કહોડના ઉત્તર સાંભળીને બંદી બોલ્યો કે, તમે સ્વરશાસ્ત્રના ઉત્તર આપ્યા એમાં કાંઇ મોટી વાત નથી, ત્યારે કહોડ તેનો પણ ઉત્તર

સરસ્વતીનાં સ્થાનક સુણિયે, જનકવિદેહી વર શૂર રે,
ન્યાય પુરાણ મીમાંસા શિક્ષા, ધર્મશાસ્ત્ર વદું ભરપૂર રે;
કલ્પ નિરૂકત છંદ વ્યાકરણ, જ્યોતિષ ઋગ્વેદ યજુર રે,
સામ નિગમ ને અથર્વ કહિયે, સ્થાનક ચતુરદશ પુર રે. ૪૧
ભારતીકેરાં સ્થાનક સાચાં, ધર્મતણાં તો તેવાં રે,
મહર્ષિઓએ ભાખ્યાં શાસ્ત્ર, વદિયાં વરમતિ જેવાં રે;
તેવાં તો તુજને સુણાવ્યાં, પ્રશ્ન કરો વળી કેવાં રે,
મગન થઈ મુનિવર તો બોલ્યા, કથ્યાં વચન કંઇ એવાં રે. ૪૨

---

આપે છે કે, ત્યારે તું એવું ખોટું શે બોલ્યો?—એવા નજીવા પ્રશ્ન શું કરવા તેં પૂછ્યા? તું જે ખોટું પૂછીશ તે પણ એ પ્રમાણેજ ખોટું થશે—તું જય નહિ પામે, અને હું તને જળમાં ડૂબાડીશ. અથવા ખોટું ૪૦—વચન કહોડ પ્રતિ બંદીનું છે એમ પણ અર્થ થાય. બંદી હવે अंगानिवेदाश्चत्वारोमीमांसान्यायविस्तरः । धर्मशास्त्रपुराणंचविद्याह्येताश्चतुर्दश—છ વેદાંગ, ચાર વેદ, મીમાંસા, ન્યાય, ધર્મશાસ્ત્ર અને પુરાણ, એ ચૌદ વિદ્યાઓ" વિષે પ્રશ્ન કરે છેઃ વિદ્યા ૪૦—૨૫૮ છે. તરૂણીવત ચેષ્ઠા—સ્રીના જેવાં નખરાં અર્થાત્ આવા સેહેલા સેહેલા પ્રશ્નો જાણી જોઈને શું પૂછે છે? એ મતલબ છે.

૪૧ કહોડ ઉત્તર આપે છેઃ સરસ્વતીનાં (વિદ્યાનાં) ૪૦—૨૫૯ છે. ન્યાય-ગૌતમ અને કણાદકૃત પ્રમાણશાસ્ત્ર. પુરાણ-જેમાં સૃષ્ટિની ઉત્પત્તિ, પ્રલય, રાજાઓની કથા, ચાર વર્ણોના ધર્માદિક, તથા પરમેશ્વરનો મહિમા વર્ણ્યો હોય તેને પુરાણ કહે છે. મીમાંસા—યજ્ઞાદિક કર્મથી મુક્તિ છે એમ પ્રતિપાદન કરનારૂં શાસ્ત્ર. શિક્ષા—અક્ષરોના ઉચ્ચાર વગેરેની માહિતી આપનારૂં વેદનું અંગ. ધર્મશાસ્ત્ર—ચારે વર્ણના ધર્મો અને આચાર પ્રાયશ્ચિત્ત વગેરે બતાવનારૂં શાસ્ત્ર. કલ્પ—વેદમાં કહેલાં કર્મના અનુષ્ઠાનની રીતિ બતાવનારૂં વેદનું અંગ. નિરૂક્ત—વેદનાં અપ્રસિદ્ધ પદોના નામનું નિરૂપણ કરનારૂં વેદાંગ. છંદ—પદ્યબંધના નિયમો બતાવનારૂં વેદનું અંગ. વ્યાકરણ—શબ્દોની સિદ્ધિ કરનારૂં વેદાંગ. જ્યોતિષ—આકાશના તારાઓની ગતિ વગેરે બતાવનારૂં વેદાંગ. ઋગ્વેદ, યજુર, સામ નિગમ (વેદ), અને અથર્વ—એ ચાર વેદ છે. ૪૨ વરમતિ—ઉત્તમ બુદ્ધિવાળા મહર્ષિઓએ.

ષટ્ ચક્ર તમો તાપસ ભાખો, વળી શું થાયે તેણ રે,
હું સમજું ત્યમ તો વદિયે મુનિ, તન મન રીઝે જેણ રે;
શ્રીચક્રતણી આકૃતિ કથીએ, મહિમા વદિયે કેણ રે,
ઉત્તર એ દીજે ઝટપટ મુનિ, દાન દર્શાવો દેણ રે. ૪૩
સ્વાધિષ્ઠાન અભિધાન ચક્રમાં, આરાધન તો થાયે રે,
મણિપૂરકમાં નરમણિ માને, ઉપાસના ગુણ ગાયે રે;
અનાહત ચક્રમાં ભજન ભલેરૂં, કરતાં કૂડું જાયે રે,
વિશુદ્ધિ ચક્રમાં દેવી સેવે, તે ખત્તા નવ ખાયે રે. ૪૪

---

૪૩ હવે બંદી યોગશાસ્ત્રના પ્રશ્નો કરે છે: ષટ્ ૪૦—સ્પષ્ટ છે. દાન ઈ૦—જેમ દાન આપું છું કહેવા કરતાં તે આપી બતાવવું એ સારો માર્ગ છે તેમ તમે પણ બીજું ત્રીજું બોલવાનું પડયું મૂકી પ્રશ્નના ઉત્તરજ કહી બતાવો.

૪૪ સ્વાધિષ્ઠાન ૪૦—યોગશાસ્ત્રનાં પુસ્તકોમાં લખ્યું છે કે એક તેજોમય અતિ સૂક્ષ્મ મહાનાડી શરીરમાં નીચેથી ઉપર બ્રહ્મરંધ્ર સુધી ગયેલી છે. તે નાડી ઉપર થોડે થોડે અંતરે ( જેમકે નાભિમાં—હૃદયમાં—કંઠમાં વગેરે ) કમળ, તેમાં આસન અને તેમાં દેવની મૂર્તિ છે. એ કમળને ચક્ર કહે છે. એવાં ચક્ર છ, સાત અને નવ સુધી પણ કહેલાં છે. એમાંથી બહુ પ્રચલિત વચલો માર્ગ પ્રેમાનંદે ગ્રહણ કરી આધારાદિ છ ચક્ર અને સાતમું શ્રીચક્ર છે એમ કહેવાના હેતુથી કવિ કહોડદ્વારા ચક્રનાં નામ અને તેનો ઉપયોગ બતાવે છે. પ્રેમાનંદે છ ચક્ર કહેવાં જોઇએ ત્યાં સ્વાધિષ્ઠાનાદિ પાંચજ ચક્ર ગ્રંથમાં માલમ પડે છે માટે પેહેલું આધારચક્ર-જે ચાર પાંખડીનું છે-જેમાં ત્રિકોણાકાર એક આસન છે—જેના ઉપર અગ્નિ શિખાકાર મૂર્તિ છે—જે મૂર્તિનું ધ્યાન ( દરરોજ નિદાન પાંચ ઘડી ) કરવાથી સકળ શાસ્ત્ર વિદ્યા ઈત્યાદિ પ્રાપ્ત થાય છે,—તે કહેવું રહી ગયું હોય અથવા લેખક દોષથી લખાવું રહી ગયું હોય તો કોણ જાણે. બીજું ચક્ર ( ગ્રંથમાં કહેલું ) સ્વાધિષ્ઠાન છે, તે છ પાંખડીનું છે. તેમાં ચતુષ્કોણ આસન છે, તે ઉપર લાલરંગના તેજની મૂર્તિ છે, તેનું ધ્યાનરૂપ આરાધન

આજ્ઞાચક્ર વિષે વર સ્થાનક, સ્વર્ગાદિકનું મળતું રે,
મેં ષટ ચક્રનું સરવે ભાખ્યું, શ્રીચક્રતણું તો ફળ તું રે;
સપ્તમ ચક્ર નામ શ્રી જેનું, મુનિવર વદતા વળતું રે,
આકૃતિ આદિક વર્ણે તેની, સાંભળિયે સહુ મળતું રે. ૪૫
પ્રથમે બિંદુ ત્રિકોણ પછીથી, અષ્ટકોણ પછી જાણો રે,
દશ કોણ પછી દશ વળી ચતુર્દશ, અષ્ટદશ ષોડશ તાણો રે;
ત્રણ વૃત્ત તથા ત્રણ ભૂગૃહ, એ વિધ શ્રીચક્ર વખાણો રે,
પ્રશ્નતણા પ્રતિ ઉત્તર કીધા, વળી મનમાં શું આણો રે. ૪૬
એવે દિનકર કર તો નાખે, રાખે નહિ મુખ કોનું રે,
લોભી જાણે જઇને લઇએ, પશ્ચિમમાંથી સોનું રે;
તે સોનું શું સમુદ્ર લેતો, રત્નાકર કે' ગોનું રે,
દિનનાં પક્ષી દુઃખી અતિશે, કથું કોકનું શું રોણું રે. ૪૭

---

કરવાથી સાધક અતિ સુંદર થાય તથા આયુષ્ય વધે. મણિપૂરક ઇ૦—ત્રીજું ચક્ર મણિપૂરક નામે છે. તે દશ પાંખડીનું છે. તેમાં ષટ્કોણ પીઠ છે. તે ઉપર વિચિત્ર રંગની એક મૂર્તિ છે તેની ધ્યાનરૂપ ઉપાસના કરવાથી સાધકનું શરીર સ્થિર થાય. અનાહત ઇ૦—ચોથું અનાહત ચક્ર બાર પાંખડીનું હૃદયમાં છે, તેમાં તેજોમય અંગુષ્ઠ પ્રમાણ એક મૂર્તિ છે. તેનું ધ્યાન કરવાથી ઇચ્છિત ફળ મળેછે. વિશુદ્ધિ ઇ૦-પાંચમું વિશુદ્ધિ ચક્ર કંઠમાં સોળ પાંખડાનું છે તે કમળમાં કોટિ ચંદ્ર જેવા તેજવાળો એક પુરૂષ છે. તેનું ધ્યાન કરવાથી અસાધ્ય રોગ નાશ પામે. દેવી ઇ૦-આ બધાં ચક્ર એ ધ્યાનોપાસના માટે છે. દેવીના ઉપાસક તે તે સ્થાનકોમાં દેવીનાં જૂદાં જૂદાં રૂપનું ધ્યાન કરેછે, માટે કવિએ તે સમજાવવાને 'દેવી સેવે' એમ લખેલું છે.

૪૫ આજ્ઞા ઇ૦-ભ્રકુટિ એ પાંખડીનું આજ્ઞા ચક્ર છે. (કોઇ અગ્નિ ચક્ર કહેછે). એ ચક્ર બે ભ્રમર વચ્ચે છે; તેને વિષે અગ્નિની જ્વાળા સરખા તેજવાળી કોઇ અલૌકિક મૂર્તિ છે. તેનું ધ્યાન કરવાથી પુરૂષ અજરામર થાયછે. ફળ ઇ૦-હવે તું સમજ (મારી પાસેથી). ૪૬ પ્રથમે ઇ૦—૨૫૯ છે.

૪૭ એ વાદ કરતાં સૂર્ય આથમી ગયો તે વર્ણેછેઃ એવે ઇ૦-૨૫૯ છે-

વર શય્યામાં ભોજનવિધિ પછી, કો'ક મુનિ તો સૂતા રે,
વાસર બીજે વઢિયા ઊઠી, શું તે માંહીં વગૂતા રે;
ના ના એમ ન થાય કદાપિ, કર્મકાંડી તો હુતા રે,
પ્રાતર થાતાં આવ્યા પોતે, વાદ વિષે તો જૂતા રે. ૪૮

## શ્લોક.

બંદી ત્યાંહીં કહોડને વળી પૂછે, પ્રશ્નો ઘણા તે ઘડી,
તે સૌ વદતાં ન વાર કરૂં હું, જેવી મનીષા જડી;
પૂછે છે ગરભિત પ્રશ્ન મુનિને, કો' કોશ તે શું હશે,
સંખ્યા તેતણી તો કથો મુનીશ જે, મારે મને શું વસે. ૪૯
પાંચે કોશ કહ્યા સુઆગમ વિષે, તેનાં પ્રમાણો કહો,
આત્મા છે વર કોશ કે નહિ મુનિ, તેને જણાવી રહો;
બ્રહ્માએ કરી એકતા શિવતણી, એ રીતિ નીતિ વદો,
તો જાણું હું જરૂર ભૂસુરમણિ, વાક્યો વિષે જે મદો. ૫૦

---

કર—કિરણ—નાખે. ( પશ્ચિમ સમુદ્રમાં ). રાખે ઇ૦—તે કોઇની શરમ રાખે એવો નથી, એ ભાવ છે. આથમના સૂર્યનું બિંબ વર્ણવેછે: લોભી ઇ૦—સ્પષ્ટ છે. સમુદ્ર રત્નાકર કહેવાયછે તે વિષે ઉત્પ્રેક્ષા કરેછે: તે ઇ૦—લોભીએ લેવા ધારેલું સોનું જે ગોનું ( પૃથ્વીનું ) છે તે સમુદ્ર લેતો ( લેઇ લેછે )અને તેથી તેને શું રત્નાકર કહેછે? કોક—ચક્રવાક પક્ષી.

૪૮ વાસર ઇ૦—તે મુનિ બીજે વાસર ( દિવસે ) ઊઠીને વઢિયા (વાદ કરવા લાગ્યા ). કોઇ કહેશે કે, શું ઊઠીને તરતજ તેમાં વગૂતા ( ગૂંથાયા ) ? તો, ના, ના ઇ૦—સ્પષ્ટ છે. શામાટે નહિ ? કર્મકાંડી ઇ૦—કેમકે તે કર્મકાંડી હતા તેથી-નિત્યકર્મ પરવાર્યા વિના બીજા કામમાં સામેલ ન થવાય. પ્રાતર —સવાર. જૂતા—જોડાયા.

૪૯ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. મનીષા—બુદ્ધિ. ગરભિત—( વેદાંત ગર્ભિત—વેદાંત શાસ્ત્રના ).

૫૦ સુઆગમ—સત્ શાસ્ત્ર. આત્મા ઇ૦—આત્મા એ પણ વર

જો જે સ્થૂળ શરીર અન્નમય છે, આત્મા નથી સર્વદા,
તેનું કારણ એજ કે ગૃહ જશા, કાર્યે વસે છે સદા;
આત્માનંદ ન જીવ કોશ જરિયે, તેનાં ઘણાં કારણો,
તેમાંથી વદું એક જે જડપણું, ત્રાસે વસે તારણે. ૫૧

---

(શ્રેષ્ઠ) કોશ છે કે નહિ? તે કહો. બ્રહ્માએ—અર્થાત્ વેદમાં. એકતા (જીવ સાથે). એ ૯૦—એ જીવ શિવની એકતા શી રીતે થાય તે કહો અથવા એવી રીતે એકતા કરવી એ રીતિ નીતિ (ન્યાયયુક્ત) છે કે કેમ તે કહો. ભૂસુરમણિ—બ્રાહ્મણોમાં ઉત્તમ. વાકયો ૪૦—તમારાં વાકયો (વચનો) વિષે જે મદો (મદ—અભિમાન) રહેલું છે તે ત્યારે સાચું કહેવાય.

૫૧ બંદીએ પૂછેલા પ્રશ્નોમાંથી પ્રથમ પંચકોશ વિષે કહેછે કે આનંદસ્વરૂપ આત્મા "હું આનંદરૂપ છું" એવા અહંકારથી વીંટાયલો છે તે આવરણને આનંદમય કોશ કહે છે. 'હું જાણું છું' એવા જ્ઞાનરૂપ આવરણને વિજ્ઞાનમય કોશ કહે છે. એ કોશ આનંદમય કોશની ઉપર છે. એજ પ્રમાણે મનોમય, પ્રાણમય અને અન્નમય કોશ અનુક્રમે એક બીજા ઉપર વીંટાયલા છે. તેમાં સૌથી ઉપરના અન્નમય કોશનું સ્વરૂપ કહે છે: જો જે ૪૦—આ સ્થૂળ શરીર એ અન્નમય કોશ છે માટે એ સ્થૂળ શરીર એ આત્મા નથી; તેનું કારણ કે ગૃહ(ઘર)ના જશા (જેવા—ભાવ) સદા કાર્યમાં વસે છે. મતલબ કે દેહ એ કાર્ય છે માટે ઘરની પેઠે તે વિનાશી છે. જેમ ઘરરૂપ કાર્ય ઉત્પત્તિની પેહેલાં નહોતું અને નાશ થયા પછી હોવાનું નથી માટે અનિત્ય છે તેમ અન્નમય કોશ પણ જન્મ પેહેલાં અને મરણ પછી ન હોવાથી અનિત્ય છે. અને આત્મા તો નિત્ય તથા અવિનાશી છે માટે અન્નમય કોશ એ આત્મા નથી. વિદ્યારણ્ય સ્વામી કહે છે કે "पितृभुक्तान्नजाद्वीर्याज्जातोऽन्नेनैव वर्द्धते। देहःसोऽन्नमयोनात्माप्राक्चोर्ध्वंतदभावतः॥" અર્થ—"પિતાએ ખાવેલા અન્નથી થયેલા વીર્યથી જે જન્મ પામે છે અને જન્મ્યા પછી પણ અન્નથી થયેલા દૂધવડે તથા અન્નવડે જે વૃદ્ધિ પામે છે તે દેહ અન્નમય કહેવાય છે એ અન્નમય દેહ આત્મા નથી. કેમકે જન્મથી પેહેલાં અને મરણથી પછી તેનું અસ્તિત્વ છે નહિ. હવે પ્રાણમય કોશ આત્મા નથી તે કહે છે: આત્માનંદ ૪૦—જીવ (પ્રાણ)રૂપી કોશ એ આત્મા-

ત્રીજો કોશ હવે મનોમય ભણું, આત્મા નથી સિદ્ધ એ,
તેનું કારણ કે વિકાર રૂપ છે, ધાન્યાદિની નિધ એ;
ચોથો કોશ ન આત્મ બંદી વરણું, વિજ્ઞાનમે નામ છે,
ખાયે કાળ ઘટાદિકે વસી રહી, તે પેઠ વિશ્રામ છે. ૫૨

---

નંદ નથી, તેનાં ઘણાં કારણ છે, તેમાંથી એક કારણ કહું છું. તે એ કે પ્રાણમાં જડ પણું રહ્યું છે. તથા ભૂખ તરસના ત્રાસને વિષે તારણો ( ભૂખ તરસ મટાડવાના ઉપાય રૂપ ) વસેછે. અર્થાત્ ક્ષુધા તૃષા એ પ્રાણનો ધર્મ છે અને દેહના હિતને અર્થે ક્ષુધા તૃષાનો ત્રાસ બતાવી તેના ઉપાય મેળવવાનું સૂચવવું એ પ્રાણનો ધર્મછે. એ પ્રાણ આત્મા નથી, કેમકે તે જડ છે. " पूर्णोदेहेबलंयच्छन्नक्षाणांयः प्रवर्त्तकःवायुःप्राणमयोनासावात्माचैतन्यवर्जनात् " અર્થ " જે વાયુ પગથી માથા લગી દેહમાં પૂર્ણ ભરાયલો છે તથા દેહને બળ આપનારો છે વળી જે ઈંદ્રિયોને તેમના કાર્યમાં પ્રેરનારો છે, એ વાયુ પ્રાણમય કોશ કહેવાય છે. એ પ્રાણમય કોશ રૂપ વાયુ આત્મા નથી કેમકે તેમાં ચૈતન્ય નથી. અર્થાત્ તે ઘડાની પેઠે જડ છે ( વિદ્યારણ્ય ).

૫૨ ત્રીજો ઈ૦—ત્રીજો કોશ મનોમય છે. એ મનોમય કોશ આત્મા નથી કેમકે તે ધાન્યાદિની નિધ ( નિધિ અર્થાત્ પકવાન )ની પેઠે વિકાર રૂપછે. જેમ એક ધાન્યનાં ઘણાં પકવાન થાય છે તેમ એક મનની કામ, ક્રોધ, આદિ અનેક વૃત્તિઓ થાય છે. આત્મા તો અવિકારી છે માટે વિકારી મનને આત્માપણું સંભવે નહિ. વિદ્યારણ્ય પણ કહેછે કે "अहंतांममतांदेहेगेहादौचकरोतियः । कामाद्यवस्थयाभ्रांतोनासावात्मामनोमयः ॥" અર્થ " જે મન દેહમાં અહંભાવ રાખે છે અને ઘર વગેરેમાં મારાપણું રાખે છે એવો મનોમય કોશ એ આત્મા નથી. કેમકે તે મનોમય કોશ કામાદિ અવસ્થાઓવડે ભ્રમિત થાય એવો છે અર્થાત્ દેહની પેઠે વિકારી છે. હવે કર્તૃ શબ્દનો વાચ્ય વિજ્ઞાનમય કોશનું સ્વરૂપ બતાવી ને તેનું અનાત્મપણું વર્ણે છે. ચોથો ઈ૦—હુ બંદી વિજ્ઞાનમે ( વિજ્ઞાનમય ) જેનું નામ છે એવો ચોથો કોશ તે પણ આત્મા છે એમ હું વર્ણતો નથી. કેમકે જેમ ઘટાદિકમાં કાળ વસી રહીને તેને ખાઇ જાયછે તેની પેઠે વિજ્ઞાનમય કોશમાં પણ કાળનો વિશ્રામ છે. અ-

આનંદ અવિધારી આજ હવિ હું, આનંદમે કોશને,
તે કે'તાં નવ વાર તો કરૂં કશી, થાશે સુણી શોષને;
છે એ કારણરૂપ દેહ, નથી એ આત્મારૂપે જાણજો,
થાયે છે પરતીત કોઇકિ વરાં, આકાશ શો માનજો. ૫૩

ર્થાત્ તેને પણ કાળ ખાઈ જાય છે. વિજ્ઞાનમય કોશ વિષે વિદ્યારણ્ય કહેછે કે " लीनासुप्तौवपुर्बोधेव्याप्नुयादानखाग्रगा । चिच्छायोपेतधीर्नात्माविज्ञानमयशब्दभाक् " સુષુપ્તિ અવસ્થામાં જે વિજ્ઞાન શક્તિ લય પામીને રહેછે અને જાગ્યા પછી જે પગના નખથી તે માથા લગી પ્રાપ્ત થાયછે એવી ચૈતન્યના પ્રતિબિંબ યુક્ત જે બુદ્ધિ–જેને વિજ્ઞાનમય કોશ કહેછે તે આત્મા નથી." વિજ્ઞાનમય કોશ આત્મા નથી; લય પામવા રૂપ અવસ્થાવાળો છે માટે; જે જે લય પામવા રૂપ અવસ્થાવાળો હોય છે તે તે આત્મા નથી; જેમ ઘડો.

૫૩ હવે પાંચમા આનંદમય કોશનું સ્વરૂપ તથા તેનું અનાત્માપણું કહે-છે; આનંદે ઇ૦—હવે આજ હું આનંદવડે આનંદમય કોશને અવિધારી-ને ( નિશ્ચય કરીને ) તે ( તેનું સ્વરૂપ )કહેતાં કશી વાર કરૂં ( કરીશ )નહિ. તે સાંભળીને તને શોષ થશે ( પ્રશ્નોના જવાબ મળવાથી તું રાજી નહિ થા-ય ). છે ઇ૦–એ આનંદમય કોશ એ કારણરૂપ છે, અને એ આત્મારૂપે નથી એમ માનજો. એ આનંદ કોઇક વખત પ્રતીત થાયછે. માટે આકાશ ( વાદળાં ) જેમ કોઇક વખત દેખાયછે અને કોઇક વખત દેખાતાં નથી તેવો એ છે. અર્થાત્ અનિત્ય છે. આનંદમય કોશ એ આનંદ ( આત્માનું સ્વ-રૂપ ) તો છે પણ અનિત્ય છે માટે તેને આત્મા એમ કહેવાતું નથી. પંચદ-શીમાં કહેછે કે " काचिंदतर्मुखावृत्तिरानंदप्रतिबिंबभाक् । पुण्यभोगेभोगशांतौ निद्रारूपेणलीयते । कादाचित्कत्वतोनात्मास्यादानंदमयोप्ययम् ॥ " અર્થ "પુણ્યકર્મ ફળના અનુભવ વખતે બુદ્ધિની કોઈક વૃત્તિ અંતર્મુખ થાયછે અને આત્મસ્વરૂપ આનંદના પ્રતિબિંબમાં વસેછે અને જ્યારે આનંદના અનુ-ભવરૂપ ભોગને તે ભોગવી રહેછે ત્યારે નિદ્રા રૂપે કરીને તે વૃત્તિ લય પામેછે. તે વૃત્તિને આનંદમય કોશ કહે છે. એ બુદ્ધિની અંતર્મુખવૃત્તિરૂપ આનંદમય કોશ આત્મા નથી, કેમકે આકાશમાંનાં મેઘનાં વાદળાંની પેઠે તે કોઇક વખત દેખાયછે અને કોઈક વખત નથી દેખાતાં. અર્થાત્ અનિત્ય છે માટે આત્મા નથી

ભાખ્યા કોશ અમે ઘણા ગુણથકી, બાકી ન રાખી જરી,
નામો તેહતણાં ગણ્યાં ગુણવડે, વાણીવિલાસે કરી;
આત્મારૂપ નહીં અનાત્મ સહુ છે, વેદાંત માંહે કથ્યું,
યુક્તિ કે અનુમાનરૂપ ધરીને, વારિ વરોળી મથ્યું. ૫૪

---

૫૪ ભાખ્યા ઇ૦—એવી રીતે એ પાંચ કોશ અમે ઘણા ગુણથકી (અમારામાં વિદ્યાદિક ઘણા ગુણ હોવાથી) ભાખ્યા અને જરી બાકી રાખી નથી—અમારી વિદ્યામાં કચાશ છે એમ બતાવ્યું નથી; તેમજ તેવાજ ઘણા ગુણવડે અમે તે કોશનાં નામો વાણીવિલાસે કરીને ગણ્યાં છે. અર્થાત્ વેદાંત વિદ્યા અમને સારી રીતે અવગત છે તે બતાવવાને તમારા પ્રશ્નોના ઉત્તર અમે આપ્યા છે પરંતુ અમારે મન તો તે માત્ર વાણીવિલાસ છે. (કહોડ કર્મમાર્ગી હોવાથી વેદાંતે કરેલું અદ્વૈત પ્રતિપાદન તેને મનથી માન્ય નહોતું પણ માત્ર વાદને અર્થે તે વેદાંતપક્ષના ઉત્તર આપતો હતો તે વાત પાછળ આવી ગયેલી છે). આત્મા ઇ૦—પંચકોશાદિ સર્વ આત્મારૂપ નથી પણ અનાત્મ (જડ) છે એમ વેદાંતમાં કથ્યું છે. (અર્થાત્ હું નથી કહેતો). વેદાંતમાં કેવી રીતે કહ્યું છે? યુક્તિ ઇ૦—દેહ ઘડાની પેઠે કાર્યરૂપ હોવાથી તે આત્મા નથી; પ્રાણ દેહની પેઠે જડ હોવાથી આત્મા નથી; મન અન્નની પેઠે વિકારી હોવાથી આત્મા નથી; વિજ્ઞાન ઘડાની પેઠે લય પામવારૂપ અવસ્થાવાળું હોવાથી આત્મા નથી; આનંદરૂપ બુદ્ધિની અંતર્મુખ વૃત્તિ વાદળાંની પેઠે અનિત્ય હોવાથી આત્મા નથી. એવી યુક્તિઓ કે અનુમાનરૂપ ધરીને (આગળ કરીને) વેદાંતમાં કહ્યું છે. અર્થાત્ અન્નમય સ્થૂળ (દેહ) કોશ, પ્રાણમય (પ્રાણાદિ વાયુરૂપ) કોશ, મનોમય (ઇંદ્રિયોને પ્રેરનારી કારણરૂપ વૃત્તિ) કોશ, વિજ્ઞાનમય (બુદ્ધિની બહિર્મુખ વૃત્તિ—બહારનું જ્ઞાન—કર્તારૂપ વૃત્તિ) કોશ, આનંદમય (બુદ્ધિની અંતર્મુખ વૃત્તિરૂપ-ભોક્તા) કોશ, એમાંથી કોઈ આત્મા નથી. એ રીતે પાંચ કોશથી આત્મા જૂદો છે તે કહેવાવડે આત્મા કાંઇ કોશ નથી, એવો પછીના પ્રશ્નનો પણ ઉત્તર થઇ જાય છે. એ સઘળું વેદાંતમતે તો યથાર્થ છે પણ કહોડ કહેછે કે મારે મતે તો, વારિ ઇ૦—વારિ (પાણી) વરોળી (વલોવી)ને મથ્યું છે—અર્થાત દ્વૈત એજ ખરૂં છે.

જો હાવે વિધિનો બતાવું તુજને, નિર્ણે મહાતત્વમાં,
વેદાંતે વદિયું વહાલ કરીને, જાણો રૂડા સત્વમાં;
અદ્વૈતો સહુ અર્થ ગર્થ ગ્રહી કે', તે તો જણાવું તને,
જે રૂચે અધિકારીને નહિ અમો, તે તો બતાવું કને. ૫૫
જે હું આ સુશરીરમાં પ્રકટું છું, ત્વષ્ટા વિષે તે રહે,
જે ત્યાં સૂરજ મંડળે પ્રકટિયો, તે બ્રહ્મ હું છું કહે;
એ રીતે વ્યતિહાર તો મુનિ કરી, કે'તા ફરેછે બધે,
જાણે ના જડ કામળી થઇ પડે, વારિવડે જે વધે. ૫૬

---

૫૫ પાછળ ૫૦ મા શ્લોકમાં પૂછ્યું છે કે વેદમાં જીવ શિવની એકતા શી રીતે પ્રતિપાદિત કરી છે તે કહો. તેનો ઉત્તર કરતાં કહે છે કે, જો ઇ૦—મહાતત્વમાં વિધિનો (બ્રહ્મનો—અર્થાત્ વેદનો) જે નિર્ણે (નિર્ણય) છે તે હું હવે તુજને બતાવું છું. વેદમાં કયી જગોએથી બતાવશો ? તેનો ખુલાસો કરે છે: વેદાંતે ઇ૦—વેદાંતમાં (વેદના અંતભાગમાં—ઉપનિષદોમાં) તે (નિર્ણયરૂપ કથન) વાહાલ કરીને વદિયું છે, તે તમે રૂડા સત્વમાં (અર્થાત્ સત્વરૂપ બુદ્ધિમાં) જાણો. અદ્વૈતો ઇ૦—અદ્વૈતો (અદ્વૈત વાદીઓ) ગર્થ (દ્રવ્ય) ગ્રહીને સહુ અર્થ કહે છે. તે હું તને (મફત) જણાવું છું. ત્યારે તું કેમ અદ્વૈતને ગ્રહણ કરતો નથી ? એવી બંદીની શંકાનું નિવારણ કરે છે: જે ઇ૦-જે અદ્વૈત તેના અધિકારીને રૂચે છે; અમોને રૂચતું નથી. એમ છતાં તે હું કને (પાસે—અર્થાત્ હમણાજ) બતાવું છું.

૫૬ હવે વેદે અદ્વૈત કેમ પ્રતિપાદન કર્યું છે તે કહેછે: જે ઇ૦-હું જે આ શરીરમાં (સ્થૂળશરીરમાં)પ્રકટું છું-પ્રકટ થઇને જીવરૂપે રહું છું તે જીવ ત્વષ્ટા (સૂર્ય)ને વિષે રહેછે. અને જે ત્યાં સૂરજના મંડળમાં પ્રકટિયો (પ્રકટ થયોછે) તે બ્રહ્મ છે અને તેથી હું બ્રહ્મ છું, એમ કહેછે. એ રીતે વ્યતિહાર (અદલો બદલો) કરીને મુનિ (અદ્વૈતમતના ઋષિઓ) બધે કહેતા ફરેછે. વારૂ, એમ કહેવામાં શો દોષ છે ? એ શંકાનું સમાધાન ગૌરવ દોષ બતાવીને આપેછે: જાણે ઇ૦—પણ તે જાણતા નથી કે વારિવડે જે વધેછે તે કામળી

એ પ્રશ્નોત્તર તાહરા થઇ ગયા, હાવે ન બાકી કશી,
બંદી કે' તપસી હવે લપસીને, જાઓ જળે તો વશી;
એવો પ્રશ્ન કરૂં અમો મતિવરા, જ્યાંથી ન જાઓ ચશી,
પ્રત્યક્ષ શ્રુતિથી કહો વરમતિ, વાણી ન જાયે રશી. ૫૭
માન્યો છે મતભેદ તો શ્રુતિ વિષે. કે'છે અભેદ શ્રુતિ,
તે શું સત્ય હશે કહોડ કહી દો, જો પામવી છે નુતિ;
સુજાતાપતિ તો વદે મદ ભર્યો, એમાં શું પૂછ્યું વડું,
એને હું અનુમાન રૂપથકી તો, પૂરો પ્રતીતે પડું. ૫૮
જો આ પક્ષ કરૂં અમો જીવ શિવે, છે ભિન્ન એવી વકી,
એનું કારણ કે અસંગજ છે, હેતુ અમારો નકી;

---

જડ ( ભારે ) થઇ પડે છે. "ભીજત કમરી ભારી હોત" એ લોકોક્તિવડે ગૌરવ દોષની વ્યંજના છે. જ્યાં ટૂંકું કહેવાથી અર્થની સિદ્ધિ થતી હોય, ત્યાં લાંબે માર્ગે સિદ્ધિ કરવી એ 'ગૌરવ' દોષ કહેવાય છે.

૫૭ બંદી ઇ૦—બંદી કહે છે કે હે તપસી—તપસ્વી ( કહોડ ) ! હવે તમે જેથી ( વાદમાં ) લપસીને જળમાં વશી જાઓ એવો પ્રશ્ન અમો મતિવરા ( ઉત્તમ બુદ્ધિવાળા ) કરૂં—કરીએ છીએ. પ્રત્યક્ષ ઇ૦—હે વર-મતિ ! તમે કહો—મારા પ્રશ્નનો ઉત્તર કહો. શો પ્રશ્ન છે ? તે કહે છે: શ્રુતિ વિષે પ્રત્યક્ષ શ્રુતિથી ( શિષ્ટ પુરૂષોના આચાર ઉપરથી અનુમાન કરી સિદ્ધ કરેલી શ્રુતિવડે નહિ ) ભેદમત માન્યો છે, અને વળી બીજી શ્રુતિઓ અભેદ કહે છે—અભેદમતનું પણ પ્રતિપાદન કરે છે. તમે કહેશો કે વેદની વાણીને ફેરવીને અભેદમત પ્રતિપાદિત કર્યો હશે, તો તેમ પણ નથી; વાણી ઇ૦—વેદની વાણી કાંઇ રશી જાય એવી નથી—તેને ઢોળ ચઢાવીને બીજું રૂપ આપી*શકાય તેમ નથી. તે ઇ૦—હે કહોડ ! જો નુતિ ( સ્તુતિ ) પામવી છે તો તમે કહી દો કે તે ( બન્ને વિરોધી મત ) શું સત્ય હશે ? ( એમ અઠ્ઠાવનમા શ્લોક સાથે અન્વય કરવો ). ૫૮ સુજાતાપતિ—કહોડ. પ્રતીતે-વિશ્વાસથી.

જો વ્યાપ્તિ અસર્વજ્ઞ જે થઇ રહ્યો, તે બ્રહ્મથી ભિન્ન છે,
દષ્ટાંતે ઘટ છે તશો સમજી લે, જે બ્રહ્મથી છિન્ન છે. ૫૯
ભૂદેવા અનુમાનથી સત કરો, કે વાસ્તવિકે કરો,
કે કલ્પિત ગણો તમે મનથકી, શો ભેદ ચિત્તે ધરો;
રે જો વાસ્તવિકે મુસત્ય કરવા, ધારો તમે ભેદને,
તો દષ્ટાંતરૂપે ઘડાથકી અમે, વેદ કરૂં છેદને. ૬૦

---

૫૯ અનુમાન કરી જીવને બ્રહ્મથી ભિન્ન (જૂદો) સિદ્ધ કરે છે: જો ઇ૦—જે વસ્તુને આશરીને સાધ્ય અર્થ સિદ્ધ કરવો છે તે વસ્તુને **પક્ષ** કહે છે. સાધ્ય અર્થની સિદ્ધિ જે સાધનથી થઈ શકે તેને '**હેતુ**' કહેછે. સાધ્ય અને હેતુ હમેશા જોડે હોવાના નિયમને '**વ્યાપ્તિ**' કહે છે. એવી વ્યાપ્તિ બીજી જે જે જગોએ માલમ પડે તેને '**દષ્ટાંત**' કહે છે. કહોડ કહે છે કે જો, હું જીવ અને શિવ બન્નેને વિષે પક્ષ કરૂં છું—જીવ અને શિવ એ મારો પક્ષ (સાધ્યનો આશ્રય) છે. તે બન્ને ભિન્ન છે એવી મારી (બોલવાની) વકી (અર્થાત્ સાધ્ય અર્થ) છે. 'જે અસર્વજ્ઞ થઈ રહ્યો હોય તે બ્રહ્મથી ભિન્ન છે' એ વ્યાપ્તિ છે તે તું જો. દષ્ટાંતમાં ઘડો છે કે જે તશો (તેવો—અસર્વજ્ઞ) છે માટે બ્રહ્મથી છિન્ન (જૂદો) છે. એને સ્પષ્ટ ભાષામાં કહીએ છીએ:

જીવ બ્રહ્મથી ભિન્ન છે (પક્ષ અને સાધ્ય).
જીવ અસર્વજ્ઞ છે માટે (હેતુ).
જે જે અસર્વજ્ઞ હોય છે તે તે બ્રહ્મથી ભિન્ન હોય છે (વ્યાપ્તિ).
જેમ, ઘડો અસર્વજ્ઞ છે માટે તે બ્રહ્મથી ભિન્ન છે (દષ્ટાંત).

૬૦ કહોડે સિદ્ધ કરેલા ભેદનો બે પ્રકારે વિકલ્પ કરીને તે ભેદનું બંદી ખંડન કરે છે: ભૂદેવા ઇ૦—હે ભૂદેવા! (કહોડ!) તમે જે ભેદને અનુમાનથી સત્ય કરો છો તે ભેદ વાસ્તવિક (ખરેખરો) છે કે કલ્પિત છે? જો તમે ભેદને વાસ્તવિકપણે સત્ય કરવા ધારો તો તમોએ આપેલા દષ્ટાંતરૂપી ઘડાથી બ્રહ્મનો વેદવડે પણ છેદ કરી શકીએ છીએ. અર્થાત્ નિર્જીવ (જડ) ઘડાથી ચૈતન્ય બ્રહ્મ જૂદું છે એ તો અમે પણ કહિયે છીએ. પણ જડ પદાર્થ માયામય હોવાથી તેમનું હોવાપણુંજ નથી તો તેમનો બ્ર-

ના માનું શિવથીજ ભિન્ન જીવને, દૃષ્ટાંત જાયે વહ્યું,
જો કલ્પિતપણે સુસિદ્ધ કરતા, તો તે અમે છે કહ્યું;
બ્રહ્મજ્ઞાનથકી જીવે વસી રહ્યો, જે બાધ તે સાધના,
છે સિદ્ધિ કરવા અમારી મનસા, જેને કશો બાધ ના. ૬૧
બ્રહ્મજ્ઞાનથકી જીવે વસી રહ્યો, કે શુદ્ધ બ્રહ્મે રહ્યો,
એમાં ભેદ વસે ક્યહાં મુનિવરા, તે જો તમે ના કહ્યો;
તો તે હું તમને કરી ખરૂં કહું, જો પક્ષ પે'લો ધરો,
તો તે ઇષ્ટ વસે મતે અમતણે, દોષિત પોતે ઠરો. ૬૨

---

હાથી ભેદ પણ ક્યાંથી હોય ? અને એટલા માટે તમારા અનુમાનનું દૃષ્ટાંત અસંભવ દોષવાળું હોવાથી એ અનુમાન વાસ્તવિક ભેદને સત્ય કરી શકતું નથી. માટે તમારૂં દૃષ્ટાંત વહ્યું જાય છે અને હું શિવથી ( બ્રહ્મથી ) જીવને ભિન્ન માની શકતો નથી. ( એમ ૬૧ મા શ્લોક સાથે અન્વય ).

૬૧ બીજો વિકલ્પ કહીને તેનું ખંડન કરે છે: જો ભેદને તમે કલ્પિતપણે સારી રીતે સિદ્ધ કરતા હો તો, તે અમે પણ કહ્યુંજ છે કે ભેદ કલ્પિત છે—અર્થાત્ નથી. કહોડ ભેદનું સ્થાપન કરે છે: બ્રહ્મજ્ઞાન ઇ૦—ઘટના દૃષ્ટાંતનું તમે ખંડન કરો છો એટલા ઉપરથી જીવ શિવનો ભેદ અસિદ્ધ થતો નથી; કેમકે બ્રહ્મના જ્ઞાનથી જીવના જ્ઞાનમાં જે બાધ ( ભેદરૂપ બાધ ) વસી રહ્યો છે તે ભેદની સાધના સિદ્ધ કરવાની અમારી મનસા છે, કે જે સાધના થવાને કશો બાધ નથી. અર્થાત્ અમારે કહેવાનું એમ છે કે બ્રહ્મના જ્ઞાનથી જીવનું જ્ઞાન ભિન્ન છે, કેમકે બ્રહ્મ સર્વજ્ઞ હોવાથી તેનું જ્ઞાન સર્વ વિષયક છે અને જીવ અસર્વજ્ઞ હોવાથી તેનું જ્ઞાન અલ્પવિષયક છે—દેશ કાળાદિકથી પરિચ્છિન્ન છે, માટે તે બે જ્ઞાનનો ભેદ છે.

૬૨. કહોડે બેના જ્ઞાનનો ભેદ કહ્યો તેનું બે વિકલ્પ કરીને બંદી ખંડન કરે છે: બ્રહ્મ ઇ૦—તમે જે બન્નેના જ્ઞાનનો ભેદ કહો છો તે ભેદ બ્રહ્મજ્ઞાનથી જીવે ( જીવના જૂદાપણામાં ) વસી રહ્યો છે કે શુદ્ધ બ્રહ્મમાં રહ્યો છે ?—શુદ્ધ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ જીવના જ્ઞાનથી જૂદો છે ? તે

બીજો પક્ષ ધરો તમે ચિત્ત વિષે, તો તેહનો તોડ છે,
શુદ્ધ બ્રહ્મ વિષે ન ભેદ વસી રે', જ્ઞાને ગ્રહો ખોડ છે;
ત્યારે ત્યાં વળતો વદે મુનિમહા, શ્રુતિ વિષે સિદ્ધ છે,
બંદી કે' અટકાવીને મુનિવરા, શાસ્ત્રે નવે નિષેધ છે. ૬૩
તોયે કો' અનુમાનથી નવ તમે, સ્થાપી શકો તે જરા,
હાર્યા છો અનુમાનમાં મુનિ તમે, જોશો ન છો આ ધરા;
હાવે હું કરૂં એક પ્રશ્ન તમને, બીજો ન કે'વો પડે,
વેદ કર્મ કરો કહ્યું વળી તજો, એ તે ખરૂં શે અડે? ૬૪

---

ઇ૦—તે જો તમે મને ના કહો—ન કહી શકતા હો તો હું તમને ખરૂં કરીને કહું છું: જો ઇ૦—જો પેહેલો પક્ષ ધરો—બ્રહ્મજ્ઞાનથી જીવ જૂદો છે એમ કહો તો તે અમારે મતે પણ ઇષ્ટ છે—એ તો અમે પણ કહીએછીએ કે બ્રહ્મનું જ્ઞાન અને જીવ એ બે જૂદાજ છે: કેમકે જીવ માયા ઉપાધિવાળો છે અને બ્રહ્મજ્ઞાન માયા ઉપાધિ રહિત છે. દોષિત ઇ૦—પણ જીવની ઉપાધિ દૂર કરવાથી તેનો બ્રહ્મજ્ઞાન સાથે ભેદ નાશ પામે છે અને અભેદની સિદ્ધિ થાય છે માટે એ વિકલ્પ કબૂલ રાખવાથી તમે પોતેજ દોષિત (પરાજયરૂપ દોષયુક્ત અથવા સ્વપક્ષહાનિરૂપ દોષયુક્ત) ઠરો છો.

૬૩ બીજો ઇ૦—જો તમે બીજો પક્ષ-શુદ્ધ બ્રહ્મ જીવના જ્ઞાનથી જૂદો છે, એવો પક્ષ ચિત્તમાં ધરો તો તેનો તોડ (નિર્ણય) એવો છે કે કેવળ જ્ઞાન (પછી તે ગમે તેનું હોય) સ્વરૂપ બ્રહ્મવિષે ભેદ વસી રહેતો નથી; જો એક જ્ઞાનથી બીજું જ્ઞાન જૂદું હોય તો તે જ્ઞાનમાં ખોડ (ઉપાધિરૂપ દોષ) છે એમ જાણવું. અર્થાત્ એ ઉપાધિરૂપ ખોડ તજવાથી જેટલાં શુદ્ધ જ્ઞાન રહે તે સર્વે ભેદ રહિત—એકજ છે. કહોડ અનુમાનવાદમાં હાર્યો ત્યારે તેના સમર્થનને માટે શબ્દપ્રમાણ આપે છે. ત્યારે ઇ૦—સ્પષ્ટ છે. શ્રુતિ વિષે—વેદમાં. સિદ્ધ—મેં—(કહોડે) કહેલો ભેદ. શાસ્ત્રે ઇ૦—શાસ્ત્રમાં તો જે જોઇએ તે છે.

૬૪ તોયે ઇ૦—પણ કહો કે તમે તે(ભેદરૂપી સાધ્ય અર્થ)ને અનુમાનથી તો જરા પણ સ્થાપી શકતા નથી! જોશો ઇ૦—હવે તમે આ

એ બન્ને જનવાયકા ખરાં કરો, ( તો ) શાસ્ત્રો વિરોધી ઠરે,
જો ખોટાં દ્વય તો ભણો મુનિ મહા, શાસ્ત્રો નકામાં પડે;
કે'શો એક ખરૂં તદા નિગમ તો, બીજો નકામો થશે,
આપો ઉત્તર વાર શી કરી રહ્યા, આ દેહ ડૂબી જશે. ૬૫
વિચારે વળી ને વળી મુનિ મહા, એવે ઊઠ્યો બંદી તો,
સાહી હસ્ત તડાગમાં શિવ ભણી, નાખ્યા ઋષિ વંદી તો;
એવે શબ્દ થયો ઘટે નહિ તને, રાજા વિદેહી અશું,
આશા બ્રાહ્મણનેજ લક્ષ્મીતણી છે, તેં તો હર્યા રે અસુ. ૬૬

## ઢાળ.

આવ્યો ધન કાજે મુનિ આજે, તેને તેં શું માર્યો,
ઉદ્દાલક ઋષિનો જામાતા, જેણે ભવજળ તાર્યો;

---

ધરા ( પૃથ્વી ) દેખવાના નથી—હાર્યા છો, માટે પાણીમાં ડૂબવું પડશે! હવે બંદી બીજો પ્રશ્ન કરે છે: વેદે ઇ૦—વેદમાં એક ઠેકાણે 'કર્મ કરો' એમ કહ્યું છે. " पंचमहायज्ञानहरहःप्रकुर्वीत "—" નિત્ય નિત્ય પંચ મહાયજ્ઞ કરવા " અને બીજી જગોએ કર્મ તજવાનાં કહ્યાં છે. " नकर्मणानप्रजयाधनेन त्यागेनैकेनामृतत्वमानशुः " " કર્મવડે, પ્રજાવડે કે ધનવડે મોક્ષ મળતો નથી પણ કેવળ ત્યાગવડેજ કેટલાક મોક્ષને પામી ગયા છે." એ બેમાંથી ખરૂં શું હશે?

૬૫ પોતાના પ્રશ્નના ત્રણ વિકલ્પ કરી તેના સંભવિત ઉત્તરોનું ખંડન કરી કહોડને નિરૂત્તર કરે છે: એ બન્ને ઇ૦—સ્પષ્ટ છે. વિરોધી—પરસ્પરનું ખંડન કરનારાં. દ્વય—બે ( કર્મ અને કર્મત્યાગ પ્રતિપાદન કરનારાં ). નિગમ—વેદ ( વેદનું વચન ).

૬૬ તડાગમાં—તલાવમાં. વંદી—નમસ્કાર કરીને. કહોડને તળાવમાં નાખ્યો તે વખતે કહોડની શોધ કરવાને ઉદ્દાલકે મોકલેલા શિષ્યો આવી પોહોચ્યા, અને કહોડને તલાવમાં નાખેલો જોઇ તેઓ શું બોલ્યા તે કહેછે: એવે ઇ૦—સ્પષ્ટ છે. શબ્દ થયો—( શિષ્યોનો ). અશું—આવું—બ્રાહ્મણની હિંસા કરવારૂપ કર્મ. અસુ—પ્રાણ.

જ્ઞાની માની ધ્યાની બનિયો, તેહ વિચાર ન ધાર્યો,
વિધવાપણ પુત્રીને આપી, ગુરૂ હૃદયાગત શાર્યો. ૬૭
બ્રાહ્મણકેરો તાપ નિવારી, ધન આપ્યું મન માન્યું,
આરતનાદ સુણ્યો ન અતિશે, રાખ્યું જ્યમ ત્યમ છાનું;
એવે દ્વિજ બે મળવા આવ્યા, કે કાઢ્યું ઝટ બા'નું,
નીકળતામાં અશુભજ જાણ્યું, ન કર્યું શે પ્રસ્થાનું? ૬૮
આવેલા બે દ્વિજવર બોલ્યા, અંગીરસ ઈમ કા'વે,
ભલ્લૂક અહીં ઉપદ્રવ કરતા, વિઘ્ન ઋષિ ઉપજાવે;
જનકવિદેહી કા'વ્યું ઋષિએ, કો' કે વે'લા આવે,
જનકનૃપતિ કે' આવું વેગે, મુનિ દુઃખ મન નવ ભાવે. ૬૯
આ સેવક મુનિ સાથે આવે, તેથી સરશે અર્થ,
તાપસ અર્થ ન થાયે એથી, તો આવું હું સમર્થ;
એમ વદીને બન્ને કીધાં, વિઘ્ન વડેરાં વ્યર્થ,

---

૬૭ ઢાળ—ચોપાયા. ઉદ્દાલકઋષિ જનકના ગુરૂ હતા તે સંભારી આપીને શિષ્યો કહે છે: જેણે ઇ૦—જે ઉદ્દાલકે તને જ્ઞાન આપીને ભવજળમાંથી તાર્યો છે. વિધવાપણ ઈ૦—તે ઉદ્દાલકની પુત્રીને વિધવાપણ આપીને પોતાના ગુરૂને હૃદયાગત (હૃદયમધ્યે) શાર્યો!

૬૮ શિષ્યોનું વચન સાંભળીને જનકે શું કર્યું તે કહે છે: બ્રાહ્મણ ઇ૦—બ્રાહ્મણકેરો (શિષ્યોનો) તાપ (ધન લેવા સંબંધી ઇચ્છારૂપી) વારીને. આરતનાદ—બ્રાહ્મણોના કલ્પાંતનો અવાજ. એવે ઈ૦—એવામાં બે દ્વિજ (કોઇક બીજા) મળવાને આવ્યા. તેમને જોઇને જનકે બા'નું કાઢ્યું. શું બહાનું કાઢ્યું તે કહે છે: નીકળતામાં ઇ૦—કહોડે નીકળતાંમાંજ જો અશુભ જાણ્યું હતું (અપશુકન થવાથી) તો તેણે પ્રસ્થાનું કેમ કરી ન મૂક્યું!

૬૯ અંગીરસ—એ નામના ઋષિ. ભલ્લૂક—રીંછ. ઋષિ—ઋષિને. જનક ઇ૦—તમે જઈને કહો કે જનકવિદેહી વેહેલા આવે.

પે'લા દ્વિજવર વાટે ચાલ્યા, ગાંઠે બાંધી ગર્થ. ૭૦

પુરનારી પોકાર કરેછે, ધિઃકારે છે ધનને,
ધનથી વા'લું કોઇ નહીં શું, કોઇ ન પૂછે જનને;
મા'મનહર મુનિ મૂકી ચાલ્યા, કેવું કે'વું મનને,
આપણ ને એ સરવે સરખાં, શેણે સેવ્યું વનને ! ૭૧

યુધિષ્ઠિર પૂછે લોમશને, આડકથા એ કેવી,
બ્રાહ્મણને ધન આપ્યું શાથી, જણવો જુક્તિ જેવી;
મૂઢમતિ મુનિવર ! શુ સમજે, સ્પષ્ટ કથા કરી કે'વી,
વળતા વદતા વાડવ વેગે, આખ્યાયિકા એવી. ૭૨

કોડ કહોડ ધરીને જ્યારે, જનકપુરીમાં જાતો,
સુજાતા જનની ભણી જાતી, મળીને કરતી વાતો;
જામાતા તારો તો માડી, જોને મુજને વા'તો,
આ આવું છું કહીને પળિયો, દિન ગયા બે આ તો ! ૭૩

હાવાં અસુ નહિ રાખું માડી, નિશ્ચય ભાખું તમને,
વાદી થઈ માતા કે' વળિયો, જણવ્યું શે નહિ અમને;
બંદી વંદી બૂડાડે ત્યાં, લુબ્ધાઈ શું ધનને,
મૂઢમતિ જીતી નહિ જાણ્યું, લોભી તારા મનને. ૭૪

---

૭૦ વિઘ્ન—બંદીનું કાર્ય કરવામાં—(તેના પિતા વરૂણના યજ્ઞમાં બ્રાહ્મણો મોકલી આપવામાં આવી પડેલી ઋષિના શિષ્યોરૂપ અડચણ). પે'લા—ઉદ્દાલકના શિષ્યો.

૭૧ ધનના લોભને વશ થઇ કહોડના મરણનો શોક તજીને શિષ્યોને જતા જોઈને તેમના ધનલોભનો નગરની સ્ત્રીઓ દ્વારા ધિક્કાર કરે છેઃ પુરનારી ઈ૦—૨૫૯ છે.

૭૨ મૂઢમતિ ઈ૦—હે મુનિવર ! અમારા સરખા મૂઢમતિ પુરૂષો સંક્ષેપમાં શું સમજે ? ૭૩ જામાતા—જમાઈ. ૭૪ અસુ—પ્રાણ. વાદી—વાદ કરવાની ઇચ્છાવાળો.

એમ વદી ગઇ પતિની પાસે, દોડી દોડી દોટે,
જામાતા જળમાં તો ડૂબ્યો, ભામિની ભુમિ લોટે;
ઉદ્દાલક કે' જનકપુરે શું, વાદ વળગ્યો ખોટે !
ત્રાહિ ત્રાહિ વદી શિષ્ય પઠાવ્યા, થયો કુલાહલ મોટે. ૭૫
યુધિષ્ઠિર સુણ સરવે જાણે, વાત હતી વિખ્યાતી,
તેથી ઝટપટ જાણી લીધી, સુજાતા દુખી થાતી;
તે વિદ્યારથી જનક નિકટથી, ધન લેઇ કે'તા ઘાતી,
તો પણ તે નિંદાતા આવ્યા, વદતા કૂડી ખ્યાતિ. ૭૬
ધનલોભ વિષે મુનિ ધિઃક પડો, આ ધન જનકે આપ્યું,
કોડ કહોડતણા તો પૂર્યા, હૃદય સહુનું કાપ્યું;
શોકાર્ણવમાં સરવે ડૂબ્યાં, ભૂલ્યાં તેથી શાપ્યું,
મૂઢમતિ મારી શું ભાખે, માન કવિએ માપ્યું. ૭૭

## વલણ.

કવિ કોવિદે માન માપ્યું, જ્ઞાન ગૂઢ જેમાં વશ્યું રે;
દુર્બુદ્ધિ દીન હીન જન, પ્રેમાનંદ જાણે કશું રે. ૭૮

---

૭૫ ત્રાહિ ત્રાહિ—ત્રાહ્ય ત્રાહ્ય. ( 'રક્ષણ કરો રક્ષણ કરો' એ મૂળનો અર્થ ). ૭૬ વાત—જનકને ઘેર રહેલો બંદી વાદ કરનારાને જીતીને જળમાં ડૂબાડે છે, એ વાત. નિકટથી—પાસેથી. કહેતા ઘા૦—જનક પાસેથી ધન મળ્યું તથાપિ તેને ઘાતી ( હત્યા કરનારો ) કહેતા. શિષ્યો જનકને ઘાતી કહેતા હતા તથાપિ તેમણે ધનનો લોભ કર્યો માટે તે પણ નિંદાતા આવ્યા. અને નિંદાતા છતાં તે શિષ્યો જનકની કૂડી ખ્યાતિ—અપકીર્ત્તિ વદતા હતા. ( ઉદ્દાલકની પાસે ).

૭૭ શિષ્યો જનકની શી અપકીર્ત્તિ બોલ્યા તે કહે છેઃ ધનલોભ ઇ૦—સ્પષ્ટ છે. ત્યારે તમે શાપ કેમ ન દીધો ? તે કહે છેઃ શોકાર્ણવ ઇ૦—સ્પષ્ટ છે. શોકાર્ણવ—શોકનો દરિયો. અથવા, સઘળા શોકસમુદ્રમાં ડૂબ્યા હતા, તેથી કહોડને ઉદ્દાલકે દીધેલો શાપ સર્વે ભૂલી ગયાં. કડવાને અંતે પ્રેમાનંદ કવિ વિનય કરે છેઃ મૂઢમતિ ઇ૦—સ્પષ્ટ છે.

## કડવું ૧૦ મું.

### શ્લોક.

હર ગયા હઠથી તપ કારણે,
સતી સુપુત્ર સૃજી રહી ધારણે;
ઋણવતી તશી ભારતીનંદિની,
ધવ સતી વીસરી સુતવંદિની. ૧

### રાગ સામેરીની દેશી ફેર.

વિસરી વેગે વા'લાને, વનિતા વિસરી માળાને;
જ્યમ ગત શોચ ન શાણાને, દુઃખ ન ઉપજે કાણાને. ૨
ઉપજે નિપજે શાંતિ ધરે, મરૂં કે'તા તે કો ન મરે;
ચાર દિવસ ચટકું લાગે, મારૂં તારૂં વળી જાગે. ૩

---

૧ શ્લોક—દ્રુતવિલંબિત વૃત્ત. આ કડવામાં વિદ્યાવિનોદિનીના દુઃખના આશ્વાસનરૂપ અષ્ટાવક્રનો જન્મ વર્ણવવાનો છે તેનો શિવપત્ની સતીના દૃષ્ટાંતદ્વારા ઉપક્રમ કરે છેઃ હર ઇ૦—જ્યારે હર ( શંકર ) હઠથી ( સતીનું કહેવું ન માનીને ) તપ કરવા ગયા ત્યારે તેમની પત્ની સતીએ સુપુત્ર ( ગણપતિ) સરજ્યો અને તેવડે ધારણે ( ધારણ રાખીને ) રહી. તશી ( તેવી ) ભારતીનંદિની ( વિદ્યાવિનોદિની ) પણ ઋણવતી—સ્વામીના વિયોગદુઃખરૂપી કરજવાળી છતાં તે સતી પોતાના સુત( અષ્ટાવક્ર )નું વંદન કરનારી—અર્થાત્ તેને વખાણનારી હોઇને ધવ ( સ્વામી–કહોડ )ને વીસરી. **પરીકરાલંકાર.**

૨ રાગ સામેરીની દેશી ફેર—હાકળી છંદ. માળાને—પુષ્પની માળાઓને અથવા જપમાળાને. સ્વામીને વીસરી ગઇ ત્યારે તે પતિવ્રતા નહિ હોય, એવી શંકા દૂર કરતાં કહે છેઃ જ્યમ ઇ૦—જેમ શાણાને ( અર્થાત્ તત્વજ્ઞાનીને ) ગત( ગયેલી )વસ્તુનો શોચ થતો નથી અથવા જેમ કાણાને ગત ચક્ષુનું દુઃખ ઉપજતું નથી તેમ સમજણને લીધે તે સતી પણ દુઃખ વીસરી.

૩ અથવા " દુઃખનું ઓસડ દહાડા " એ કહેવત પ્રમાણે દિવસો વીતતાં દુઃખ વીસરવાનો મનુષ્યનો સ્વભાવ છે તે વર્ણે છેઃ ઉપજે ઇ૦ -સ્પષ્ટ છે.

તેવું ચાર દિવસ ચટકું, લાગ્યાથી કે' જીવ પટકું;
ઉંધે શીર્ષ જઇ લટકું, ફૂટ ફૂટ પ્રાણ ન શે ફૂટકું. ૪

પતિ પાખે જીવી શું કરૂં, વર રૂપે ચિતાગ્નિ વરૂં;
પા'ડે ચઢીને જનની ! મરૂં, હા પ્રિય ! કરમાં શુંય ધરૂં. ૫

દુઃખિત કે' તું શેય ડરૂં, મરવાથી શું કાર્ય સર્યું;
કોઈ કે' મમ પુત્ર મુઓ, પતિને એની શુંય રૂઓ. ૬

કોઇ કે' વાંઝણી મૂકી, બાળાપણ ચતુરા ચૂકી;
કોઈ કે' જનની જાતાં, રે એની ઘણું અટવાતાં. ૭

બાપ મુઓ કે'તી બાઇ, દુખ શાં શાં વદિયે ગાઈ;
ઘટમાળા પટશાળા જો, આવે જાવે સંશે' ખો. ૮

મરીચિકા જળથી મૃગ મરે, શાણાં સમજ શું એવી ધરે;
વાહોલિયાં વાચે શું, જીવથકી તું જાયે શું. ૯

---

૪ શીર્ષ—માથું. ૫ વર ઈ૦—ચિતાના અગ્નિને વર કરીને વરૂ—અર્થાત્ તેમાં બળી મરવું પસંદ કરૂં. વિદ્યાવિનોદિની પોતાની માતાને કહે છેઃ જનની—હે જનની ! ૬ દુઃખિત—સુજાતાના દુઃખથી દુઃખિત થયેલી પાડોશણો વગેરે.

૮ દિલાસો આપે છેઃ ઘટમાળા ઈ૦—પાણીના રહેંટની ઘટમાળા ( ઢોળવાંની માળા ) જો; કેટલાંક ભરાઇને આવે છે અને કેટલાંક ઠલવાઇને જાય છે. અથવા પટશાળા ( લૂગડાં વણવાની સાળ ) જો; તેમાં કાંઠલો જાય છે અને આવે છે. અને એ જોઈને તારો સંશે ( સંશય ) ખોઇ નાખ. અર્થાત્ મરવું અવતરવું એ તો દેહનો અનિવાર ધર્મ છે, માટે તારો શોક નકામો છે.

૯ મૃતનો શોક કરનાર પશુ જેવો વિવેકહીન છે તે સંસારની ક્ષણભંગુરતા બતાવીને વર્ણે છેઃ મરીચિકા ઈ૦—મરીચિકા( કિરણો )ના જળથી અર્થાત્ ઝાંઝવાંના પાણીથી ( તે પાણી પીવાની આશાથી અથડાઈને ) મૃગ ( હરણ ) મરે છે, પણ જે શાણાં ( મનુષ્યો ) હોય છે તે શું એવી ( પશુ જેવી ) સમજ ધરે છે ?—નથીજ ધરતાં.

બોલ ઉથાપે તારૂણી, ઘેલી પીધા શી વારૂણી;
કંઠે પાશ કરીને મરૂં, નવતર જીવતર શું હું ધરૂં. ૧૦
તર્ત તડાગ વિષે હું પડું, કે સતી થઇ નૃપતિ શુ વઢું;
ભરતાર વિના જીવી શું કરૂં, હા ! જનની શે ઉદર ભરૂં. ૧૧
જળમાં ઘણી ધનકાજે રે, મુઓ તો મળું આજે રે;
ત્રાહિ ત્રાહિ વિલાપ કરે, શિર કૂટે કર જનની ધરે. ૧૨
અંગ અનુપમ ગળતું ઘણું, ઘટતું નવ પતિ નિરદયપણું;
ધન કાજે ઘણી પ્રેર્યા મેં, વાલમ ના'વ્યા હેર્યામે. ૧૩
કુચફળ ભુજબળ માગે છે, અશ્રુ અપારજ ત્યાગે છે;
વેણી તો દુખદેણી છે, વાસુકી વળગ્યો વેણી છે. ૧૪
(હા !) વિરહવન્હિ મૃગનેણી છે, માનિની મોહે મેણી છે;
પતિ વિણ ભરપુર રેણી છે, નારી નકામી કે'ણી છે. ૧૫
પિયર આપડી બેની છે, આથ હવે શી એની છે;
શલ્યારૂપી શાણી છે, નાથ નમેરા ! કા'ણી છે. ૧૬

---

૧૦ બોલ ઇ૦—વૃદ્ધોના પૂર્વે કહેલા બોલને તારૂણી ( સુજાતા ) ઉથાપે છે—માનતી નથી. કેમ માનતી નથી ? ઘેલી ઇ૦—વારૂણી ( મદ્ય ) પીધા શી ( પીધું હોય તેના સરખી ) તે ઘેલી ( મોહથી વિવેક રહિત ) થયેલી છે માટે. ન માનીને શું કહે છે ? કંઠે ઇ૦-સ્પષ્ટ છે. પાશ—ફાંસો. નવતર—નવું. અથવા હું શું નવું જીવતર ધરૂં—નવો જન્મ લેઉં—મરી જાઉં !

૧૧ તડાગ—તળાવ. નૃપતિ-રાજા—જનક. ૧૨ ધરે—પકડે. ૧૩ સુજાતા વિલાપ કરે છેઃ અંગ ઇ૦—સ્પષ્ટ છે. હેર્યામે—જોયામાં. ૧૪ વાસુકિ ઇ૦—વાસુકિ નાગ સરખી વેણી તે જાણે ખરેખરો વાસુકિજ ન વળગ્યો હોય તેના જેવી દુઃખદાતા છે. ૧૫ વન્હિ—અગ્નિ. મૃગનેણી—મૃગનેણીને. મેણી-મીણો ચઢેલી—મૂર્છિત થયેલી. પતિ ઇ૦—પતિ વગર ભરપૂર જગત્ ( તે સ્ત્રીને મન ) રેણી ( રાતરૂપ-અંધકારમય ) છે. અને પતિ વિના નારી નકામી છે એવી લોકોની પણ કે'ણી—કહેવત છે.

શું નવરૂની નિશાની છે, કે ગૌરવ ગુમાની છે;
હઠીલી જાત પિછાણી છે, (પતિ) કર્મ ફૂટયાની ઇધાણી છે. ૧૭
ખાંતથી ખરી ખરાબી છે, મનસા શી રીત દાબી છે;
શું વનકેલી મેલી છે, જમપુરમાં રંગરેલી છે! ૧૮
(પ્રભુ) દુખિયારી સાહેલી છે, અણઆનંદની હેલી છે;
કે કરડાગી છેલ્લી છે, વેળા વડી વે'લી છે. ૧૯
ઓધાને પ્રભુ પીડા છે, નાથ નકામી ક્રીડા છે;
ભીડા ઘાલ્યે ભીડા છે, નાથ ન જાણું મીઢા છે. ૨૦
મરવા પછી તો માઠું છે, ખંડિતમાં શું ખાટયું છે;
જ્ઞાન તમારૂં ગાઢયું છે, નારાયણપણું નાઠું છે. ૨૧
મોત અમારૂં કેશે છે, વાણી નવ મીન મેષે છે;
ઘટિકા બે ત્રણ શેષે છે, આજે વાત વિશેષે છે. ૨૨
મૌક્તિક જેવાં આંસુ છે, તમ વિણ જીવતર ફાંસુ છે;
રદ રસના વિચ હંસા છે, પતિ મોટી સ્ત્રીહિંસા છે. ૨૩
પ્રાણપતિ હું ઘે'લી છું, વાટે વળવા વે'લી છું;
સાથે વસવા સે'લી છું, અબળા પણ અલબેલી છું. ૨૪

---

અથવા સ્ત્રીને લોકો જે નારી (અરિ-શત્રુ વિનાની) કહે છે તે કંણી નકામી છે. કેમકે તેને પણ કાળ રૂપી અરિ નડે છે.

૧૭ સ્વામી પોતાને ન મળતાં સ્વર્ગમાં ગયા માટે તેને ઠપકો આપે છેઃ શું ઇ૦—સ્પષ્ટ છે. ૨૦ ભીડા—વધરા. ભીડા—ભીડ—સંકડામણ.

૨૧ ખંડિત ઇ૦—આપણું જોડું ખંડિત થવામાં શો નફો છે? ૨૨ કેશે—કેશના સાધનથી—ચોટલાની આંટીવડે ફાંસો ખાઈને. મીન મેષે—અર્થાત્ સંદેહયુક્ત. ૨૩ રદ ઇ૦—રદ (દાંત) અને રસના (જીભ) એ બેની વચ્ચે હંસા (પ્રાણ) છે. અર્થાત્ જીભ કરડીને મરીશ.

૨૪ વાટે—મરણની વાટે. અલબેલી—શોખીન (સ્વામી સાથે રહેવામાં).

કેશ ઇમ વદી છોડું છું, કર્મ અમારૂં ખોડું છું;
આ ભવ બંધન તોડું છું, પ્રભુ ! કર તમને જોડું છું. ૨૫

કેશ વછોડી ફાંસ કરી, કંઠે પાશ ધરી શું મરી;
જનનીથી ઝાલી નવ રહી, જાણે નિશ્ચય જમપુર ગઇ. ૨૬

ગોરાણી તો ગાભરી શી, પોકારે પરમેશ્વરી શી;
હા ! હા ! રે ! રે ! ધાઓ કો, પુત્રી મરતી સા'ઓ કો. ૨૭

કેશતણે પાશે જીવ દે, વારે વારે શિવ શિવ કે';
કોલાહલ હલકે તો ત્યાં, થાયે ના'યે મુનિવર જ્યાં. ૨૮

રૂડા ભુંડા રવ સાચે, સુણીને કોઇ નવ રાચે;
સો પંચાશે લેખું કશું, જ્યાં ત્યાંથી જન આવી વશું. ૨૯

ઉદ્દાલક મુનિ ધાઇને, આવ્યા પુસ્તક સા'ઇને;
શું છે શું છે વદતા તે, આ તે શી ઉનમદતા જે. ૩૦

શાણપણું કંઇ રાખો રે, કલિવત ચેષ્ટા નાખો રે;
નારી કે' નવ રે'તી આ, હું મરૂં હું મરૂં કે'તી આ. ૩૧

સ્વામી મરવા લાગી સહી, જ્યારે દીનતા વિસરી નહીં;
ત્યારે તેડ્યા મુનિ અમો, આવ્યા જેથી જાણો તમો. ૩૨

વનિતા વારૂ એ કીધું, દુખ દેવાથી શું સીધ્યું;
વ્યર્થ થયું વર હું કા'વ્યો, દોડીને દડબડ આવ્યો ! ૩૩

---

૨૬ કંઠે ઇ૦—કવિ કહે છે કે, જાણે કંઠે ફાંસો ખાઇને મરી ગઇ હોય તેવો ઘાટ કર્યો !

૨૭ ગોરાણી—ઉદ્દાલકની સ્ત્રી—સુજાતાની માતા. ૨૯ રવ—અવાજ. ૩૧ કલિવત્ ચેષ્ટા—કલેશ ઉત્પન્ન કરનારાના જેવી ચેષ્ટા.

૩૩ દુઃખ દેવાથી—મને અહીં બોલાવી મિથ્યા કષ્ટ આપવાથી. કારણ કે આ સર્વ પ્રપંચ મિથ્યા છે તેને સત્ય માનીને તેને અર્થે મારે ન આવવું જોઇએ છતાં તમે મને બોલાવ્યો, એ અઘટિત કર્યું છે. વર—શ્રેષ્ઠ.

જન મળિયા કાઢ્યા જે જે, રાખ્યા શાણા નહિ તે તે;
ગયા પુત્રી પાસે ચાલી, શુદ્ધિમતી કરી કર ઝાલી. ૩૪
શાં ગાંડાં કાઢે ઘેલી, શીખી વિદ્યા વીસરી પે'લી!
શું હતું ને ગયું શું બાળી, ચિત્ત વિષે જો સંભાળી. ૩૫
પાંચે ભૂતે વપુ જાણો, વારિ જળ લીધું પીછાણો;
આત્મા પરમાત્મા પૂરો, જે છે શાંતિમાં શૂરો. ૩૬
તે થાય ન વા'લી ચૂરો, પ્રાણપતિ છે ભરપૂરો;
રે અઘટ વિચાર અધૂરો, નવ કરવો મોહ મધુરો. ૩૭
ઉપજાવે દુ:ખ આવ્યેથી, રૂપ ભાવે નવ જાવેથી;
એવું અસત સત શું માને, તજ તજ તનથી તૃષ્ણાને. ૩૮
છો સ્વપ્નતણે સંબંધે, થઇ જાગ્રત લાગો ધંધે;
અંધ રીઝે જોઇ અંધે, કૂટાય કરમથી બંધે. ૩૯
તોય વદે સુખી સારા, જાણો જશવંતી નિરધારા;

---

૩૪ રાખ્યા ઇ૦—શાણા હતા તેમને પણ નહિ રાખ્યા. શુદ્ધિમતી કરી—બેભાન હતી તેને ભાનવાળી કરી. ૩૫ વિદ્યા—બ્રહ્મજ્ઞાન. ૩૬ વપુ—શરીર. વારિ ઇ૦—પાંચ ભૂતમાંથી વારિ( જળ )ના ભાગ રૂપ દેહને જળે લીધો એમ વિચારો.

૩૭ અઘટ—ન ઘટી શકે એવો. દેહ જે આત્મા નથી તેને તું આત્મા માને છે એ વિચાર અઘટિત છે. મોહ ઇ૦—મોહને મધુરો ( મીઠો ) ન કરવો.

૩૮ અસત્ દેહ ઉત્પત્તિ વિનાશવાન હોઇને તે સુખદાતા નથી એમ વર્ણે છે: ઉપજાવે ઇ૦—સ્પષ્ટ છે. આવ્યેથી—ઉત્પન્ન થયેથી. રૂપ ઇ૦—તે જાવેથી ( નાશ થવાથી ) પણ તેનું રૂપ ભાવે—ગમે એવું રહેતું નથી. ૩૯ જાગ્રત—અર્થાત્ જ્ઞાની. અંધ—મોહાંધ.

નાવે નર આવી બેસે, પુર પોળ લહી લહી પેસે. ૪૦
તેવો મેળો છે આ તો, કાળ સમીર સુસવી વાતો;
વાચે સીધો તો સારૂં, પાર ઉતારે અવિધ્યારૂં. ૪૧
ભવનિધિમાં વાંકો વાતાં, વા'ણો ખડકે ખુંદાતાં;
જેની અવધી જ્યાં થાતી, દોરી તૂટી ત્યાં જાતી. ૪૨
ભગભગતા પાણી પૂરે, ડૂબે દામોદર દૂરે;
તેને ઝાલી કો રાખે, મારો મારો કે' લાખે. ૪૩
ગયું તે તો ગયું કયમ જાણ્યું, હતું શું ને થયું શું રાણું ?
ગોરાણી કે' સહુ ખોટું, ગયું તે તો ગયું છે મોટું. ૪૪
જે જે જોઇએ આંખે, (તે) ખોટું કે'તાં જીવ ઝાંખે;
કાને સુખનો સ્વર સૂણી, ખાંતે ખોટું કે' અગુણી. ૪૫
મારી મીઠી ! રે માડી ! આવે દુખ અંબા આડી;
ચૂડા ચાંલ્લાનું સર્વે, સુખ ગયું ગોરી અપવર્ગે. ૪૬
ભાખી એમ રડે રામા, ધડપછડ કરે ઉધામા;
કે'તી ખોટું શો ભાખો, સત્ય વદી રડતી રાખો. ૪૭
ઉદ્દાલક કે' ઘે'લી છું, એનાથી વધુ મેલી છું;

---

૪૦ પતિ પત્ની વગેરેનો મેળાપ નાવમાં મળેલા લોકો જેવો વર્ણે છે: નાવે ઈ૦—સ્પષ્ટ છે. પુર ઈ૦—જ્યાં જ્યાં પોતાનું પુર (ગામ) કે પોળ આવે ત્યાં ત્યાં તે જોઈને તેમાં પેસે છે. ૪૧ સુસવી—સુસવાટા કરીને.

૪૨ ભવનિધિ—સંસારસમુદ્ર. ૪૩ દામોદર ઇ૦—એ ડૂબનારાથી દામોદર (ભગવાન) દૂરજ છે. લાખે—લાખો જણા પણ. ૪૫ ઉદ્દાલકનું બ્રહ્મજ્ઞાન તેની પત્નીને આવે વખતે રૂચતું નથી તેથી તે કહે છે: ગોરાણી ઇ૦—સ્પષ્ટ છે.

૪૬ આવે ઇ૦—તારા દુઃખમાં અંબા માતા આડી આવશે ! અપવર્ગે—સ્વર્ગમાં.

આંખે મૃગ મૃગજળ જોઇ, મૂઢ રહેતાં નહિ રોઇ ? ૪૮
આંખે જોઇ શે ભૂલે, થઈ દીન હીન શે ફૂલે;
દોડી દોડી દમ માંહી, ખૂવે જીવ જરૂરે ત્યાંહી. ૪૯
એનો ઉત્તર શો દીજે, મોટું ખોટું કે' ખીજે;
કાને સાંણ્યો છો ચારૂ, તેનું કારણ વિચારૂં. ૫૦
વેણુમાં વાયુ પેસે, થાય મધુર રવ ઉજેસે;
શ્રવણે સુણતાં તે સર્વે, મૃગગણ આવે નવ ધર્વે. ૫૧
નાદ નકામો ઝટ થાયે, વાંસે વાંસ સળગી જાયે;
કાને રવ સુણ્યો જ્યાંહી, બીજે દિન ખાખજ ત્યાંહી. ૫૨
શું વાયુ ગયો તે ગોરી, તુજવત મૂઢ નથી કંઈ છોરી;
વળી બીજું સત હું ભાખું, એમાં મુખ કોનું ન રાખું. ૫૩
તુને ન કે'વું અસત મારે, સત્યારથ મન વિચારે;
જનકવિદેહી નૃપ જાણો, જેનાં નિગમ વિચ વખાણો. ૫૪
તે વાડવ નાશ વિચારે ? શાણી સમજ તું આ વારે;
દૌહિત્રવડે રે દુહિતા, થાશો સુખી દુઃખજિતા. ૫૫

---

૪૮ મેલી—મલિન વાસનાથી અશુદ્ધ અંતઃકરણવાળી. ઉદ્દાલક સ્ત્રીએ કહેલા પ્રશ્નના ઉત્તર આપે છે. સ્ત્રીએ કહ્યું કે આંખે જોયું તે ખોટું કેમ કહેવાય ? તેના જવાબમાં કહે છે: આંખે ઇ૦—સ્પષ્ટ છે. મૃગજળ—ઝાંઝવાંનું પાણી.

૫૦ મોટું ઇ૦—પછી તું ખીજીને મારૂં કહેલું મોટું ખોટું કહે તો ભલે કહે. કાને સાંભળ્યું તે ખોટું સાબીત કરે છે; વેણુ ઇ૦—સ્પષ્ટ છે.

૫૧ વેણુ—વાંસ. મૃગગણ—હરણનું ટોળું. ધર્વે-તૃપ્તિથી. તૃપ્તિ ન થવાથી મૃગગણ તે તરફ નાદ સાંભળવા દોડી આવે છે।

૫૨ તું કહેશે કે ત્યારે એ નાદ ખરો છે, તો વિનાશી હોવાથી ખોટો છે તે બતાવે છે: નાદ ઇ૦—સ્પષ્ટ છે.

૫૫ આ વારે—આ વખતે. વરદાન આપે છે: દૌહિત્ર—દીકરીનો દીકરો. દુઃખજિતા—દુઃખને જીતી લીધું છે એવી.

સુણી આશિર્વાદ પિતાનો, જોઇ અત્યાગ્રહ માતાનો;
શોક તજી અશોકા થાતી, ત્રિ ઉપોષણ તજીને ખાતી. ૫૬
વીતતા દિન બહુ ઇમ ચાલ્યા, અષ્ટાવક્ર ઉદર મા'લ્યા;
એવે પ્રસૂતા થઇ જનની, ભ્રાત સુણી પીડ ગઇ મનની. ૫૭
કંથતણો પંથજ ભૂલી, ચંપક ફૂલ શી કળી ફૂલી;
મન ભ્રાતા જોવા લાધ્યું, વે'મવડે કાર્ય ન સાધ્યું. ૫૮
વળી થાતો આનંદ ઉણો, દૂમો દુખ દેતો દૂણો;
ધવ ધવ કરતો ધ્રવ આવે, નવ સુખ ઘડી કેશવ લાવે. ૫૯
એમ વદી વિલપે બાળી, નાખે મસવાડા ટાળી;
વળી વિરહ વીસરે જાગે, નવ આવે રતિ અનુરાગે. ૬૦
નવ માસે પ્રસવ નવ હવો, વાંમા કરતી વર અનુભવો;
મતવાદી કંપે મનમાં, તાપ તરૂણીથી તનમાં. ૬૧
સવિતા ઘૂવડ લહિ ન શકે, કેવો છે તે કહી ન શકે;

---

૫૬ ત્રિ ઈ૦—ત્રણ ઉપોષણ (અપવાસ) તજીને ખાતી–ત્રણ દિવસના અપવાસ થયા પછી તેણે ખાધું.

૫૭ જનની—સુજાતાની મા. (કેમકે તે પણ ગર્ભવતી હતી). ભ્રાત ઈ૦—શ્વેતકેતુ જન્મ્યો એમ સાંભળીને અથવા ભાઈ (અર્થાત્ છોકરો) આવ્યો એમ સાંભળીને તેના મનની પીડા ગઇ.

૫૮ વે'મ—ગર્ભવતી સ્ત્રીથી સુવાવડી પાસે જવાય નહિ કે તેનું મોઢું જોવાય નહિ એવો વેહેમ.

૫૯ દૂમો—(દુઃખનો). ધવ ઈ૦—તે મનમાં વિચારે છે કે મારો ધવ (સ્વામી) ધબ ધબ કરતો આવે એવું સુખ ભગવાન નથી લાવતા. ૬૦ મસવાડા—મહિના. મહિના ગત કરે છે.

૬૧ વામા—સ્ત્રી (સુજાતા). વર–ઉત્તમ. અનુભવો—ગર્ભવતીને જે ભાવ અભાવના અનુભવ થાય છે તે. પેટમાંના ગર્ભના ગુણ સ્ત્રીમાં માલમ પડતા હતા તે વર્ણે છેઃ મતવાદી ઈ૦—સ્પષ્ટ છે.

ચક્ષુ ચકચંકતી તો કા'વે, અંધારી આંખે આવે. ૬૨
સૂરજ સંન્મુખ તો કંપે, અંધારે જઇને જંપે;
તેવી ગતિ મતવાદીની, છે દ્વૈતગતિ પ્રમાદિની. ૬૩
મૂરતિ કર જોડીને રે', આગમ કર ઓડીને રે';
નિગમની ગમ નહિ જ્યાં સુધી, એવી મતિનો તે સુધી. ૬૪
થાય અભાવા કેમ કહું, સાગરથી જળ ચંચુ ગ્રહું;
મતવાદી માટી પ્રિય થઈ, દ્વૈત પદારથની ગતિ ગઈ. ૬૫
માટીમાં માટી મળી રહે, એની વિરલાં પ્રીતિ લહે;
માટીને માથે શું હશે, વિજ્ઞાની વાણી વિલસે. ૬૬
મતિમત મંદ ગતિ શી થઇ, અળગી આળસથી ન રહી;
તેજોમય હતી તારૂણી, રક્તરૂપા થઇ વારૂણી. ૬૭
વળી પ્રક્ષેપકતી પ્રકટી, રે ચતુરા મૂકી ચટપટી;
સુમન સરોજથકી ચંપે, હાંફે નિશદિન નહિ જંપે. ૬૮

---

૬૨ દ્વૈતમતવાદીને અદ્વૈત કેમ દેખાતું નથી તે દૃષ્ટાંતથી બતાવતાં ભાવિ અષ્ટાવક્રનો સિદ્ધાંત વર્ણે છે; સવિતા ઇ૦—સ્પષ્ટ છે: સવિતા—સૂર્ય.

૬૩ પ્રમાદિની-પ્રમાદવાળી ( દ્વૈતગતિનું વિશેષણ ). ૬૪ મૂરતિ ઇ૦-જેના આગળ દેવાદિકની મૂર્તિઓ કર જોડીને રહે છે તથા આગમ( શાસ્ત્રો ) જેના આગળ કર ઓડીને ( હાથ ધરીને ) રહે છે, તથા નિગમ( વેદ )ની ગમ જ્યાં સુધી નથી, એવી મતિનો તે સુધી ( સારી બુદ્ધિવાળો ) હતો.

૬૫ સુજાતાના ભાવ વર્ણે છે: મતવાદી ઇ૦—મતવાદીરૂપી માટી તેને પ્રિય થઇ. ( ગર્ભવતીઓને માટી ખાવી ભાવે છે તે પ્રસિદ્ધ છે ). અભાવ વર્ણે છે. દ્વૈત ઇ૦—દ્વૈત પદાર્થની ગતિ તેની પાસેથી ગઇ—દૂર થઈ—દ્વૈતવાદ તેને પસંદ પડતો નથી. ૬૭ મતિમત—બુદ્ધિવાળી. વારૂણી-મદ્ય.

૬૮ પ્રક્ષેપતા—નાખ્ય—ઉલટી. ચટપટી—અર્થાત્ ચંચળતા. કોમળતા વર્ણે છે. સુમન ઇ૦—સરોજ( કમળ )નાં સુમન ( પુષ્પ )

થોડું ખાય ગુરૂપણુ તજે, લોક કહે સતી સ્વામી ભજે;
દૌહૃદ પીડે સ્વામીથકે, અવળામાં સવળું શું ટકે.* ૬૯
ભ્રમિત મન પુરૂષ જ્યમ ભમે, ત્યમ વૃત્તિ નવ સતીની શમે;
આવે માશી મામી થઇ, કે' ઘેલી ગોરી સૂકઇ. ૭૦
એવી પતિની પીડા છે, કંથ વિના શા ક્રીડા છે;
ગયું પાછું નવ આવે રે, બ્રહ્માદિક નવ લાવે રે. ૭૧
અટવાયે છે શાથી તું, મારી મીઠી માથે હું;
જગધાં ટાંડો જદપિ જણ્યાં, દૌહૃદ દુઃખ મનથી નવ લણ્યાં. ૭૨
સતી પતિને વીસરી દુખમાં, ભામિની ભાવ તજે ભૂખમાં;
એમ દિન ગત કરી દયિતા, સૂતી રાત અભયભીતા. ૭૩
શય્યા આરોહણ માંહે, પરિહાસે સતી દુખી ત્યાંહે;
વાદ વિષે વઢવા પૂરી, વાદી જીત વિષે શૂરી. ૭૪

---

થકી તે ચંપે—ચંપાઈ જાય છે—પુષ્પનો પણ ભાર લાગે છે.

૬૯ ગુરૂપણુ—ભારે પદાર્થ ખાવાના. તેનો અલ્પ આહાર અને ભારે પદાર્થો ન ખાવાની રૂચિ જોઇને લોકો કહે છે કે એ સતી તો સ્વામીને ભજે છે માટે થોડું થાય છે અને ભારે પદાર્થ ખાતી નથી ! દૌહૃદ ૪૦—પણ કવિ કહે છે કે એને સ્વામીથકે ( સ્વામી કરતાં ) તો દૌહૃદ ( ગર્ભાવસ્થાના ભાવ ) વધારે પીડતા હતા. પણ બધા લોકો તે અભાવનું કારણ સ્વામીવિયોગ માનીને અવળું કહેવા લાગ્યા ત્યાં મારૂં સવળું કારણ શું ટકી શકે?

૭૨ કવિ કહે છેઃ જગધાં ૪૦—તે દિલાસો આપનારી સ્ત્રીઓએ જદપિ ટાંડો ( પેઠ ) જગધાં ( છોકરાં ) જણ્યાં છે તથાપિ મનથી એમ ન લણ્યાં ( સમજ્યાં ) કે આ સ્વામીવિયોગની પીડા નથી, પણ ગર્ભાવસ્થાના અભાવાનું દુઃખ છે !

૭૩ ભામિની ૪૦—અને ગર્ભ દુઃખથી તે ભામિનીએ ભૂખનો પણ ભાવ તજ્યો—ભૂખ પણ તેને લાગતી નહોતી. દયિતા—( કહોડની ) વાહાલી સ્ત્રી. અભયભીતા—નિર્ભય થઈને.

૭૪ શય્યા ૪૦—તે સ્ત્રી શય્યામાં આરોહણ કરવાના કામમાં અથવા પરિહાસમાં ( હસવામાં ) દુઃખી હતી તથાપિ વાદ વિષે ૪૦—સ્પષ્ટ છે.

સંભોગાદિક ભૂલી ગઈ, વેરાગણ તો પૂરી થઇ;
પ્રાતઃકાળ થયો જ્યારે, ઉચ્ચસ્થાન સૂરજ ત્યારે. ૭૫
ભોમ શનિ સહુ છે તેવા, કેંદ્રસ્થાન ગુરૂ વર એવા;
પૂર્ણિમા પૂરી થાતાં, અષ્ટાવક્ર લહી મકલ્હાતાં. ૭૬
થાળી ઠોકી ભય ભાગ્યો, ઉદ્દાલક મુનિ અનુરાગ્યો;
જઈ જાતકરમ વિધિ કીધી, નવનિધિ દ્વિજજનને દીધી. ૭૭
શોક અશોક સજે સર્વે, નહીં મળતી પતિ વિણ પર્વે;
દ્વૈતતણા વાદો ડૂબ્યા, અદ્વૈત પદારથ લુભ્યા. ૭૮
મત સર્વ વિષે વળિયું મીંડું, અદ્વૈતરૂપ થયું રીડું;
શાપથકી શાપિત જો છે, ઢાંકયો પણ અગ્નિ તો છે. ૭૯
તત્વમસિ તાણીને કે', ઇમ રડતાં છાનો ના રે';
ગોરી ગુણ ગાય અતિ ઘણા, સુખ વિષે ત્યાં શાની મણા. ૮૦
આઠ જગાથી વાંકો છે, માતાને મન ફાંકો છે;
કહીં ભાઈ રૂપાળો છે, કાળો પણ મુજ બાળો છે. ૮૧

---

૭૫ અષ્ટાવક્રનો જન્મ વર્ણે છેઃ પ્રાતઃકાળ ઇ૦—સ્પષ્ટ છે. ઉચ્ચસ્થાન ઇ૦—જ્યારે સૂર્ય ઉચ્ચસ્થાનનો હતો.

૭૬ તેવા—ઉચ્ચસ્થાનના. કેંદ્રસ્થાન—જન્મકુંડળીની વચલી ચોકડી—ચાર ખાનાં. વર એવા—એવા શ્રેષ્ઠ ગ્રહો.

૭૭ જાતકરમ—જાતકર્મ ( જન્મ પામ્યા પછીનો સંસ્કાર ). નવનિધિ—અર્થાત્ દાન.

૭૯ મીંડું વળ્યું—અર્થાત્ નાશ પામ્યા. કેમકે અદ્વૈતનો સ્થાપન કર્ત્તા અષ્ટાવક્ર પ્રકટયો. રીડું—મજબત. શાપ—પાંચ વરસ સુધી અષ્ટાવક્ર બોલે નહિ એવો કહોડે દીધેલો શાપ. ૮૦ તત્વમસિ—( પાછળ વિવેચન કર્યું છે ). ૮૧ ભાઈ—શ્વેતકેતુ.

વેદ ભાણી એ આવ્યો છે, સુખડાં સાથે લાવ્યો છે;
શું જુગ જોડી એવી છે, લુબ્ધા જોવા જેવી છે. ૮૨
તે પ્રિય પતિને ભૂલી છે, સુત જોઈને ફૂલી છે;
રે મનસા એવી માઠી, વેરાને નવ જે ગાઠી. ૮૩
ઝોળીમાં સુવા લાગ્યો, ચિંતા ધરતી શું જાગ્યો!
બેસો બેસો કે' ભાઈ, વદન દુખે ગુણલા ગાઈ. ૮૪
ચાલો શીખો ચતુરાઈ, બાળે મરચાંને રાઈ;
વાંકી ચાલે ચાલો ના, વાંકું વાંકું ભાળો ના. ૮૫
કામની કે' મુજ કાલો ના, કુટેવો શે ટાળો ના!
પંચ વર્ષ ઇમ વિત્યાં ત્યાં, જ્ઞાન ઘણેરૂં ઉપન્યું જ્યાં. ૮૬
તે વરણન કરી શું કહિયે, ગુણ ગાતાં થાકી જઇએ. ૮૭

વલણ.

થાકી જઇએ ગુણગણ ગણતાં, રસના એકની એક રે;
બુદ્ધિબાઈ પણ એકલી, એકલા પ્રેમ વિવેક રે. ૮૮

---

૮૨ કવિ કહે છેઃ શું ઇ૦—શું અષ્ટાવક્ર જેવી જગત્માં જોડી છે? અર્થાત્ એવો કદરૂપો બીજો કોઇ નથી. તથાપિ (તેની માતાની) લુબ્ધા (પ્રીતિલોભ) જોવા જેવી છે! અર્થાત્ એવા કદરૂપા ઉપર પણ માનો એવો પ્રેમ હોય છે એ જોવા જેવું છે!

૮૩ વેરાને—જંગલમાં. ૮૫ અષ્ટાવક્રપણું માતાના વચનદ્વારા વર્ણ્યું છેઃ વાંકી ઈ૦—સ્પષ્ટ છે.

૮૬ મુજ ઈ૦—તું શું મારો કાલો (અર્થાત્ નાનો છોકરો) નથી! ત્યારે એવી કુટેવો કેમ ટાળતો નથી!

૮૮ એકરૂપ અદ્વૈતની વ્યંજના કરતાં અષ્ટાવક્રના જન્મવર્ણનનો ઉપસંહાર કરે છેઃ થાકી ઇ૦—સ્પષ્ટ છે. પ્રેમ શબ્દના શ્લેષવડે કવિએ પોતાનું નામ મૂક્યું છે માટે મુદ્રાલંકાર.

## કડવું ૧૨ મું.

### શ્લોક.

માર્યો રામે દ્વિજવર ભલો, સ્ત્રી હર્યાથી રૂપાળો,
કીર્ત્તિકન્યા નવવરી કદી, જે વર્યો કુશ કાલો;
તોયે તેનેં ક્ષમગુણ ધરી, શ્રીહરિએ ઉગાર્યો,
પોતાકેરૂં અગુણી ગુણી કે', તાપ સંતાપ તાર્યો. ૧

### રાગ ગોડીની ચાલ લેહેકણી.

પોતાપણું વસતું સરવે માંહી, માનવ દાનવ દેવ વિષે રે,
આ મારૂં છે આ એનું છે, વદવી વાણી મૃષા મિષેરે;
જે જેનું તે તેનું જાણો, મીડાં મુખ કરશે ફાંસુ રે,
કષ્ટ ધરે અતિ નષ્ટ થવાને, પરકાજે લાવે આંસુ રે. ૨

---

૧ શ્લોક—મંદાક્રાંતા. પુત્ર તથા દૌહિત્ર વચ્ચે ઉદ્દાલક મુનિનો વિષમ ભાવ જોઇ અષ્ટાવક્ર પોતાના પિતાનું મૃત્યુ જાણવાને સમર્થ થાય છે એ બાબત આ કડવામાં આવશે, એમ સૂચવતાં રામના દૃષ્ટાંત દ્વારા કવિ ઉદ્દાલકનો પુત્રપ્રતિ પક્ષપાત વર્ણે છેઃ માર્યો ઇ૦—રામે પોતાની સ્ત્રીના હરણના નિમિત્તથી રૂપાળો અને ભલો દ્વિજવર (રાવણ) માર્યો, પણ રામની કીર્તિરૂપી કન્યા જેને કાલો (બાળક) કુશ વર્યો તેને તો તે (રાવણ) કદી વર્યો નહોતો; એમ છતાં પણ શ્રીહરિએ (રામે) ક્ષમ (ક્ષમા) ગુણ ધરીને તેને (કુશને) ઉગાર્યો. અર્થાત્ પોતાની કન્યાને વરનાર પુત્રે તો સ્ત્રીહરણ કરનાર કરતાં પણ મોટો અધર્મ કર્યો તેને રામે ક્ષમા કરી અને તેનાથી ઓછો અધર્મ કરનાર રાવણને હણ્યો, એ રામનો પુત્રપ્રતિ પક્ષપાતજ છે. એ પક્ષપાત બતાવે છેઃ પોતા ઇ૦—પોતાનું બાળક અગુણી હોય તો તેને ગુણી કહે, તથા તેણે તાપ અને સંતાપમાંથી મને તાર્યો એમ કહે, એ રીતિજ છે.

૨ રાગ ગોડીની ચાલ લેહેકણી—લીલાવતી છંદ. ૨ આ ઇ૦—આ મારૂં છે અને આ એનું છે એવી વાણી મૃષા (મિથ્યા) છે એમ વદવુ, તે મિષે (મિષવડેજ) છે—અર્થાત્ એ તો એક બાહાનું છે. અથવા,

જન બીજા કાજે મરવા ધારે, મરવા જાયે એ સાચું,
જનક ન હોય કદાપિ કોઇને, કે' બીજો જોઈ રાચું;
જો એને માથે બિરાજું હું, તો એને શું છે કાચું,
પણ એ સર્વે ક્યારે ચાલે કે, ભાળે નહિ સ્વયતનું ડાચું. ૩
રે આવી ભૂલ્યો અવનિમાંહી, કે'શો કરતા અજ્ઞાની,
પણ મત મારે પોતાપણું ધારે, વિજ્ઞાની કે મા'જ્ઞાની;
તવ કોઈ કે' એ સર્વે જૂઠું, ભૂલે ભૂસુર મા'માની,
નવ એમ બને કદી સાચે સાચું, ધ્યાન કરી ચૂકે ધ્યાની. ૪
શ્રી પ્રભુ જે પોતે સમ્યક્ શંકર, બ્રહ્મા ભૂલ્યા એવામાં,
ભક્તો મૂકી ભટક્યા છે ભવમાં, લાગી સ્વયની સેવામાં;

---

આ મારૂં છે તેજ આ એનું છે—મારા એનામાં કાંઈ ભેદ નથી, એવી વાણી બોલવી એ તો મિથ્યા બાહાનું છે. ત્યારે ખરૂં શું? જે ઈ૦—સ્પષ્ટ છે. ત્યારે લોકો એકત્વ કહે છે તેનું કેમ? મીઠાં ઇ૦—તેઓ તો ફાંસુ (અમથા) મુખ મીઠાં કરે છે—સવાસલાં કરે છે. કહે ખરા અને બીજાને કાજે કષ્ટ પણ વેઠે ત્યારે તો 'મારૂં તારૂં' એક ખરૂં કે નહિ? કવિ કહે છે કે તે પણ ખોટું. કષ્ટ ઇ૦—તેઓ બીજાનું દુઃખ નષ્ટ થવાને અતિ કષ્ટ ધરે તથા પરને અર્થે આંસુ પણ લાવે. અથાત્ એટલું છતાં પણ તે મિથ્યાજ જાણવું.

૩ જોઈ-(જનક—પિતા વગરના પુત્રને). રાચું—ખુશી થાઉં. ભાળે ઈ૦—જ્યાં સુધી પોતાનાં સંતાનનું ડાચું (મુખ) ભાળે નહિ ત્યાં સુધી.

૪ તવ ઈ૦—ત્યારે કોઈ કહેશે કે એ સર્વે જૂઠું છે; કેમકે જે મહામાની ભૂસુર (બ્રાહ્મણ) હોય તેજ ભૂલે. અર્થાત્ બધા કાંઇ ભૂલતા નથી. કવિ કહે છે કે, એમ કદી બનતું નથી, અને હું કહું છું તે સાચે સાચું છે. શું સાચું છે? ધ્યાન ઈ૦—ધ્યાની (બ્રહ્મમાં એકતાન થયેલા) પુરૂષો ધ્યાન કરીને પણ ચૂકે છે—મારા તારામાં ભેદ ગણે છે.

શું છિદ્રો તેવાકેરાં કે'વાં, ઠરૂં નિંદક જન દેવામાં!
મન માંહે જાણો નિશ્ચે સહુ (જન), વેચાયે મક્ષી મેવામાં. ૫

ત્યારે કે' કોઇ એ તો મોટા, તેની વાતો ક્યમ કીજે,
મોટા જ્યાં જાયે ત્યાં જાવું પણ, કૃત્ય કરચે જનમન સીજે;
ભગવાને ભૂસુર ભૃગુપતિકેરી, જો લાતજ ખાધી રીજે,
ભવ વિષ પીયૂષ કરીને પીતા, બીજાને કે'વું તું પીજે. ૬

જો વિધિએ શ્વાસ વિષેથી સૂકર, નિપાવ્યા સર્વે જાણ્યા,
બ્રાહ્મણઘાતી પુરંદર પૂરો, જેણે ભોગ બહુ માણ્યા;
છે અગ્નિકેરી વાતો આડી, સવિતા શશિ કેમ વખાણ્યા,
જો એવું મુખે કહિયે કદી તો, કે'શો સર્વે અણજાણ્યા. ૭

---

૫ એ મોટા ધ્યાની ભૂલ્યા હોય તેનાં કાંઇ ઉદાહરણ છે? તે કહે છે: શ્રી પ્રભુ ઇ૦—વિષ્ણુ, શંકર અને બ્રહ્મા પણ ભૂલ્યા છે ? કયાં ભૂલ્યા છે ? ભક્તો ઇ૦—પુત્રરૂપ ભક્તોને મૂકીને પોતાની સેવામાં લાગીને—પોતાનો પક્ષપાત કરીને ભવમાં ભટક્યા છે. સ્પષ્ટ દાખલા કેમ આપતા નથી ? તે કહે છેઃ શું ઇ૦— શું તેવા તેવા મોટા પુરૂષોનાં છિદ્રો મારે કહેવાં ? અને તેમ કરીને હું તેમનો દેવાદાર થઈને નિંદક જન ઠરૂં ? વારૂ ત્યારે એ દોષયુક્ત દેવોને બધું જગત્ કેમ પૂજે છે? વેચાયે ઇ૦— મેવા ભેગી મક્ષી (માંખ) વેચાય છે તેમ. મરેલી માંખની કીમત કાંઈ મેવા જેટલી નથી તથાપિ મેવા ભેગી મેવાને ભાવે તોળાય છે, તેમ મોટા પુરૂષના દોષ ગુણ ભેગા ગુણ ગણાઇ જાયછે, એ ભાવ છે. ૬ સીજે–દાઝે. ભવ–શિવ. પીયુષ–અમૃત.

૭ સૂકર—વરાહ. વરાહાવતાર બ્રહ્માની છીંકમાંથી થયો હતો તે પ્રસિદ્ધ છે. બ્રાહ્મણઘાતી ઇ૦—પુરંદર (ઇંદ્ર) પૂરો બ્રાહ્મણઘાતી (વૃત્રને માર્યો તેથી) છે તથાપિ તેણે તે પછી ઘણા ભોગ માણ્યા છે. તમારાથી તેમ થવાનું છે ?—તમે તો બ્રહ્મહત્યા કરી એટલે નરકેજ જવાના છો.

શું મોટાકેરી વાતો મોટી, જે જાણો નહિ મન માંહે,
જે ખોટું સારૂં કરવા સમરથ, ખોટું શે લઇએ ત્યાંહે;
જો વિશ્વામિત્ર પવિત્ર ગણાયે, ચાલો સહુ જઇએ જ્યાંહે,
રે તે પણ તેવા બ્રહ્મઘાતી છે, જોતાં પોતાપણ જાંહે. ૮

એ તો એવા, ઉદ્દાલક જેવા, કોઇ નહીં જગતી દીઠા,
છે સોમાં શૂરા સોમાં પૂરા, વરણવતાં લાગે મીઠા;
અદ્વૈતપણું જાણ્યું, ન અજાણ્યું, બ્રહ્મવૃત્તિથી નહિ નીઠા,
સાષ્ટાંગ કરી એવાને સેવું, જ્ઞાની ઘટ ઘટ જે ધીટા. ૯

વળી તે કેવા છે સર્વ કહું છું, આજ અધૂરૂં નવ રાખું,
ઇક નાચિકેતા પુત્ર વડેરો, કથની શી તેની ભાખું;
જન્મ થતાં કે' પિતા કોણ તું, જો આત્મારસ ચિત્તે ચાખું,
અલક જગવી ચાલ્યો એમ કહીને, જાણ્યું નહિ જેનું લાખું. ૧૦

તે મુનિ મોટાએ મન તો માર્યું, આલ્યે કે ના આલ્યે ત્યાં,
પણ પુત્ર તજ્યાથી પૂર્ણ ગણાયા, ટાળ્યે કે ના ટાળ્યે ત્યાં;
તે આશ્રમ બાંધી બેઠા પછીથી, મા'લ્યે કે ના મા'લ્યે ત્યાં,
વિદ્યાનંદિની પુત્રી પ્રકટી, ખાળ્યે કે ના ખાળ્યે ત્યાં. ૧૧

---

અગ્નિ ઈ૦—અગ્નિ સર્વ ભક્ષણ કરે છે તથાપિ પવિત્ર છે. એજ પ્રમાણે સવિતા( સૂર્ય )ને તથા શશિ( ચંદ્ર )ને પણ કલંક છતાં તેને કેમ-વખાણ્યા છે ?

૮ બ્રહ્મઘાતી-( વસિષ્ઠના સોપુત્ર માર્યા માટે ). જાંહે જવું—ખરાબી થવી. પોતાપણું જાંહે જતું જોઇને તે પણ બ્રહ્મઘાતી થયેલા. ૯ જગતી—( જગતીમાં-પૃથ્વીમાં ) ધીટા—રીઢા ( ? )

૧૦ નાચિકેતા—ઉદ્દાલકનો મોટો પુત્ર જે ત્યાગી થઇ ગયો હતો તે. અલક જગવીને-અલક્ષ્ય બ્રહ્મનો બોધ પામીને. લાખું ( લક્ષ્ય )-ધ્યાન.

૧૧ ટાળ્યે ઇ૦—પુત્રને તેમણે ટાળ્યો તેથી કે એની મેળે ગયો તેથી. મા'લ્યે ઇ૦—ખુશીથી કે ના ખુશીથી.

જે પુત્રીવંતા તે નહિ પૂરા, ધાર્યું મન મુનિ મહંતે,
શા ઉપર ચઢી કહિયે તેવું, વાહન વહિયે ન વહંતે;
એમજ કે'વું કે ઉદ્દભવ થાતો, ચાતુરજન ચિત્ત ચહંતે,
છે ઉજ્વળકેતુ નામ અનુપમ, વૃત્તિ શાંત જન સહંતે. ૧૨
સમ વય મામો ભાણેજ ભલા, અષ્ટાવક્રી ઉજ્વળકેતુ,
સાથે ભણતા સાથે ગણતા ( સહુ ), વર કારણ કાર્યતણા હેતુ;
જાણે યજુરનિગમ ઋગવેદ મળી(બે), શીખવતા ભવજળ સેતુ,
કે શીખવા આવ્યા બ્રહ્મા પાસે, જોતા વિત્ત વસે કેતું. ૧૩
મૌંજીનું બંધન કર્યું ન મુનિએ, ( પણ ) કરતા શાસ્ત્રતણી વાતો,
બ્રાહ્મણસંસ્કાર થયા વિણ બ્રાહ્મણ, પૂરે પૂરા છે આ તો;

---

૧૨ જે ઇ૦—મોટા મુનિઓએ મનમાં એમ ધાર્યું કે ઉદ્દાલકને પુત્રી થઈ માટે તે પૂરા ( ઈંદ્રિયજિત અથવા બ્રહ્મજ્ઞાની નથી. પણ આપણે શા ઉપર ચઢીને—કયા પ્રમાણથી કહિયે ? લોકો કહે છે માટે કહો: તો, વાહન ઈ૦—ચાલતી ગાડીએ બેસવું નહિ. ત્યારે શું કહેવું ? એમજ ઈ૦— એમજ કહેવું કે જે જે ઉદ્દભવ ( ઉત્પત્તિ ) થાય છે તે તે ચતુર પુરૂષ ચિત્તમાં ચાહોય છે. એવી રીતે ઉજ્વળકેતુ ( શ્વેતકેતુ )જેનું અનુપમ નામ છે અને જેની વૃત્તિ શાંત છે તેનો ઉદ્દભવ થયો. જનં સહંતે—જનમાં સહનશીળ અથવા, જનો જેને સહન કરે એવી શાંત વૃત્તિવાળો ( શ્વેતકેતુ ).

૧૩ સમ વય—સરખી ઉમરના. ઉજ્વળકેતુ-શ્વેતકેતુ. શું ભણતા ગણતા તે કહે છે: વર ઇ૦—કારણ અને કાર્યના ઉત્તમ હેતુઓને ભણતા. શ્વેતકેતુ અને અષ્ટાવક્રને અનુક્રમે યજુર્વેદ અને ઋગ્વેદનું રૂપ આપીને કવિ ઉત્પ્રેક્ષે છે: જાણે ઇ૦-સ્પષ્ટ છે. નિગમ-વેદ. શીખવતા ઇ૦-(બન્ને મળીને ). ભવજળસેતુ-સંસારસમુદ્રતરવાનો માર્ગ શીખવતા ( લોકોને). અથવા બીજી રીતે ઉત્પ્રેક્ષે છે: કે ઈ૦—અથવા ઉદ્દાલકરૂપી બ્રહ્માપાસે શ્વેતકેતુરૂપી યજુર્વેદ અને અષ્ટાવક્રરૂપી ઋગ્વેદ શીખવા આવ્યા છે; એમ ધારીને કે બ્રહ્મામાં*કેટલું વિત્ત ( જ્ઞાન ) વસે છે ? ઉત્પ્રેક્ષા અને રૂપક.

ઋગવેદરૂપી છે અષ્ટાવક્રી, દ્વૈત વૃથા જાણી જાતો,
અદ્વૈત ખરૂં ઉજ્વળકેતુ છે, એમ ભણી મારે લાતો. ૧૪.
લાતો ખાતો ના જાણે જે તે, ઉદ્દાલક ઇનસાફી જ્યાં,
મારૂં તારૂં સર્વે તો મૂક્યું, હાર્યાને નવ માફી જ્યાં;
ગાયત્રીના છંદસ્ તો ગાવા, રટવા રાગ ન કાફી જ્યાં,
જન્મોજન્મતણા ગાંગડું જનને, જ્યમ ત્યમ નાખે બાફી જ્યાં ૧૫
એવે ત્યાં આઠમું વર્ષજ આવ્યું, ઉપવીતતણી વિધિ લાવ્યું,
દ્વિજાતિ સંસ્કાર કર્યા વિણ કૂડું, બ્રહ્મ થયા પણ નવ ભાવ્યું;
વૃદ્ધશ્રાદ્ધ કરી મુનિવર કે'તા, રન્નાદે જોયે આવ્યું,
ત્યાં જાતકરમને નામ કરમથી, અન્નપ્રાશન ઉપજાવ્યું. ૧૬
ચૌલકરમ કરી દધિ ઓદન ભક્ષ્યું, શુદ્ધાચમન દ્વયે લીધું,
વપનવિધિ પૂરે પૂરી કરીને, કટિમેખળ કૌપીન દીધું;

---

૧૪ મૌંજીનું બંધન—ઉપવીતસંસ્કાર. અદ્વૈત ઇ૦—હે ઉજ્વળકેતુ ( શ્વેતકેતુ ) ! અદ્વૈત એજ ખરૂં છે, એમ ભણીને તેને લાતો મારતો હતો—વાદમાં પરાજિત કરતો હતો.

૧૫ પોતાના પુત્રને અષ્ટાવક્ર લાતો મારતો હતો તે જોઈને ઉદ્દાલક તેનો પક્ષ કેમ નહોતો કરતો ? તે કહે છેઃ ઇનસાફી ઇ૦—સ્પષ્ટ છે. છંદસ્—છંદ. જન્મોજન્મ ઇ૦—અર્થાત્ અનેક જન્મથી અજ્ઞાનમાં અથડાતા મનુષ્યને ગમે તે રીતે ઉદ્દાલક જ્ઞાની કરતા હતા.

૧૬ દ્વિજાતિ સંસ્કાર—બ્રાહ્મણપણાનો સંસ્કાર. બ્રહ્મ થયા—બ્રહ્મજ્ઞાની થયા. સંસ્કારનાં અંગભૂત કર્મ સંક્ષેપમાં ગણાવે છેઃ વૃદ્ધશ્રાદ્ધ—વૃદ્ધિશ્રાદ્ધ. રન્નાદે ઇ૦—રન્નાદેવીએ હવે આવવું જોઇએ—માતાનું સ્થાપન થવું જોઇએ જાતકરમ—જન્મથી આરંભીને ઉપવીત સુધીના સોળ સંસ્કારમાંનો પેહેલો ( જન્મ સંબંધી ) સંસ્કાર. નામકરમ ( નામકર્મ )—નામ પાડવાનો સંસ્કાર. અન્નપ્રાશન—અન્ન ખવાડવાનો સંસ્કાર.

પછી ઉપનયનનું કર્મ કરીને, કુશાંડિકા કરમજ કીધું,
મુંજીબંધન પછી દંડ ન્યગ્રોધજ, યજ્ઞોપવીત સહુ સીધ્યું. ૧૭
બે ઇંદ્રતણા બ્રહ્મચારી થયા મુનિ, સવિતાકેરા તે તેવા,
વિશ્વસુરતણા તે સાધ્યયી સાચા, હૃદય હસ્ત ધરે છે કેવા;
ભઈ વૈશ્વસુરનું અન્ન નિપાવી, કરવી તેની નિત્ય સેવા,
આપોષણ હર હરિ વિધિને દઈ, નિત્ય બ્રહ્મ ભજવા દેવા. ૧૮
પછી ગાયત્રી ઉપદેશ કર્યો મુનિ, ભિક્ષા પરિવેષણ રે'તું,
ત્યાં વિદ્યાનંદિની આદિક આવી, શું બ્રહ્મચાર થયો કે'તું;
ઓમ્ ભવતિ ભીક્ષાં દેહી કે'છે, ઓમ્ સ્વસ્તિ ભણે છે એતું,
લૌકિક અંઘોળ કરીને ઊઠ્યા, વેણુ દંડ ધર્યો હેતુ. ૧૯

---

૧૭ ચૌલકરમ—ચોટલી રાખવાનો સંસ્કાર. દધિ—દહીં. ઓદન—ભાત. શુદ્ધાચમન—શુદ્ધ કરનારૂં આચમન. દ્વયે—શ્વેતકેતુ અને અષ્ટાવક્રે. ( કેમકે બન્નેને સાથેજ ઉપવીત આપવા માંડયું હતું ). વપનવિધિ—મુંડન કરવાનો વિધિ. કટિમેખળ—કેડે મેખળા બાંધવી તે. કૌપાન—લંગોટી. ઉપનયન-પાસે લાવવું. અર્થાત્ પાસે બોલાવીને યજ્ઞોપવીત આપવું. કુશાંડિકા કર્મ—એક પ્રકારના હોમનું કર્મ. મુંજીબંધન—મુંજની દોરડી કેડે બાંધવી તે. દંડ ન્૦—પછી વડના લાકડાનો દંડ હાથમાં આપ્યો. ( ખાખર વગેરેનો દંડ પણ અપાય છે ).

૧૮ વિશ્વસુર—વિશ્વેદેવો. સાધ્યયી ( સહાધ્યાયી )—સાથે ભણનારા. હૃદય ન્૦—છાતી ઉપર હાથ કેવા મૂકે છે ! અર્થાત્ છાતી ઉપર હાથ મૂકીને ભણવાનો એક વિધિ છે. વૈશ્વસુર ન્૦—વૈશ્વદેવને અર્થે અન્ન રાંધવું. અર્થાત્ વૈશ્વદેવ નામનું હોમ અને બલિદાનનું કર્મ કર્યા વિના જમવું નહિ. આપોષણ—જમતા પહેલાં દેવોને બલિ આપવાનો વિધિ.

૧૯ ભિક્ષા પરિવેષણ —ભિક્ષા પીરસવી. ઓમ ભવતિ ઈ૦—તમો મને ભિક્ષા આપો. ઓમ સ્વસ્તિ—કલ્યાણ થાઓ. લૌકિક અંઘોળ—લૌકિક સ્નાન. વેણુદંડ—વાંસની લાકડીઓ. હેતુ-બ્રહ્મચારી થવાના કારણ ૨૫.

એ વિધિ ઉપવીત ધર્યાં બેજણ ત્યાં, લોક વદે દાદો સાચો,
ભાણેજ ભલો ભઇ પાળ્યો પોષ્યો, બીજાતણો ભાવજ કાચો;
સાચું પરમારથ પણ સહુ જાગ્યું, ઉદ્દાલક ઇશ્વર જાચ્યો,
વીણામાણ એનામાં શું આવે, પરમેશ્વરમાં જે પાચ્યો. ૨૦

કીર્ત્તિ એવી તપોવનમાં થઇ, ઉદ્દાલક પરમારથી પૂરો,
ભાણેજ અને સૂનુમાં નહિ અંતર, સાચે માચે મુનિ શૂરો;
જે જે કીધું તે તે પરિપૂરણ, રાખ્યો વિધિ નવ અધૂરો,
ભિન્નપણું નવ ધરવું કે'તા જે, તે રવ કીધો ભરપૂરો. ૨૧

તે અષ્ટાવક્રતણા મન માંહી, વાત વશી લોકોની જે,
માતાને પૂછવા લાગ્યો તે મુનિ, (છે)કવણ કથા આ કોની એ
કો મુજને જોઈ મોદ બતાવે, કો કે'તા રોકોની તે,
એનું કારણ જનની સહુ ભાખો, કરી વાતો શોકોની એ. ૨૨

ઉદ્દાલક મુનિ વચમાંથી બોલ્યા, વિદ્યાનંદિની આવો યાં,
કાંઇ ગુપ્ત રહસ્યતણું છે કારણ, શાણાને નવ લાવો ત્યાં;
સમજી સાધુ સમજણવાળો સુત, વેગે બોલ્યો જાવો જ્યાં,
હું યાં બેસું છું વેગે આવો, વધુ વિલંબ સજાવો કયાં ? ૨૩

---

૨૦ પાચ્યો-પચ્યો-પકવ થયેલો.૨૧ સૂનુ—પુત્ર. ભિન્નપણું ઇ૦—તે (ઉદ્દાલક) જે એમ કહેતા કે ભિન્નપણું ધરવું નહિ તે રવ (શબ્દ—કથન) ભરપૂર કર્યો—સંપૂર્ણ કર્યો.

૨૨ વાત—ભાણેજ અને પુત્રમાં ઉદ્દાલક અંતર રાખતા નથી, એવી વાત લોકો બોલતા હતા તે. કેમકે તે પોતાને ઉદ્દાલકનો પુત્ર જાણતો હતો. કવણ ઈ૦—એ કથાઓ (વાતો) કવણ છે-શી છે ? અને કોની છે ? મોદ-હર્ષ. રોકોની—એ વાત સાંભળતાં અટકાવો.

૨૩ અષ્ટાવક્રે પૂછેલી વાતને ઉડાવવાને ઉદ્દાલક યુક્તિ કરે છે: ઉદ્દાલક ઈ૦—સ્પષ્ટ છે. શાણાને—અષ્ટાવક્રને. સાધુ-સારી. વધુ—વધારે. સજાવો-અર્થાત્ કરો.

ઉદ્દાલક પાસ સુજાતા આવી, કન્યાવેષ ધરી કૂડો,
સરવસ રાખ્યું છે શાણીએ પણ, તજિયાં કુંકુમ ને ચૂડો;
સોનું સુગંધા વિણ રહ્યું પણ, શુ તજશે તેને ભૂંડો,
અતિ આલ્હાદિત અમથું મન થાતું, વેષ વપુ નિરખી રૂડો. ૨૪
ઉદ્દાલક કે'છે પુત્રી મારી, વાતખરી ધારો ચિત્તે,
મુજ પૂજ્ય મુવાની વાત ન કરવી, ભય ભરવો હૃદયા ભીતે;
બેની ! અગ્નિથી ઘૃત આઘું ધરજો, લોભાશો નવ વર વિત્તે,
શોભા સહુ જાશે સાચે સાચી, નવ કરવી મતિ પ્રથમ રીતે. ૨૫
જો પૂછે તુજને શાથી તેડી, તો કે'જે કારજ માટે,
આમંત્રણ કરવા જાવું મારે, તારેકાજે આ વાટે;

---

૨૪ કન્યાવેષ—સ્વામી વગરની સ્ત્રીનો વેષ. સરવસ ( સર્વસ્વ )—સઘળું. અર્થાત્ ચોટલો વગેરે. ત્યારે વિધવાપણુ બતાવવાને શું નથી રાખ્યું ? તે કહે છેઃ તજિયાં ઈ૦–સ્પષ્ટ છે. કંકુ ચૂડા વગરની વિધવા સુજાતા નઠારી દેખાતી હશે ? તો કહે છે કે નાઃ સોનું ઈ૦–જેમ સોનું સુગંધ વિનાનું છે એમ જાણીને કોઈ ભૂંડો માણસ પણ શું તેને તજી દેશે ? અર્થાત્ સુજાતા કંકુ અને ચૂડો વગેરે અલંકાર વિનાની છે તથાપિ તેનું સૌંદર્ય કાંઇ ઓછું થયું નથી. **અભેદતાદ્રૂપ્ય રૂપક.** આલ્હાદિત—પ્રસન્ન. અમથું—અલંકાર વિનાની છતાં પણ. વેષવપુ—શરીરનો વેષ.

૨૫ પૂજ્ય—જમાઇ-કહોડ. ભય ઇ૦—હૃદયાભીતે–હૃદયની ભીતર ( અંદર ) ભય રાખવો. ( કહોડને બંદીએ ડૂબાડયો છે એવી વાત અષ્ટાવક્ર જાણશે તો મહાઅનર્થ થશે ). અગ્નિથી ઇ૦—અગ્નિરૂપી અષ્ટાવક્રથી કહોડના ડૂબવારૂપી ઘૃત આઘું રાખજો. વરવિત્તે—વરરૂપી વિત્તમાં અથવા અષ્ટાવક્રનું વર ( ઉત્તમ ) વિત્ત ( જ્ઞાનરૂપી ) જોઇને. લોભાવાથી શું થશે ? શોભા ઈ૦—સ્પષ્ટ છે. પ્રથમ રીતે ઈ૦—પ્રથમ જે રીતે ધનના લોભથી કહોડને મોકલ્યો હતો એમ આ વખતે જનકને ઘેર અષ્ટાવક્રને મોકલશો નહિ.

કેવા પરમારથી પૂરા પ્રભુશા, પરકાજે મન ઉચ્ચાટે,
થાઓ તો આવા થાજો સર્વે, શૂરા પૂરા શિરસાટે. ૨૬

ઉદ્દાલકની આજ્ઞા માનીને, સતીએ સુત સમજાવ્યો ત્યાં,
દાદાએ દાવ કરી બોલાવ્યો, વે'લો વે'લો આવ્યો ત્યાં;
તે શું છે શું છે કરતો આવ્યો, જોનારાને ભાવ્યો ત્યાં,
ભણવાને બેસો બોલ્યાભાવે, ભણતાં મોદ ભજાવ્યો ત્યાં. ૨૭

વર ભૂલવણીમાં વાત ભૂલાવી, ભૂતતણી ભલી કે ભુંડી,
જાણ્યું અણજાણ્યું થાશે ધાર્યું, મિથ્યા જક્ત વદે મુંડી;
શું કહિયે લહિયે માયા એવી, મિથ્યા જણવે મમ મુંડી,
જે છોટાની શેઠાણી થાતી, મોટાની થાતી લુંડી. ૨૮

ભાણેજ અને મામા બે બેઠા, ભણવા ઉદ્દાલક પાસે,
એક્કે દિવસે અક્ષર સહુ શીખ્યો, અષ્ટાવક્રી ઊજાસે;
તે કાવ્ય અને પુરાણ પુરાણાં, શીખ્યો સ્વલ્પજ અભ્યાસે,
ગુરૂને દુઃખદાયી તે નવ નિવડ્યો, શીખવતા ગુરૂ ઉલ્લાસે. ૨૯

---

૨૬ આમંત્રણ-નોતરૂં. તારેકાજે—તારા ઉપવીતના પ્રસંગ નિમિત્તે. કવિ ઉદ્દાલકની પરમાર્થ બુદ્ધિ જોઇને તેની પ્રશંસા કરે છે: કેવા ઇ૦—સ્પષ્ટ છે. **વક્રોક્તિ.**

૨૭ મોદ—હર્ષ. ૨૮ ભૂતતણી—ગતકાળની—પિતાને બંદીએ જળમાં ડૂબાડયાની. જાણ્યું ઇ૦—ઉદ્દાલકે ધાર્યું કે અષ્ટાવક્રે જાણેલું અજાણ્યું થશે જગતને મોઢે આવેલી વાત શી રીતે અજાણી રહેશે? તે કહે છે: મિથ્યા ઇ૦-જગતની મુંડી ( મોઢે કે મૂળમાં ) જે વદે છે તે મિથ્યા છે એમ જણાવવાથી. કવિ ઉદ્દાલકના દાવપેચનું કારણ માયાને માનીને માયાનું નિરૂપણ કરે છે: શું ઇ૦—સ્પષ્ટ છે. મુંડી-થાપણ. લોકો જે એમ કહે છે કે આ મારી મુંડી છે એ મિથ્યા છે; કેમકે તે માયા છોટાની ( નાનાની ) શેઠાણી થાય છેઅ ને મોટાની લુંડી ( દાસી ) થાય છે.

સહપાઠીકેરો ગુરૂવર થાતો, અષ્ટાવક્ર મહાજ્ઞાની,
જે એકથી બીજી વાર ન સુણતો, એ'તો ગુરૂજીની વાણી;
વગર કહે પણ શીખી જાતો તે, રજસા તમસા પીછાણી,
ઈનિ સુરવાણીમાં વર નર નિવડયો, સમ્યક્ વાત સકળ જાણી. ૩૦
ઉપપાદન કરવામાં જેની મતિ, ન અપેક્ષા કોની ધારે,
આગમને શીખી નિગમ શીખ્યો, ભૂવ્યાહૃતિ સમજી સારે;
તર્ક નય વિષે પરિપૂરણ પોતે, નિગમ ચતુરથ વિચારે,
જો વાદવિતંડામાં વિધિ હારે, શું ગુરૂ લેખું અવિધારે. ૩૧
વાણી વદનથકી નીકળે જ્યારે, શેષ સરીખા તવ હારે,
ઉદ્દાલક મન માંહી વિચારી, આનંદી થાતા ત્યારે;
નવ ઉજ્વળકેતુકેરી ગણના, અષ્ટાવક્ર ધરે ક્યારે,
રે' આત્મા માંહી મગન નિરંતર, પરમાત્મા પૂરો ધારે. ૩૨
એક દિવસ શીખવવાને બેઠા, મીમાંસા મુનિવર મોટા,
કે' જીવ સુખ બોધાદિક ગુણથી, નિત્યપણે શિવથી નહિ છોટા'

---

૩૦ સહપાઠી—સાથે ભણનારા. રજસા તમસા—અર્થાત્ રજોગુણ અને તમોગુણનાં લક્ષણો. સુરવાણી-દેવભાષા-સંસ્કૃત. સમ્યક્—રૂડે પ્રકારે.

૩૧ ઉપપાદન કરવું—હેતુપૂર્વક પ્રતિપાદન ( સાબીત ) કરવું. અપેક્ષા—જરૂર. ભૂવ્યાહૃતિ- " ભૂ " વગેરે વ્યાહૃતિઓ. ભૂર્ભુવઃસ્વઃ વગેરેને વ્યાહૃતિ કહે છે. તર્કનય—ન્યાયશાસ્ત્ર. ચતુરથ—ચોથો. ચોથો વેદ અથર્વ. અથવા ચારે વેદ. વાદ—તત્વ જાણવા ઈચ્છનારાઓની પરસ્પરની કથા. વિતંડા-પોતાના પક્ષનું સ્થાપન કરવા વગર પરપક્ષનું ખંડન કરવાની કથા. વિધિ—બ્રહ્મા. શું ઇ૦-તો ગુરૂ( બૃહસ્પતિ )નું શું લેખું છે? અથવા ગુરૂ ( ઉદ્દાલક )ની પણ શી ગણના છે ? અવિધારે-નિશ્ચય.

૩૨ પરમાત્મા ઇ૦- સર્વત્ર પરમાત્મા પૂરા (પૂર્ણપણે વ્યાપેલો) ધારે.

આણુવિદ્યારૂપી આવરણથી તે, નવ દેખાએ છે જોટા,
મીમાંસામાંહે મરડ નહીં કાંઇ, મત માનો બીજા ખોટા. ૩૩

અષ્ટાવક્ર કહે સમજણ સારી, મીમાંસાની ગુરૂદેવા,
એ જીવ અને શિવ સરખા માને, અદ્વૈત ઇક કહે એવા;
આવરણ અવિદ્યાએ ન જણાયે, ગુણ બોધાદિકની સેવા,
ગુરૂ મીમાંસા પણ એમ ભણેછે, અદ્વૈતે મીઠા મેવા. ૩૪

તવ ઉદ્દાલક મતવાદી થઇ કે', તત્વમસિથી જય થાયે,
સ્વાધ્યાયોધ્યેતવ્ય: કે'છે શું, નિગમ ભણી જાઓ સાયે;
છે ઇંદ્રિય નિકટ અભેદપણું ગુરૂ, ઇંદ્રિય ભેદપ્રમા જાયે,
સાચી શ્રુતિ એ વૃદ્ધશ્રવનાં છે, ગુણગણ તેના કો ગાયે. ૩૫

---

૩૩ મીમાંસા—કર્મનું પ્રતિપાદન કરનારૂં શાસ્ત્ર. મીમાંસા શીખવતાં ગુરૂએ અષ્ટાવક્રને શું કહ્યું તે કહે છે: કે' ઇ૦—તે કહે છે કે જીવને વિષે સુખ અને બોધ (જ્ઞાન) આદિક ગુણ હોઇને તે નિત્ય છે અને શિવ(પરમાત્મા)ને વિષે પણ તેજ ગુણો છે માટે જીવ શિવથી કાંઇ અપર નથી, પણ સમાનજ છે. ત્યારે જીવ શિવથી અપર કેમ જણાય છે ? તે કહે છે: અણુવિદ્યા ઇ૦-શિવ અને જીવ જોટા (બરોબરીના) છે પણ અવિદ્યારૂપી આવરણથી તે દેખાતું નથી. એવું મીમાંસામાં કહેલું છે માટે તેમાં કાંઈ મરડ (જીવ શિવની સમાનતા વિષે તાણી બેસાડેલો અર્થ) નથી. પણ એથી ઊલટું કહેનારા બીજા મત ખોટા છે. જીવ અને શિવ એની સમાનતા પ્રતિપાદન કરવાથી દ્વૈત સત્ય એમ ઠર્યું તે અદ્વૈતવાદી અષ્ટાવક્રને ગમ્યું નહિ માટે તે અદ્વૈતનું સ્થાપન કરે છે; એ ઇ૦—એ (મીમાંસા) જીવ અને શિવને સરખા માને છે અને અદ્વૈત (વેદાંતશાસ્ત્ર) તે બેને એક કહે છે. શા રીતે એક કહે છે ? આવરણ ઇ૦—અવિદ્યા માયાના આવરણથી શિવના નિત્યત્વાદિક ગુણ અને બોધાદિક(જ્ઞાન વગેરે)ની સેવા જણાતી નથી. ગુરૂ ઇ૦–હે ગુરૂ ! મીમાંસા પણ એમજ ભણેછે-એના ગુણ બોધાદિક સરખા વર્ણી તેમની એકતાજ પ્રતિપાદન કરે છે માટે અદ્વૈત સિદ્ધાંતમાંજ મીઠા મેવા રહેલા છે.

૩૫ તવ ઇ૦—તવ (ત્યારે-તે સાંભળીને) ઉદ્દાલક મતવાદી (પ્રતિપક્ષી) થઇને કહેછે કે 'તત્વમસિ' એવા વેદના મહાવાકયથી જય થાયછે (તે

એવી લઘુ વાતે ગુરૂને બાંધે, ઉત્તર નવ મુખ બોલાયે,
ભાણેજ ભલો મુખથી ઉચ્ચારે, તોલ ઘણેરો તોલાયે;
કોને ગણતીમાં નવ ગણતો તે, ચિત્ત ચતુરનાં ચોળાયે,
ઉજવળકેતુ વૈરી થઇ બેઠો, દામાડોલે ડોળાયે. ૩૬

સ્નેહી મામો ભાણેજ હતા જે, તે તો વૈરીપણ ધારે,
જ્ઞાની શુભ થઇ ગણતો નવ વકી, અજ્ઞાની કહીને શારે;
ઉજવળકેતુ જનનીને કે'તો, અષ્ટાવક્ર મને મારે,
(એ) સમજે સારૂં તેમાં શું મારે, જ્યાં ત્યાંથી વાંકું પાડે. ૩૭

(બે) કાલે ભણવા સાથે બેઠા, અદ્વૈત વિષે મા એ જીત્યો,
મૂરખ મુજને કે'તાં નવ લાજ્યો, રૂડી નહિ એની રીત્યો;
એ વાંકાને વધુ વાંકો કરતાં, ઇશ્વરની ધરૂં શે ભીત્યો,
હું ઉંડી ખોમાં ધોચી ઘાલું, નષ્ટ થઇ જેની નીત્યો. ૩૮

એ નારાયણને લેખે જીવ્યો, આજ સુધી જનની સાચે,
છે સર્વતણો શત્રુ એ વાંકો, નિરખી એને કો રાચે ?
બાર વરસના બૂઢીઆ જેવો, વૃદ્ધ બને જનની વાચે,
જો એ મુજને છંછેડે તો, નવ કામ કરૂં પાચે કાચે. ૩૯

---

ઉપરથી દ્વૈત સમજાય છે ). કેમકે तत् ( તે ) અને त्वम् ( તું ) એવાં ભેદ પ્રતિપાદક પદો એમાં સ્પષ્ટ કહેલાં છે. વળી स्वाध्यायोध्येतव्यः સ્વાધ્યાયનું અધ્યયન કરવું " એવી શાસ્ત્રની આજ્ઞા છે તે ઉપરથી પણ સમજાય છે કે સ્વાધ્યાયવડે ઉપાસ્ય બ્રહ્મ અને સ્વાધ્યાયવડે ઉપાસના કરનાર પુરૂષનો પણ ભેદજ છે અને એજ આજ્ઞાને અનુસરીને તમે સાયે ( सायम्—સાંજ ) —સાંજે નિગમ ( વેદ ) ભણી જાઓછો. માટે મીમાંસા દ્વૈતનુંજ પ્રતિપાદન કરે છે એમ જાણવું. અષ્ટાવક્ર તેનો ઉત્તર આપે છેઃ છે ૪૦—હે ગુરૂ! બુદ્ધિ ઇંદ્રિયમાં ચૈતન્યનો ભાસ થવાથી જે અભેદપણું માલમ પડેછે તે અભેદપણું પ્રતિપાદન કરવાનો तत्वमसि વાકયનો હેતુ છે. ઇંદ્રિય ૫૦—ઇંદ્રિયથી ભેદ પ્રમા ( ભેદજ્ઞાન ) ઉત્પન્ન થાય છે. વૃદ્ધશ્રવની—ઇંદ્રની.

૩૮ ભીત્યો ( ભીતિઓ )-ભય. નીત્યો-નીતિઓ. ૩૯ વાચે—વાણીવડે.

વૃદ્ધ પિતાનો વા'લો થઈ બેઠો, નિશ્ચે જમપુર જાવાને,
મારૂં માની માતા મારી તું, આપીશ નહિ કંઇ ખાવાને;
એને ખવડાવ્યું ખોટું થાશે, જાવું પડશે ના'વાને,
નાનો બંધુ તેમાં શું મારે, નવ જીવાડું આવાને. ૪૦
માતા મુખ બોલી એમ ન કીજે, બાપ વિનાનો છે વાંકો,
છે તારો તો ભાણેજ ભલો એ, ધરિયે નહિ એ પર ફાંકો;
બુદ્ધિબળમાં બહુ બળિયો એ છે, રૂપ વિષે તુંથી રાંકો,
તું વાંકો કહી ખીજવજે એને, છે સીધોસટ એ સાંકો. ૪૧
હું પણ એને વારીશ વહાલા, બીજું કાંઈ નવ કીજે,
કે'બાપ વિનાનો ભાણો માર્યો, કાળપ શું એવી લીજે;
વિદ્યાનંદિનીનો એ બાળક, ઉદ્દાલક તેથી રીઝે,
ખીજવઇ જઈએ તો ખીજવે કોઇ, પથ્થર પાણીમાં ભીજે. ૪૨
ત્યાં એમ વદી સમજાવ્યો સુતને, ઠુંઠાને ઠપકાર્યો છે,
વિદ્યાનંદિનીને સમજાવ્યું, તેણે વળી વધુ વાર્યો છે;
પણ ઉજ્વળકેતુના મનમાં તો, શાર અતિશે શાર્યો છે,
ઉદ્દાલક કાંઇ નવ જાણે તે, કે'તા આણે તાર્યો છે. ૪૩
રે એવામાં ઉછંગે લેઇ, વાંકા સાથે બેઠા છે,
ત્યાં ઉજ્વળકેતુ આવ્યો વે'લો, વીર નયનમાં પેઠા છે;
રે ઊઠચ અલ્યા ઉછંગથકી તું, બાપ જશા શા બેટા છે,
તું જાણે નહિ અજ્ઞાની મનમાં, બેટા તે તો હેઠા છે. ૪૪

---

૪૦ ના'વાને-( હું એને મારીશ તેથી ). ૪૧ સાંકો-અંકિત્ કરેલો-માર્ગે ( ! ) પણ ન ખીજવાઇએ તો કોઇ ખીજવે નહિ તે દૃષ્ટાંતથી કહે છે: પથ્થર ઈ૦-શું પથ્થર કાંઈ પાણીમાં ભીજે છે ? નથીજ ભીજતો.

૪૩ આણે—આ અષ્ટાવક્રે. ૪૪ વીર ઈ૦—આંખોમાં વીર આવ્યા !-અદેખાઇ ઉપજી. બાપ ઈ૦—બાપના દીકરા જેવા હોયની શું !

છે પૂરણ સૂર્ય સમા પિતાશ્રી, રાહુ તેમાં શું શોભે,
બાપ અમારા મૂઢમતિ એ છે, મન તારૂં શેણે લોભે;
સુધી સુમનસ સરખા હું માનું, બંદીને લાવો ક્ષોભે.
ઇમ ભણી ધક્કો મારી ઊઠાડ્યો, નવ તે બોલાવ્યો થોભે. ૪૫
અષ્ટાવક્ર પડ્યો ભૂમિમાં, ઉછંગે સાચો ( તે ) બેસે,
બ્રહ્મજ્ઞાની ઉદ્દાલક હસતા, મારૂં તારૂં નહિ કે'શે !
અષ્ટાવક્ર રડેછે અતિશે શું, મુની કે' રડતો તું રે'શે,
ઉજ્વળકેતુને સમજાવે પણ, પૂર વે'તે સહુ તે વે'શે. ૪૬
તું પૂરણ સવિતા શો મુજને કે', તો તું શશિ થાયે સાચો,
પછી તારો મારો મેળ ન બેસે, એકથી એક પડે કાચો;
રે જો એ રાહુ ગ્રાસે સૂરજ, પર્વણી પૂરીથી રાચો,
મોઢે મોઢે મીઠું તો બોલે, પણ લાગે વસમી વાચો. ૪૭

---

૪૫ રાહુ—રાહુ જેવો કાળો અષ્ટાવક્ર. સુધી ઇ૦—જો તમે તમારા બાપને ડૂબાડનાર બંદીને ક્ષોભમાં આણો—વાદમાં હરાવી ચોભીલો કરો તો તો હું તમને સુમનસ ( દેવ ) સરખા સુધી સારી ( બુદ્ધિવાળા ) માનું.

૪૬ સાચો–સાચો પુત્ર. અષ્ટાવક્રને ઊઠાડી મૂકીને પોતાનો પુત્ર શ્વેતકેતુ ખોળામાં બેઠો તેથી રાજી થઇ ઉદ્દાલક હસે છે તે જોઈ કવિ વક્રોક્તિમાં કહે છેઃ મારૂં તારૂં ઇ૦–કોઇ કહેશે કે ઉદ્દાલકને 'તો મારૂં તારૂં' છે નહિ તેણે આ પ્રસંગ જોવો ! રડતો રે'શે—તું શું રડતોજ રહીશ કે ?

૪૭ શ્વેતકેતુને શું સમજાવે છે તે કહે છેઃ તું ઇ૦–જો તું મને પૂરણ સવિતા ( સૂર્ય ) સરખો કહે છે તો તું સાચો ( પૂરણ–પૂર્ણિમાના ) શશિ ( ચંદ્ર ) શો થાય છે. કેમકે તું પણ મારો પુત્ર છે માટે મારા જેવો તેજસ્વી-જ હોવો જોઇએ. વારૂ તેમ, પણ તેથી શું ? પછી ઇ૦—પછી તારો અને મારો મેળ બેસે નહિ; પણ એકથી એક ( બીજો ) કાચો પડે. કેમકે પૂર્ણિમાએ તારો ( ચંદ્રનો ) ઉદય થાય ત્યારે મારો પશ્ચિમમાં અસ્ત થાય; અને અમાવાસ્યાએ તો તું પૂર્ણ શશિ હોવાથી તારો સંભવજ નથી. માટે તારો અને મારો મેળ બેસતો નથી. ત્યારે શું રાહુ જેવા કાળા અષ્ટાવક્રનો અને

રડતો તે તો રડતો રાખ્યો ત્યાં, દીઠું મોઢાનું મીઠું,
રે આ તો તક જાએછે મારી, છે*પોતાકેરૂં પીઠું;
રડતો વાંકો વળતો ચાલ્યો, સગપણ દીઠું કે ના દીઠું,
મારૂં કે'તા, પણ પરકાજે, રઈવત નવ ખરચે કો મીઠું. ૪૮

બાળક મા પાસે રડતો આવ્યો, વિધાનંદિની બેસાડે,
વર અષ્ટાવક્ર ભણે માતા કો', નભ પાતાળ શું ઉજાડે;
રે મારો બાપ ગયો ક્યાં જનની, કૂડાં બીજા શે પાડે,
જો સત્ય ન ભાખો શાપ દઉં હું, અષ્ટાવક્ર ગયો હાડે. ૪૯

---

તમારો મેળ બેસે છે ? એવી શ્વેતકેતુની શંકાનું ઉદ્દાલક સમાધાન આપે છે: રે ૯૦–રે શ્વેતકેતુ ! જો, એ ( અષ્ટાવક્ર ) રાહુ છે, તો તે પૂરી પર્વણી થતાં ( અમાવાસ્યાને દિવસે ) સૂરજને ગ્રાસે ( ગળી જાય છે ). અર્થાત્ ગળી જવા નિમિત્ત પણ જેમ સૂરજ અને રાહુનો યોગ બને છે તેમ મારો અને અષ્ટાવક્રનો યોગ બને છે, માટે અષ્ટાવક્ર મારી પાસે આવીને બેસે એમાં આશ્ચર્ય જેવું કાંઈ નથી અને રાહુથી જેમ ચંદ્ર પરાજિત થાય છે તેમ તેનાથી તું પરાજિત થાય એ પણ બનવા જેવુંજ છે. પણ, રાહુ તો સૂરજનો પણ ગ્રાસ કરે છે તેમ અષ્ટાવક્ર તમારો પણ પરાજય કરશે; માટે એવું બોલતાં તમને સારૂં લાગે છે ! તે વિષે કવિ કહે છે: મોઢે ૯૦–મોઢે મોઢે ( અષ્ટાવક્રના સાંભળતાં ) તો ( ઉદ્દાલક ) મીઠું બોલે છે, પણ એ વાચો ( વાણીઓ ) વસમી લાગે છે !

૪૮ વારૂ, એમ મોઢે મીઠું બોલીને પણ અષ્ટાવક્રનું મન તો મનાવ્યું કે નહિ ? રડતો ૯૦–સ્પષ્ટ છે. રે ૯૦—અષ્ટાવક્રે વિચાર્યું કે શ્વેતકેતુને તો આ પોતાનું પીઠું ( બજાર કે સ્થાન ) છે. અર્થાત્ અહીં મારૂં કાંઈ વળે એમ નથી; માટે રે ! આ તો મારી તક જાય છે ! અથવા આ તક મારી જાય છે ! અર્થાત્ મારે હવે કયો માર્ગ લેવો તેનો નિર્ણય કરવાનો વખત વહી જાય છે. કવિ કહે છે: સગપણ ૯૦—સ્પષ્ટ છે. રઈવત—રાઈના દાણા જેટલું.

૪૯ કવિ કહે છે: નભ ૯૦—જાણે તે હમણા નભ( આકાશ )થી પાતાળ લગી આખા જગતને ઉજાડી નાખવાનો હોય તેવો ક્રોધી થ

બંદીએ વંદી જેમ બુરાડ્યો, તે સર્વે સાચું ભાખ્યું,
જળ જનકવિદેહીકેરૂં જાણ્યું, બાકી કાંઇ નવ રાખ્યું;
અભિધાન કહોડ હતું સ્વામીનું, તે પણ તરૂણીએ દાખ્યું,
અદ્વૈત વિષે હે વત્સ બિચારા, ચતુરપણું ચૂલે નાખ્યું. ૫૦
મન માંહે વસમી વાત ધરીને, ઉત્તર કાંઈ નવ આપ્યો,
પછી શું કરવું તે સુજ ન પડતી, પે'લો કંપારો કાંપ્યો;
શું ક્રોધી થઇને જનકવિદેહી, કવિઓ કે'શે કે શાપ્યો !
કો કોવિદ કવિ સર્વે કે'શે પણ, તાપ વિષે તો હું તાપ્યો. ૫૧

## વલણ.

તાપ વિષે તાપ્યો ઘણો, શું જણવું તાપસ ક્રોધ રે;
ભટ પ્રેમાનંદ નામ મિથ્યા, ગ્રહ્યો ન ગુરૂનો બોધ રે. ૫૨

## કડવું ૧૨ મું.

## શ્લોક.

રઘુનંદને વિપિને જતાં, ભુજગેંદ્ર સાથ ધર્યા જ,
રણમાં જયી પ્રભુ તો થયા, અસુરેંદ્ર સાથ હર્યા જ;

---

૫૦ જળ—પાણી—સામર્થ્ય. અભિધાન—નામ. અદ્વૈત ઇ૦—હે બિચારા વત્સ ( બાળક ) ! અદ્વૈત વિષે ( અદ્વૈત સંબંધી વાદમાં ) તારા પિતાએ પોતાનું ચતુરપણું ચૂલે નાખ્યું !—તેમાં હારી ગયો.

૫૧ પે'લો ઇ૦—પ્રથમ તો એ ક્રોધના કંપારાથી કાંપ્યો-ધ્રુજ્યો. કોવિદ-વિદ્વાન્. પણ ઈ૦-પણ હું તો આ સંસારના તાપથી તાપ્યો ( તપાય લો ) છું તે કાંઈ કહી શકતો નથી.

૫૨ હું પોતેજ તાપથી તપ્ત છું તો તે તાપસ( અષ્ટાવક્ર )ના ક્રોધરૂપી તાપને શું જણવું? -શું વર્ણવી શકું? તમે તપેલા છો ત્યારે તમારૂં નામ તો પ્રેમાનંદ ( પ્રેમ સંબંધી આનંદવાળા ) છે તેનું કેમ ? ભટ ઇ૦-સ્પષ્ટ છે. શામાટે મિથ્યા ! ગ્રહ્યો ઇ૦-સ્પષ્ટ છે. જેણે ગુરૂ પાસેથી આત્મતત્વજ્ઞાનનો બોધ ગ્રહણ કર્યો નથી તેનું નામ મિથ્યા છે, એવા બીજા અર્થનો ધ્વનિ છે.

પથ બેતણો નિગમે ભણ્યો, કુશથી પ્રભુ ન તર્યાજ,
વર કાર્યે કારણ સિદ્ધ છે, શુભ હેતુ પંથ કર્યાજ. ૧

રાગ સિંધુડો.

વાટમાં વિઘ્ન તો થાય અણચિંતવ્યાં,
વેદમાં ભેદ છે ભાળી જોજો;
સત્ય શિષ્યો કહું વાટ વસમી ઘણી,
બેતણી સિદ્ધ છે વે'મ ખોજો;
એ કથા સાંભળી વર્ણી ઊભો રહ્યો,
બેતણી વાટ દાદા ગણેછે;
સાથ મારે નહિં જનકપુર તો જવું,
શ્વેતકેતુ ભલો મન ભણેછે. ૨

---

૧ શ્લોક—ઝુલણા છંદ (અક્ષરમેળ). અષ્ટાવક્ર જનકને ઘેરજવા-માટે વિચાર કરી રસ્તામાં સોબતી માટે પોતાના મામા શ્વેતકેતુને સાથે લે-છે, એ વાત આ કડવામાં વર્ણવવાની હોવાથી રામે વનમાં જતાં લક્ષ્મણ-ને સાથે રાખ્યા હતા, એવા દૃષ્ટાંતદ્વારા કવિ ઉપક્રમ કરે છે: રઘુનંદને ઇ૦—સ્પષ્ટ છે. રઘુનંદને-રામે. વિપિને-વનમાં. ભુજગેંદ્ર-લક્ષ્મણ. (લક્ષ્મણ શેષનો અવતાર હોવાથી). રણમાં ઇ૦—તોજ પ્રભુ (રામ) રણમાં (રાવણ સાથેના સંગ્રામમાં) જયી (જીતવાળા) થયા તથા તેમણે અસુરેંદ્ર (અ-સુરોના રાજા-રાવણ)ના સાથ (સોબતી અથવા સમૂહ) હર્યા (અર્થાત હણ્યા). પથ ઇ૦—અને એટલા માટેજ " द्वाभ्यापंथा :-મુસાફરીમાં બેનો સાથ જોઇએ" એમ નિગમે (શાસ્ત્રમાં) બેનો પથ (માર્ગ) ભણ્યોછે. એક જ-ણ માર્ગમાં જાય તો શું થાય, તે કુશને જીતવા જતાં કુશથી હારેલા રામ-નું દૃષ્ટાંત આપીને કહે છે: કુશથી ઇ૦-કુશને જીતવાને જો રામ એકલા ગયા, તો તે પ્રભુ (રામ) ન તર્યા—જય ન પામ્યા. ફલિતાર્થ કહે છે: વર ઇ૦—એટલા માટે જય પામવારૂપ વર (ઉત્તમ) કાર્યમાં બેએ સાથે ગમન કરવા-રૂપ કારણ વર શ્રેષ્ઠ છે એ વાત સિદ્ધ છે, અને તેથીજ શાસ્ત્ર કર્તાઓએ શુભના હેતુરૂપ પંથ (બેએ સાથે ગમન કરવારૂપ) કર્યા છે.

૨ રાગ સિંધુડો—ઝૂલણા છંદ (માત્રામેળ). શામાટે બે જણે માર્ગ-માં જવું તેનું કારણ ઉદ્દાલક મુનિ શિષ્યોને સમજાવે છે: વાટમાં ઇ૦—

આર્જ આ કાજ મારે શિરે જો જડયું,
તો અડયું 'ઇશ્વિરા શેય રાખે;
જો કૃપા તાહરી પૂર્ણ મમ ઉપરે,
પારખું તું પ્રભુ તુર્ત દાખે;
પ્રથમથી તેં કર્યા અંગ મમ પાંગળાં,
તદપિ હરિ ચાર ઉત્કૃષ્ટ કીધાં;
નાથ ત્રણ ભુવનના સાથ માતુલ દે,
તો પ્રભે તેં અભેદાન દીધાં. ૩
પત્ની ગૌતમતણી તેં પ્રભુ તારી'તી,
પાર, ઉતારી'તી પૂર્ણ પ્રેમે;
શબરીની જાત કે ભાત તેં નવ લહી,
મુખ કહી માહરી ક્ષેમ નેમે;
ઓઘ અજ્ઞાનના તદપિ મારી કહી,
નીચમાં નીચ હરિ નારી જાતિ;
જ્ઞાની ગુણવંત હું સર્વ શિષ્યો ભણે,
બ્રહ્મ ચીન્યાતણી અલ્પ ખ્યાતિ. ૪
બ્રહ્મહત્યા ઘણી ગાધિનંદન કરે,
તેતણો તું જઇ હસ્ત ધારે;

---

સ્પષ્ટ છે. વક્રી—અષ્ટાવક્ર. દાદા-ઉદ્દાલક. શ્વેતકેતુ ઇ૦—શ્વેતકેતુ એ મારો સારો સોબતી છે એમ મારૂં મન કહે છે.

૩ ચાર—ચાર અંતઃકરણ. માતુલ—માતુલ (મામા)નો—શ્વેતકેતુનો. ૪ ક્ષેમ-નેમે—કલ્યાણ કરવારૂપી નિયમ ધારીને. ઓઘ—ઢગલા. જ્ઞાની ઇ૦—હું જ્ઞાની અને ગુણવંત છું એમ સર્વ શિષ્યો (મને) ભણે (કહે) છે, અને બ્રહ્મને ચીન્યાતણી (ઓળખ્યાની) પણ (મારી) અલ્પ (થોડીક) ખ્યાતિ છે. અર્થાત્ નારી જાતિ કરતાં હું એવો ઉત્કૃષ્ટ છું માટે મારી સહાય તો કરવીજ જોઈએ.

વાલ્મીકિ શૂદ્રને મા'મુનિ તેં કર્યા,
કામ તેવું નથી કાંઇ મારે;
વિધ્યિતણા સૂનુની વાત વસમી ઘણી,
વળી વળી છિદ્ર દુષ્ટો વિચારે;
આપ મમ દીજિયે પાપ સહુ લીજિયે,
કાંઈ નવ આપવું લેવું તારે. ૫
શ્વેતકેતુતણો સાથ જો થાય તો,
આપનું ચિંતવ્યું સફળ માનું;
મન વિષે ધનતણી લેશ ઇચ્છા નથી,
પિતૃઋણતણું હરિ એક બા'નું;
લોભ અણલોભ બે એકરૂપે ગણું,
મોહ અણમોહ તું ના પિછાનું!
સરવઆત્મા સરવઇશ્વરા હે પ્રભુ,
નથી નથી તું કને કાંઇ છાનું. ૬

---

૫ કેવળ અજ્ઞાન નારી જાતિનીજ તું સહાય કરે છે એમ નથી; પાપીઓને પણ સહાય આપે છેઃ બ્રહ્મહત્યા ઇ૦—સ્પષ્ટ છે. ગાધિનંદન—વિશ્વામિત્ર. વિશ્વામિત્રે વસિષ્ઠના સો પુત્ર માર્યા હતા તે પ્રસિદ્ધ છે. વિધિ ઈ૦—વિધિ (બ્રહ્મા)ના સૂનુ(પુત્ર—સ્વયંભૂ)ની વાત તો ઘણી વસમી છે—ન કહેવા જેવી છે. શી વસમી વાત છે? વળી ઇ૦—અર્થાત્ તે કહેવા જેવી નથી; કેમકે જે દુષ્ટો હોય તે વળી વળી (ફરી ફરીને) પારકાં છિદ્રોનો વિચાર કરે. (બ્રહ્માના પુત્ર સ્વયંભૂએ પોતાની બેહેન શતરૂપા સાથે લગ્ન કર્યું હતું. શતરૂપા પણ બ્રહ્માની પુત્રી હોવાથી સ્વયંભૂની બેહેન કહેવાય).

૬ આપનું—પોતાનું. પિતૃઋણ ઇ૦—હે હરિ માત્ર પિતાને છોડવીને પિતૃઋણમાંથી મારે મુક્ત થવું છે એજ એક બાહાનું (નિમિત્ત) છે. અથવા એ પણ એક બાહાનું છે; વસ્તુતઃ મારે કાંઈ સ્વાર્થ સાધવો નથી. શામાટે સ્વાર્થ સાધવો નથી? લોભ ઇ૦—હું ધનઇચ્છારૂપી લોભ અને

એમ અવિનાશીની સ્તુતિ પૂરી કરી,
શ્વેતકેતુ કને તે સિધાર્યો;
બોધ્ય તેને કરી ક્રોધ પે'લો હર્યો,
જેમ બલિ વામને જઇ નિવાર્યો;
અરિપણું અલ્પમાં વિસર્યો તે જદા,
ભેદ મનનો તદા તે ઉચાર્યો;
શ્વેતકેતુ અલ્યા ! શીખિયા કેટલું,
અર્થ કે ગર્થ તોયે સુધાર્યો ? ૭

ના વદો, હા નથી કોઇ કાળે ઈમાં,
ભણી ભણી શું કરો તેહ ભાખો ?
જગત મિથ્યા અને બ્રહ્મ એ સત્ય છે,
એનું એ કહી ગયા મુનિ લાખો;
તેહ મિથ્યા થયા જેહ એવું વધા,
જીવતો એક તેવોજ દાખો;
કોણ મિથ્યા પછે જગત કે તે અલ્યા,
વદો ગયા અર્થ વિણ વ્યર્થ સાખો. ૮

---

અલોભને તથા પિતૃઋણમાંથી છૂટવારૂપી મોહ અને અમોહને એકરૂપે (સરખા )જ ગણું છું તે શું તું પિછાણતો નથી ? અર્થાત્ જાણેજ છે.

૭ ક્રોધ—( પ્રથમ થયેલી લઢાઇથી ઉપજેલો ). અર્થ ઈ૦—તોય મોક્ષાદિક અર્થ કે ગર્થ ( દ્રવ્યાદિ ) એમાંથી એકે વિષય તેં સુધાર્યો છે ? ના ઇ૦—તેના જવાબમાં તમે ' ના 'જ વદો !—નથીજ સુધાર્યો ( પ્રાપ્ત કર્યો ). ઈમાં—( એ બાબતમાં ) કોઇ કાળે ' હા ' નથી-તમે અર્થ કે ગર્થ પ્રાપ્ત કર્યો છે એ વાતની હા તમારાથી કહેવાશેજ નહિ.

૮ તેહ ઇ૦—' જગત્ મિથ્યા છે ' વગેરે કહેનારાજ મિથ્યા થઇ ગયા; જો મિથ્યા ન થઇ ગયા હોય તો તેમાંનો હજી સુધી કોઇ જીવતો રહ્યો હોય

શ્રમ કરે પાર વિણ અર્થ માટે અલ્યા,
નભ શશિ સૂર્ય કેવા ભમે છે !
લક્ષ્મીને ખોળવા રાત્રિ એકે ગ્રહી,
અન્ય જો દીન આખો શમે છે !
વિષ્ણુએ બે જણા તો વિરાગી કર્યા,
આપ રાગી થઈ શા રમે છે !
આદ્ય કે અંત સાદ્યંત જોજો તમે,
લક્ષ્મી વિણ ઋષિમુનિ મન ગમે છે ! ૯

પ્રથમ અકળાય છે રાગી રૂડા થવા,
થાય વિરાગી ધન જો ન જડતું;
શે અલ્યા આપણે તેહ જેવા થવું,
જો નથી હું અને સત્ય જડ તું;
માહરે મન વશ્યું જનકપુર તો જવા,
સાંભળ્યું ધન વિના સર્વ અડતું;
એકથી બે ભલા એ વશ્યું મમ હૃદે,
એકને દુઃખ કે' વાટ પડતું. ૧૦

---

તો તે દાખો—બતાવો. સાખો—સાક્ષીઓ. તેમને અર્થ પ્રાપ્ત ન થયો ત્યારે દ્રવ્યાદિ જગત્ મિથ્યા છે એમ વ્યર્થ સાક્ષીઓ વદી ગયા ! —પુરાણાદિ ગ્રંથોમાં સાક્ષીરૂપ વચનો લખી ગયા !

૯ નભ—નભમાં ( આકાશમાં ). એકે—ચંદ્રમાએ. અન્ય—બીજો ( સૂર્ય ). શમે છે—( શ્રમ કરવામાં ). વિરાગી કર્યા—( તેમને હાથ લક્ષ્મી ન આવવા દેઈને ). અથવા ભટકતા કર્યા. સાદ્યંત—આદિ અંત સહિત. અર્થાત્ જગતના આદિમાં કે અંતમાં સાદ્યંત ( અર્થાત્ સઘળા કાળમાં ). મુનિ—મુનિને.

૧૦ તેવા કેમ ન થવું તેનું કારણ કહે છે: જો. ઈ૦—જો હું અને તું ( તેમના જેવા ) સત્ય ( ખરેખરા ) જડ ( મૂર્ખ ) નથી તો. એકને ઈ૦—લોકો કહે છે કે વાટમાં અનેક દુઃખ એકલાને પડે છે.

એમ વિચારી હું સાથ તારો કરૂં,
વળી ધન મળે કયમ કરી હુંય લાવું;
જો ન તું ભેદ કો આગળે ઉચ્ચરે,
તો તુને લાભ ધનથી કરાવું;
ખાય સમ શ્વેતકેતુ અતિ ને અતિ,
સત્ય કે' વક્રી હું સાથ આવું;
આવ્ય કે માહરી સાથ ના આવ્ય તું,
સર્વ સાચું કહી પંથ જાવું. ૧૧

એટલું વચન તું આપ્ય મામા મને,
વાત કો આગળે આ ન કે'વી;
વચન દશ વીશ ત્યાં આપિયાં માતુલે,
વાત વક્રી કહે સર્વ કેવી;
મેં સુણ્યું જનકપુરનો ધણી દાન દે,
પંગુ આણપંગુની આશ સેવી;
ત્યાં જવું માહરે સાથ તારો કરી,
સામટી લાવવી લક્ષ્મી દેવી. ૧૨

યજ્ઞની વારતા જો નવાઇ ભરી,
ઠેર ઠેરે વદે સર્વ સાચી;
વાદ વિવાદ વાડવતણા જો સુણું,
બુદ્ધિ મિથ્યા બને સર્વ કાચી;
અર્થ થઈ આપણે ગર્થ ઝાઝો મળે,
વળી વિચક્ષણપણું આવી જાયે;

---

૧૧ કયમ કરી—( પાંગળો છું માટે ). સત્ય ઈ૦—હે વક્રી ( અષ્ટાવક્ર )! તું સત્ય કહે—તું સાચું કહે હું તારી સાથે આવું. ૧૨ સેવી—અર્થાત્ પૂરીને.

વેદ વાડવ ભણે તેહ સુણ્યાથકી,
માર્ગ કલ્યાણનો કો ન સા'ચે. ૧૩
ભીખ ના આપવી ને પતર ફોડવું,
એવું થાશે કદા વાત કે'શો;
માહરી સાથ નવ આવવું જો ભઇ,
તો તમે ગૂપચૂપાજ રે'શો;
હું જઇ દ્રવ્ય લાવીશ જે ત્યાંથકી,
વાત છાનીતણું અર્ધ આપું;
એમ ઘટમાળવત ફેરવ્યું મનને,
શ્વેતકેતુતણું દુઃખ કાપ્યું ! ૧૪
દિવસ ઉપદેશમાં સર્વ તો વહી ગયો,
રાત્રિ ખીલી રૂડી ચંદ્ર જ્યોતે;
હા અને નાતણી રા'ડ ભાગી કરી,
ચાલિયો ચતુર બનો પંગુ પોતે;
સાથ છે શ્વેતકેતુતણો વાટમાં,
ડાડમાં ચાલિયા જોત જોતે;
માર્ગમાં શુકન શુભ થાય છે સામટા,
ભામટા આમટા સર્વ હોતે. ૧૫

---

૧૩ જનક ધન આપશે એનો નિશ્ચય થવાને તેના યજ્ઞની વાર્તા પ્રસરી છે તે કહી બતાવે છે: યજ્ઞની ઇ૦—સ્પષ્ટ છે. ત્યાં જવાથી ધન મળવાની સાથે બીજા પણ લાભ છે તે કહે છે: વાદ ઇ૦-સ્પષ્ટ છે. મિથ્યા ઇ૦-આપણી કાચી બુદ્ધિ હોય તે મિથ્યા બને-મટી જાય.

૧૫ પંગુ—અષ્ટાવક્ર. ભામટા—ચોર. ચોર લુંટારા વગેરે સર્વે આમટા થયા—પોતાનું કાર્ય સિદ્ધ ન થવાથી ખાટા ( દલગીર ) થઇ ગયા. ચપલાતિશયોક્તિ.

કોઇ જાણે નહીં કે ગયા બે જણા,
રાત્રી અધ્ય'ન કરી વાટ લીધી;
હિમરશ્મિ અને રાહુ શું ચાલિયા,
મમ જશે ઉપમા એવી દીધી;
કોવિદ કવિ કહે શ્વેત શેષે સૂતા,
શ્યામ વિષ્ણુ મળી સાહી સિદ્ધિ;
ઇંદિરા પ્રત્યક્ષ ગુરૂરૂપ ભૂલી મહા,
શેષજી શોધતા નવીન નિધિ. ૧૬
શ્વેતકેતુ તશા ચાલિયા મલપતા,
વાટમાં વાત ધનની કરે છે;
વનપશુ ગાજતા રવ ઘણા વાજતા,
શ્વેતકેતુ કદા મન ડરે છે;
તેહને વારતો ભેય નિવારતો,
વઢી ચાલે નહીં કો ગણે છે;

---

૧૬ હિમરશ્મિ—ચંદ્ર. મમ જશે—મારા જેવાએ. ત્યારે બીજા કવિ કેવી ઉપમા આપે ? તે કહે છે: કોવિદ ઇ૦—કોઇ કોવિદ ( વિદ્વાન્ ) કવિ તો એમ કહે કે, શ્યામ વિષ્ણુ મળી ( મળેલી ) સિદ્ધિને સાહીને શ્વેત એવા શેષ ઉપર સૂતા છે. લક્ષ્મીનો ભોગ શ્યામ વિષ્ણુને અને તે બેનો ભાર ઊંચકવો શ્વેત શેષને, તેની પેઠે કાર્યસિદ્ધિ અષ્ટાવક્રની અને તે પાંગળો હોવાથી તેને માર્ગમાં નભાવીને લેઈ જવાનો શ્રમ શ્વેતકેતુનો, એ **ધ્વનિ** છે. શેષજીની મૂઢતા વર્ણે છે: પ્રત્યક્ષ, ગુરૂરૂપ તથા મહા ( મોટી ) ઇંદિરા ( લક્ષ્મી )ને ભૂલીને શેષજી જેમ નવીન નિધિ ( ભંડાર ) શોધતા હોય તેમ ગુરૂ ( ઉદ્દાલક )રૂપ પ્રત્યક્ષ ઇંદિરા ( મોક્ષલક્ષ્મી )ને ભૂલીને શેષજીરૂપ શ્વેતકેતુ નવીન નિધિ શોધે છે। તાત્પર્ય કે પોતાના ગુરૂની મહત્તા જાણવારૂપ વિવેક વિનાનો શ્વેતકેતુ મૂઢ છે.

વાટમાં ધનતણી વાત નવ કીજિયે,
દેઇ ઉપદેશ ને ૐ ભણે છે. ૧૭
રટણમાં રાત્રી આખી ગઇ નવ લહી,
થાકીને લોથ બંને થયા છે;
ભય ઘણો માતનો ભય ઘણો તાતનો,
તેથી જેતું જવાયે ગયા છે;
પ્રાત પૂરો થયે સ્નાન સંધ્યા કરી,
વક્રીએ ધ્યાન જીત્યાનું ધાર્યું;
ઇંદિરા સમરતો શ્વેતકેતુ ઉભો,
જો મળે લક્ષ્મી તો સર્વ તાર્યું ! ૧૮
એમ ખટ કરમને બેય પરવારિયા,
ચાલિયા જનકપુર તો જવાને;
ભૂખ લાગી ઘણી ઉંઘ પીડે ઘણી,
શિથિલ કર-પાગ લાગ્યા થવાને;
ગ્રામ કે ધામ કંઈ ધરણી માંહે નથી,
નિરખતા ઝાડ ને પા'ડ મોટા;
હામ વક્રી ઘણી આપતો વળી વળી,
કકડતા વાંસના ભારી સોટા. ૧૯
શ્વેતકેતુ વદે ચાલ્ય વે'લો હવે,
પાદ ઊપાડ ઝટ ગામ ભાળું;
વક્રીથી સત્વરે શો ચલાયે કહો,
ક્રોધી મામો બને રીસઝાળું;

૧૭ રવ—શબ્દ. કદા—કોઈક વખત. ૧૯ ખટ કરમ—સ્નાન, સંધ્યા, જપ, બ્રહ્મયજ્ઞ, વૈશ્વદેવ, દેવપૂજા, એ બ્રાહ્મણનાં છ નિત્ય કરવાનાં કર્મ છે. શિથિલ—ઢીલા.

શું કરે કાંઇ ઉપાય ચાલે નહિં,
પંગુ આણુપંગુ બે એક રૂપે;
ભાગ્ય રૂડે નહીં ચૌરનો ભય જરા,
વનપશુ નાસતા રૂપભૂપે ! ૨૦
લઢો પડ્યા અડોં પડ્યા ખડોં પડ્યા ખાંતથી,
ગ્રામ એવે લહ્યું એક પાસે;
શાંત થઇ બે જણા મોદ પામ્યા ઘણા,
પણ વળી આવતા કૂડોં આશે;
માગવું મર્ણથી મોઘું શીખ્યા ખરૂં,
માગતાં લાજ ભાણેજ લાગે;
એમ વાણી સુણી બોલિયો વક્રૉ ત્યાં,
ભાગ્યહત ભૂસુરી જે ન માગે ! ૨૧

---

૨૦ વિકટ અરણ્ય જોઇને શ્વેતકેતુના મનમાં ભય ઉપજેછે તે તેનાં વચન દ્વારા પ્રકાશ કરે છેઃ શ્વેતકેતુ ઈ૦—સ્પષ્ટ છે. મામો—શ્વેતકેતુ. એકરૂપે—સરખા. કેમકે અષ્ટાવક્રને છોડીને જવાથી શ્વેતકેતુનું કાર્ય થવાની આશા નહોતી. કવિ હાસ્ય વચનથી તેમની માર્ગમાં નિર્વિઘ્નતા વર્ણે છેઃ ભાગ્ય ઈ૦—તેમના રૂડા ભાગ્યને લીધે ( અર્થાત્ તેમની પાસે કાંઈ ન હોવાથી ) તેમને જરા પણ ચોરનો ભય તો હતોજ નહિ; અને અષ્ટાવક્ર જેવા રૂપના ભૂપથી વનપશુ ભય પામીને નાસતા હતા ! વક્રોક્તિ. અર્થાત્ વનપશુઓ બીહે એવો એ બિહામણો જણાતો હતો.

૨૧ શ્વેતકેતુને બીક લાગે છે માટે ઉતાવળે ચાલવું છે અને અષ્ટાવક્ર પાંગળો હોવાથી તેનાથી ઉતાવળે ચલાતું નથી માટે શ્વેતકેતુ લઢે છેઃ લઢી પડયા ઈ૦—સ્પષ્ટ છે. આવતા ઇ૦—કૂડી આશાના દુઃખમાં આવ્યા—ભૂખ લાગી માટે ભીખ માગવાની જરૂર પડી ! શ્વેતકેતુ કહે છેઃ માગતાં ઈ૦—હે ભાણેજ ! મને તો માગતાં લાજ લાગે છે ! ભાગ્યહત ઈ૦—ભૂસુરી ( બ્રાહ્મણ ) ભાગ્યહત—હતભાગ્ય ( અભાગિયો ) હોય તે ન માગે !

કર્મ બ્રાહ્મણતણે વિધિએ ભીખ લખી,
ભૂસવા કોણ બળવાન તેને;
માગવા ધન અલ્યા આપણે તો જવું,
શર્મ શી રાખવી સાથ કે'ને;
ચાલ્ય ભિક્ષાન્નદેહિ વદું હું જઈ,
કોણ આતિથ્યને અન્ન નાપે;
દ્વાપરે દાઢ સળકી ઘણી વિપ્રની,
નિયમભંગો લહી કો ન શાપે? ૨૨
એમ વિચારતા આવિયા ગામમાં,
ગૃ'સ્થને ગેહ જઈ બે ઉભા છે;
વિષ્ણુ ને શેષ આતિથ્ય વેષે ગયા,
તો વદો તેહને કો દુભ્યા છે;
જોઇ જગનાથશા બેય આતિથ્યને,
ગૃહપતિ આદરે બા'ર આવ્યો;
અર્ઘ્ય ને પાદ્ય આપી કરી અર્ચના,
પાગ લાગ્યાથકી મેન ભાવ્યો. ૨૩

---

૨૨ ભિક્ષાન્નદેહિ—ભિક્ષાં દેહિ (ભિક્ષા આપો). આતિથ્ય—અતિથિ—પરોણો. દ્વાપરે ઇ૦—આ દ્વાપર યુગમાં વિપ્રની દાઢ ઘણી સળકી છે—ખાવાના બહુ લાલચુ થઇ ગયા છે, તથાપિ આતિથ્ય સત્કાર ન કરવારૂપ નિયમના ભંગને લહીને (જોઇને) તેવાને કોણ શાપતું નથી? અર્થાત્ શાપના ભયથી પણ હજી અતિથિને ગૃહસ્થો આપે છે!

૨૩ ગેહ—ઘેર. વિષ્ણુ—વિષ્ણુ જેવો કાળો અષ્ટાવક્ર. શેષ—શેષ જેવો શ્વેત શ્વેતકેતુ. (રૂપમાં તેમ ગુણમાં પણ આ ઉપમા ઘટતી) છે. જગનાથશા—પરમેશ્વર સરખા. અર્ઘ્ય—ફળાદિકથી ભરેલું પાત્ર. પાદ્ય—પગ ધોવાનું પાણી. અર્ચના—પૂજા—સત્કાર. પાગ લાગ્યાથકી—પગે લાગવાથી.

ઉષ્ણ ઉદકે કરી ચોળી નવરાવિયા,
માંસ રૂરૂતણી ભીખ દીધી;
પૂછિયું હસ્ત* બે જોડીને ઘરધણી,
કાર્ય બીજું કહો યોગસિદ્ધિ;
ક્યાં જવું આપણે કાર્ય હુંશુ ભણો,
વેદ પારંગતા વર વિવેકી;
શ્વેતકેતુ વદે 'જનક'— એવે ભણે,
વક્રી વચ્ચેથકો એકમેકી. ૨૪

જનક જાત્રા ગયા મુક્તિપુરીમાં રહ્યા,
જાશું બન્ને જણા ત્યાંહી ભાઇ;
ઘરધણી કે' ભલે જાવ જાવું જ્યહાં,
જનકપુર ના જશો દ્વિજરાઇ;
વક્રી કે' કામ નહિ તે નગરમાં જવા,
એમ વંદી દાખો છે વાત ઘાટે;
ગૃહપતિ ભાખિયો જનક મૃગયા રમે,
ભલ્લુક નિકટ વને નાશ માટે. ૨૫

---

૨૪ માંસ રૂરૂતણી–રૂરૂ ( મૃગ )ના માંસની. યોગસિદ્ધિ–યોગસિદ્ધિ-
રૂપ હે અતિથિઓ ! હુંશુ–મારી સાથે. વેદ ઇ૦–વેદમાં પારંગત થયેલા
અને ઉત્તમ વિવેકવાળા હે મુનિઓ ! શ્વેતકેતુ ઈ૦–શ્વેતકેતુ ' જનક– '
એમ અર્ધું વાક્ય બોલે છે તેવામાં એકમેકી ( એકાએક ) અષ્ટાવક્ર વચમાં
બોલી ઊઠે છે.

૨૫ જનક શબ્દનો અર્થ 'પિતા' એવો કરીને અષ્ટાવક્ર શ્વેતકેતુએ
કહેવા ધારેલા અર્થને બદલી નાખે છે: જનક ઇ૦—અમારા પિતા જાત્રા
ગયા છે અને મુક્તિપુરીમાં ( કાશીમાં રહ્યા છે. અષ્ટાવક્રનો મનોગત અર્થ

ભય થશે મુનિ મહા બે દિવસ રો'યહાં,
માન્યું નહિ તે ત્યહાં વાટ લીધી;
કાળી જે કામળી ઓઢી તે આમળી,
શ્વેતની શામળી દેહ કીધી;
ચાલિયા વાટમાં વનતણા ઘાટમાં,
ઇંદિરા પાઠમાં જીત બીજે;
શબ્દ એવે સુણ્યા માનવીના ઘણા,
ભયતણી શી મણા? કોણ રીઝે? ૨૬
હસ્તી દેખાય કંઇ મસ્તી તે બહુ કરે,
ચોઘ ઉપર રહ્યા બાણ તાકે,
વસ્તી વેરાનમાં સસ્તી અતિશે થઇ,
અંગીરા વન વિષે કો ન થાકે;
સમવયી બે જણા રીઝતા વસ્તીથી,
ભય ધરે જ્યાં પશુ પ્રાણ મૂકે;

---

એવો કે મારા પિતા જાત્રા (મુસાફરીમાં) ગયા છે અને મુક્તિપુરીમાં (મુક્તિ પામીને અર્થાત્ જળમાં ડૂબી જઇને) રહ્યા છે. માટે યુક્તિથી. ભલ્લુક ઇ૦—નિકટ વને (પાસેના વનમાં) ભલ્લુક(રીંછ)ના નાશ માટે જનક મૃગયા રમે છે.

૨૬ તેમાં અમારે શું? એમ કહેશો તો, ભય ઇ૦—સ્પષ્ટ છે. શ્વેતની ઇ૦—શ્વેતકેતુને પણ કામળી ઓઢાડીને તેની દેહ શામળી (કાળી) દેખાય એવી કરી. (મુસાફરો અને વેરાગીઓ કાળી કામળ રાખતા હતા તે પ્રસિદ્ધ છે.) ઇંદિરા ઇ૦—શ્વેતકેતુના પાઠમાં ઇંદિરા (લક્ષ્મી) છે અને બીજે (અષ્ટાવક્રના) પાઠમાં જીત (જય મેળવવો) છે. કોણ ઇ૦—એ ભય જોઇને કોણ ખુશી થાય?

દાવ જ્યાં ફાવતો પશુતણો દોટમાં,
ચોટમાં લાવતાં તે ન ચૂકે. ૨૭
કો યવન હાથમાં બાજ ઝાઝા દિસે,
કો યવન ઝુર્રી ઝાલી દોડે;
કો યવન બેરી લઇ ભેરી વાચે ઘણી,
કો યવન ઝઘર લગરાથી જોડે;
તુરમચી કુહીને બાસ પાસે વસે,
હાથ સાગોષ બિડાલ વાંસે;
કવણ ચિત્રાતણી ગણતરી ત્યાં ગણે,
શ્વાન આખેટના જોઇ ત્રાસે. ૨૮
ધ્યાની શા કોક ધનવંત દેખાય છે,
માનો શા કોક પૃથ્વી તપાસે;
યોગ નિર્ણય ધરે કોક ઊભા રહી,
ઇંદ્રિને વશ કરી એકો પાસે;
ચપળતા છોડી છે દષ્ટિને જોડી છે,
યોગી ઊભો શું નાસા નિહાળે;
સ્થિર થઇ કો ઊભા દષ્ટિ ઉંચી કરી,
(શું) ચાતકો વૃષ્ટિનું બુંદ વાળે ! ૨૯

---

૨૭ કવિ શિકારનું વર્ણન કરે છે: હસ્તી ઇ૦-સ્પષ્ટ છે. સરતી-અર્થાત્ ઘણી. અંગિરાવન-અંગિરા ઋષિના નામ ઉપરથી ઓળખાતું વન. ચોટમાં લાવતાં (શિકારીને કે જે હડિયે ચઢે તેને).

૨૮ શિકારી જાનવરોનાં નામ ગણાવે છે: બાજ, ઝુર્રી, બેરી, ઝઘર, લગરા. તુરમચી, કુહી, બાસ, સાગોષ, બિડાલ (રાની બિલાડાં), ચિત્રો, આખેટ (શિકારના) શ્વાન (કૂતરા), એ બધાં શિકારી જાનવરો છે. એમાંનાં પહેલાં નવ નામ ઉર્દુ ભાષામાં પ્રસિદ્ધ છે.

૨૯ શિકારીઓને યોગીઓ સાથે સરખાવે છે: ધ્યાની ઇ૦-કોક ધનવંત (શિકારીઓ) ધ્યાની સરખા શિકારનો લાગ તપાસતા દેખાય છે.

વ્યાન ઉદાન અપાનને જાણતા,
પવનતણી પેર પૂરી પ્રચારે;
શીતઋતુ જોઇને જળ વિષે સંચરે,
ઉષ્ણઋતુ જોઇને તાપ ધારે;
વૃષ્ટિની ઋતુ વિષે યોગી ઊભા રહે,
યોગી તેવા ઘણા ત્યાંહી સારે;
દષ્ટિ નાસા અને હૃદય નિહાળતાં,
યોગી ત્રણ તો કરે એક વારે. ૩૦
તે વિષે નેત્ર આખેટ ને અસ્ત્ર છે,
મારવું શસ્ત્ર કયાં તે જુએ છે;
યોગને કારણે યોગી ગુફા ગ્રહે,
પશુતણી દષ્ટિ ખાંતે ખુએ છે;
તેમ એકાંતમાં યોગી થઇને ઉભા,

---

કોક માની ( મગરૂર ) સરખા પૃથ્વી ભણી ( નીચે ) જોઇ રહેછે, જેથી શિકાર એમ જાણે કે એ મારા તરફ જોતો નથી એમ ભૂલવાઇને નિર્ભય રહે. યોગી–શિકારનું પશુ અને પોતાનું તીર એ બેનો સંયોગ કેવી રીતે થશે તેનો નિર્ણય કરે છે. ઊભી–ઊભા રહીને. નાસા—નાક.

૩૦ વ્યાન ઇ૦–જેમ યોગીઓ વ્યાન, ઉદાન, અપાન, વગેરે વાયુઓની ગતિ જાણે છે તેમ આ શિકારીઓ પણ કયી દિશામાં પવન વહે છે અને તેથી અમુક દિશામાં ફેંકેલું શસ્ત્ર કયી વખતે અમુક જગોએથી ઊડતા પક્ષીને પાડશે તે જાણે છે. પશુઓને ઠગવાના પ્રપંચ વર્ણે છેઃ શીતઋતુ ઈ૦—ઇ૦–સ્પષ્ટ છે. સારે–કાર્ય સિદ્ધ કરે. દષ્ટિ ઇ૦—જેમ જાલંધરબંધમાં દષ્ટિ, નાસા, અને હૃદય એક લીટીમાં આણવાં પડે છે તેમ શિકારીઓ પણ નેત્ર, શસ્ત્ર અને શિકારને સીધી લીટીમાં કરે છે, એમ ૩૧મા શ્લોક સાથે અન્વય..

ભોગી તે કોણ કે' ચોગી જેવા;
વસ્ત્ર એવાં સજયાં જેમ યોગી તજયાં,
(પણ) ભિન્ન ધરતા ભલા બેય સેવા. 31

ભલ્લુકો ઘેરીને ઝોક મારે જઈ,
ઘેર મૃગયા રમ્યા લોક કે'તા;
વારિના તીરમાં વારિ પીતાં હણે,
ગાડમાં પૂર્ણ થઇ રાજી રે'તા;
ગાડિનો ભેદ વિશ્વાસના કાર્યમાં,
ભલ્લુકો મારવા જેહ ઘેર્યા;
નીડમાં નીડર થઇ દ્રુમ ઉપર ચઢી,
ભલ્લુકો મારતા કોક હેર્યા. 3૨

વૃક્ષની ડાળિયો હાથમાં ઝાલિયો,
આવતાં પશુ ઘણાં પાસ સૂતા;
મારવાં તેહને ડોર મૃગયા ભણી,
રાયના ખેલ એવા શું જૂવા;

---

૩૧ આખેટ—શિકાર. પશુ ઇ૦—જેમ યોગીઓ ગુફામાં સંતાય છે અને પશુઓની દૃષ્ટિ (નજર) ખુએ છે (ચૂકવે છે). તેમ શિકારીઓ પણ પશુઓથી, તેમને મારવાને અર્થે સંતાય છે. એવાં સજ્યાં ઇ૦—જેમ યોગીએ વસ્ત્ર તજ્યાં છે. તેવાંજ વસ્ત્ર શિકારીઓએ સજ્યાં છે—અંગ સાથે લપેટાયલાં હોવાથી વસ્ત્ર વિનાના હોય તેવા દેખાય છે. સેવા—અર્થાત્ ઉદ્દેશ.

૩૨ જુદી જુદી જાતના શિકારનાં નામ કહે છે: ભલ્લુકો ઇ૦— ભલ્લુકો (રીંછો)ને ઘેરીને મારવાં તે 'ઘેર' નામે મૃગયા (શિકાર). ગાડ—પાણી પીતાં પશુ હણવાં એવો શિકાર. ઘેરેલાં પશુને વિશ્વાસ આપીને મારવાં તે ગાડી મૃગયાનો ભેદ છે. નીડ મૃગયા કહે છે: નીડ ઇ૦—કેટલાક દ્રુમ (ઝાડ) ઉપર ચઢીને નીડમાં (માળામાં) નીડર (નિર્ભય) થઇને ભલ્લુક(રીંછ—શિકાર)ને મારતા (બન્ને મુસાફરોએ) હેર્યા—જોયા.

પાશલા પાથરી મારવા પશુ ઘણા,
ફંદમૃગયા ભણે લોક તેને;
દંદ ત્યાં ફંદ માંહે ઘણાં એ ફરે,
વર્ક્ષો મામો લહે કે'ય કેને. ૩૩

ઝાડના મૂળમાં જાણી જોઇ વસે,
લાગ ફાવ્યે હણે ભલ્લુકોને;
મૂળ મૃગયા કહે નામ જન તેહનું,
મારવા મન ગમે અલ્લુકોને;

યંત્ર ધર્યો કાષ્ટનો ભલ્લુકો કો ધરે,
ડાભ શિકારમાં પૂર્ણ કા'વે;
પશુવડે પશુ હણે કોક ઊભો રહી,
ભેદ પશુ એ ભલો મન ભાવે. ૩૪

પક્ષીથી પક્ષીને હણી કહે ઝડપમાં,
પક્ષી મૃગયાથકી નવ અધિકી ગયા;
ઘંટ વજવી ઘણા મૃગગણોને હણે,
તેહ ઘંટાવળી નામ મૃગયા;
કોક ત્યાં તે રમે જોઇ દીન દ્વય થતા,
રીઝતા રમણ કરનાર પોતે;
વેગમાં પશુ વહે પુઠ તેની ગ્રહે,
વેગ નામે સુમૃગયાજ હોતે. ૩૫

---

૩૩ ડોર મૃગયા વર્ણે છેઃ વૃક્ષની ઇ૦—સ્પષ્ટ છે. પાશલા—ફાંદા. દંદ—જોડાં (શિકારીઓનાં). ચલ્લુકો-ચકલાં. ૩૪ ડાભ નામે શિકારનો ભેદ વર્ણે છેઃ યંત્ર ઇ૦-સ્પષ્ટ છે. પશુમૃગયા કહે છેઃ પશુવડે ઇ૦-સ્પષ્ટ છે.

૩૫ પક્ષીથી ઇ૦—બાજ વગેરે પક્ષીઓથી બીજા પક્ષીઓને હણીને શિકારીઓ કહે છે કે પક્ષીમૃગયા કરતાં ગયા તીર્થ પણ અધિક નથી. દ્વય—બે બ્રાહ્મણ—શ્વેતકેતુ અને અષ્ટાવક્ર. હોતે ઇ૦-તે વેગ મૃગયા હો. અર્થાત્ તેને વેગ મૃગયા કહે છે.

એ પ્રકારે ઘણા જીવહિંસા કરે,
પૂછતો એકને વળી જાતે;
પશુતણી ગ્રહદશા આવી આ શી પડી,
દુષ્ટ નૃપ કો રીઝે ઘાત વાતે;
પૂછિયું જેહને તેહ તો ભાખિયો,
અંગીરાએ કહ્યું પાપ કરવા;
જનક વિદેહી જગ માંહી જશવંત છે,
(તે) આવિયો તાપસી તાપ હરવા. ૩૬

એમ કહી તે ગયો અન્ય ભેળો થયો,
બોલિયો તેહ મુનિ બેય સાથે;
કાળી આ કામળી બાંધી છે આમળી,
કાઢિયે કૌતુકી જાત હાથે;
રીંછ કો ધારશે ભલ્લથી મારશે,
આવી પડશે પીડા વ્યર્થ માથે;
માનિયે માહરૂં સત્ય કરૂં જાહરૂં,
નાથ ઘાલી મુનિ! કોક નાથે. ૩૭

શ્વેતકેતુ ભણે મૂર્ખ! મુનિ ના ગણે,
મારશે કોણ ભૂદેવ ભૂમાં!!
વસ્ત્ર જે ધારિયાં અસ્ત્ર ઉતારિયાં,

---

૩૬ તાપસી—તપસ્વીના. ૩૭ અન્ય ઈ૦—એટલામાં કોઇ બીજો માણસ તેએ મુનિપુત્રોને મળ્યો. બોલિયો ઇ૦—તે મનુષ્ય બન્ને મુનિઓ સાથે બોલ્યો. કાઢિયે ઈ૦— તેથી તમારી જાત કૌતુકી (કૌતુક ઉપજાવે એવી—રીંછ જેવી) થઇ છે, માટે તેને તજો. અર્થાત્ કામળી કાઢી નાખીને તમારી જાત કૌતુકવાળી મટાડો. નાથે—(રીંછ જાણીને).

ક્ષત્રી દ્વિજની કશી સમજ તુંમાં ?
શીશ કો બે ધરે વસ્ત્ર ઉતરાવવા,
જાણતો શે નથી બ્રહ્મરૂપે;
અતળ ને વિતળ સુતળ તળાતળ થશે,
રે રસાતળ જશે જનક ભૂપે ! ! ૩૮
હસ્ત દ્વય જોડીને તેહ તવ ભાખિયો,
શ્વાન આખેટના રૂપ ભૂલે;
બ્રહ્મહત્યાતણો ભય ઘણો ભૂસુરી,
ચાતુરી જઈ પડે સર્વ ચૂલે;
ક્રોધમાં બોધ માનો નહીં અમતણો,
તાપમાં કૂલકો ભારી ફૂલે;
મન ગમે કીજિયે કે ઘણા ખીજિયે,
પણ કૂલે તેહ મુનિ સત્ય ડૂલે. ૩૯
વારૂ કહી વાળિયો આપતા તાળિયો,
શ્વેતકેતુ ભણે શો દબાવ્યો !
વળી કે' વાત વારૂ નહીં એ થઈ,
જાણવો ભય નકી પાસ આવ્યો;

---

૩૮ વસ્ત્ર ઇ૦—બ્રાહ્મણે ધારણ કરેલાં વસ્ત્ર અને ક્ષત્રિયે ધારણ કરેલાં અસ્ત્ર ફરી ઉતાર્યાં છે શું ? તારામાં ક્ષત્રિય અને બ્રાહ્મણના ( ધર્મની ) કાંઇ સમજ છે ? અતળ ઇ૦—અતળ અને વિતળ એ સુતળ અને તળાતળ થઈ જશે-ઉપરનાં પાતાળ નીચે જતાં રહેશે, અને જનક ભૂપ પણ રસાતળમાં પેશી જશે ! ( અતળ, વિતળ, સુતળ, મહાતળ તળાતળ,* રસાતળ, અને પાતાળ, એવાં સાત પાતાળનાં સાત નામ છે ). ૩૯ આખેટના—શિકારના.

કામળી કાઢવી અંગથી આપણે,
મૂલ્યમાં ભલ્લથી કો હણે રે;
શ્વાન આખેટના આવીને દુઃખ દે,
તવ વદો ભૂસુરી કો ગણે રે! ૪૦
શ્વેતકેતુ ભણે રાડ નવ મૂકવી,
વિશ્વમાં વિપ્ર હડકીલા ભણાયે;
જો નહીં માન્ય મારૂં કરો ભાણજા,
કીર્ત્તિ કૂડી દશે દિશ શણાયે;
એમ વાતો વિષે ચાલતા બે જણા,
શ્વાન આખેટના દૂર જોતા;
ઘુરકીને શ્વાન તે આવિયા ઝડપમાં,
રીંછ ભાળી શકે પ્રાણ ખોતા! ૪૧
થૂંક ઉરાડતાં રીંછ લાખો હણવાં,
દાઢથી કેશ વીખેરી નાખ્યા;
વ્યાઘ્ર વિસરાય લહી શ્વાનના રૂપને,
ઘૂ કરી ગરજિયા સ્વાદ ચાખ્યા;
કંદરાવત મહા વદન વિકરાળ છે,
શૃંગપરવત જશી દાઢ દીસે;
રીંછ નહિ રીંછ નહિ એમ રક્ષક ભણે,
તદપિ બે મારવા મન હીસે. ૪૨

---

૪૦ શ્વેતકેતુની મૂર્ખતા વ્યક્ત કરે છેઃ વારૂ ૪૦—સ્પષ્ટ છે. ૪૧ શણાયે—સંભળાય. પ્રાણ ખોતા—(બન્ને મુનિઓના). ૪૨ શ્વાનોનું વિકાળપણું વર્ણ્યું છેઃ થુંક ૪૦—સ્પષ્ટ છે. સ્વાદ ચાખ્યા—જેમણે લોહીના સ્વાદ ચાખ્યા છે. એવા શ્વાન. અથવા, બન્ને મુનિઓએ તેમના ભયના સ્વાદ ચાખ્યા. કંદરા—ગુફા. શૃંગ—શિખર. રક્ષકો બ્રાહ્મણોને જોઇને તેમના તરફ રીંછ બુદ્ધિથી દોડતા કૂતરાઓને વારે છેઃ રીંછ ૪૦— સ્પષ્ટ છે. બે—બે મુનિઓને.

લાલચો ઘણી ઘણી દાખતા દાવમાં,
તોય અટકયા નહિ શ્વાન મોટા;
અંગ ઉપર ધશી આવિયા જે સમે,
થઇ ગયા હાલ બેહાલ ખોટા !
શ્વેતકેતુતણી સાન સટ લઈ ગઇ,
કપમાં જંપ નાઠો, નહીં રે';
વક્ત્ર અંબુજવિષે ચંદ્રકિરણો અડયાં,
દેહ સોના સમી પીળી થઈ રે. ૪૩

કાકિની રૂપ લઈ ચક્ષુ સાગર વશ્યાં,
અંગ નવરંગ વારિ ઝબોળ્યાં;
શક્તિએ ભક્તિ ભવની તજી પલકમાં,
હલકમાં હાડ વજ્ર શું રોળ્યાં !
ક્રૂર ભયયોધ દ્વિજ પર ચઢયો ઝડપમાં,
શાપની લક્ષ્મી શું લુંટી લીધી;
(હા) જય કર્યો એક પર પણ રહ્યો એક ત્યાં,
ગાજી તે ગડગડયો જીત કીધી. ૪૪

---

૪૩ શ્વાનને અટકાવવાના ઉપાય કરે છે: લાલચો ઇ૦—સ્પષ્ટ છે. જંપ ઈ૦—તેનો જંપ નાઠો તે રહેતો નથી. વક્ત્ર ઇ૦—વક્ત્ર (મુખ) રૂપી કમળ વિષે ચંદ્રનાં કિરણો અડયાં—અર્થાત્ મુખ કરમાયું. ચંદ્ર ઉગવાથી કમળ બીડાય છે એ પ્રસિદ્ધ છે. પીળી—અર્થાત્ ફીકી.

૪૪ શ્વેતકેતુના ભયનો અનુભાવ હીનોપમાથી વર્ણે છે: કાકિની ઇ૦—કાકિની(કોડી)નું રૂપ થઈને નેત્ર સમુદ્રમાં ગયાં. અર્થાત્ આંખ્યોનો ચળકાટ જતો રહ્યો અને તેમાં પાણી ભરાઇ આવ્યું. શરીરે પરસેવો થઈ આવ્યો તે વર્ણે છે: અંગ ઇ૦—નવા રંગના પાણીમાં અંગ ઝબોળ્યાં ! નિર્બળતા વર્ણે છે: -શક્તિએ ઈ૦—આખા ભવ(જન્મારા)ની ભક્તિ શક્તિએ તજી દીધી—આખા જન્મની શક્તિ જતી રહી ! શક્તિ(પાર્વતી)-

કરડવા કૂદિયા શ્વાન અંગ ઉપરે,
ક્રોધી વકી ભણે શબ્દ ભારી;
स्थीयताम् शुनीजा મંદ ગતિની સજા,
तिष्ठ રે તુંડશસ્ત્રાસ્ત્રધારી;
શબ્દશર વદનથી નીકળ્યું અર્ધ જ્યાં,
કે ગયા અરિ મહામોહ મારી;
તુંડ શું તામરસ શરદનાં ખીલિયાં,
મીલિયાં નહિ હરિ જ્યોતિ સારી. ૪૫
સાર્યો સાવધ કરી રક્ષક પર ઝૂડિયો,
મૂઢિયો વાળી નાઠા બધા તે;

---

એ ભવ ( શિવની ) ભક્તિ તજી દીધી, એવો અપ્રસ્તુત અર્થ પણ નીકળે છે માટે **શ્લેષ.** હાડકાં શિથિલ થઇ ગયાં તે વર્ણ્યું છેઃ હુલકમાં ઇ૦—સ્પષ્ટ છે. શાપ દેવાનું પણ ભૂલી ગયો-અર્થાત્ સ્મૃતિભંગ વર્ણ્યું છેઃ ક્રૂર ઇ૦—સ્પષ્ટ છે. શાપની લક્ષ્મી—શાપ દેવાના સામર્થ્યરૂપ શોભા. હા ઈ૦—કવિ કહે છે કે હા, એવી રીતે એક ( શ્વેતકેતુ )ઉપર તો જય કર્યો, પણ એક ( અષ્ટાવક્ર ) ત્યાં રહ્યો. તેણે શું કર્યું ? ગાજી ઈ૦—સ્પષ્ટ છે.

૪૫ સંસ્કૃતભાષામાં શાપ દે છેઃ स्थीयताम्—ઊભો રહે. शुनीजा—હે કૂતરાઓ ! હું તમને મંદગતિની સજા કરૂં છું—તમારી ગતિ મંદ થઇ જાઓ ! तिष्ठ—ઊભો રહે. રે ઇ૦-રે ! તુંડ ( મુખ )રૂપી શસ્ત્ર અને અસ્ત્ર ધરનારા કૂતરા ! શબ્દશર—શબ્દરૂપી બાણ. અરિ મહા—મોટા શત્રુ—કૂતરા મોહ મારી ગયા—મોહિત—મૂઢ બનીને સ્તબ્ધ થઇ ગયા ! કૂતરાંનાં કરડવા માટે પોહોળાં કરેલાં મોઢાં શાપથી ઉઘાડાંજ રહી ગયાં તે વર્ણ્યું છેઃ તુંડ ઈ૦-તે કૂતરાઓનાં તુંડ ( મુખ ) તે શું શરદ્ઋતુનાં તામરસ-લાલ કમળ ( મુખની અંદરનો ભાગ લાલ હોય છે માટે ) ખીલ્યાં છે જાણે ? કમળ ખીલ્યાં હશે ત્યારે ચંદ્ર ઊગવાથી બીડાઈ જશે, તો કહે છે નાઃ મીલિયાં ઇ૦-હરિ( ચંદ્ર )ની સારી જ્યોતિ ( પ્રકાશ ) છતાં પણ તે મીલિયાં ( મળ્યાં-બીડાયાં ) નહિ !

વરૂથિનીપતિ ભણી જઇ વદે ઝડપમાં,
આવિયું દુઃખ મૃગયા સધાતે;
શ્વાન રાજાતણા મુખ ફાડી રહ્યા,
રીંછ ધારી ગયા મુનિ પાસે;
વદન ફૂલી ગયાં શ્વાન જમપુર ગયાં,
આવિયા દોડી સૌ જિવિત આવશે. ૪૬
શું થયું શું થયું એમ વદી સેનપતિ,
આવી મા'મુનિને ચરણ લાગ્યો;
શાપ ઉશાપ તવ વક્રીએ ત્યાં કર્યો,
શ્વેતકેતુતણો ભેય ભાગ્યો;
હાક વાગી મહા સેનમાં બેતણી,
દેવ પાષાણ બન્ને પૂજાયે;
રાત્રી વેરાનમાં નગરશી જાય છે,
વદનથી માગી તે વસ્ત ખાયે. ૪૭
એમ દિન કેટલે ચાલતાં આવિયા,
જનકપુર મે'લ ઋષિ બેય ભાળ્યા;
નાળ્ય નાની વિષે સંચર્યા તે ઘડી,
અશ્વ અસ્વાર પાસે નિહાળ્યા;
મુકુટ પણ શ્યામ છે વસન પણ શ્યામ છે,

---

૪૬ સાથી-શ્વેતકેતુ. રક્ષક-( કૂતરાંના ). વરૂથિનીપતિ—સેનાપતિ. સધાતે—સિદ્ધ થતાં. મૃગયારૂપ અર્થ સાધતાં. આવિયા—( અમે ).

૪૭ ઉશાપ-શાપ મિથ્યા કરવો તે. તે બન્ને પૂજાવા લાગ્યા તે ઉપમાથી વર્ણું છે: દેવપાષાણ ઈ૦—દેવરૂપ અષ્ટાવક્ર અને પાષાણરૂપ શ્વેતકેતુ બન્ને પૂજાય છે. મહાદેવનું પૂજન કરતાં તેની પાસેના પથરાને પણ ચંદનાદિ અનાયાસે ચઢે છે તે.

શસ્ત્ર પણ શ્યામ છે અસ્ત્ર તેવાં;
અશ્વ પણ શ્યામ છે સૌ ઘનશ્યામ છે,
મન અભિરામ છે રામ જેવાં. ૪૮
વાજીને હાથ ઊભો રહી ફેરવે,
થાપટે બેસવા મન વિચારે;
વરૂથિનીપતિતણી વાટ જોતો વળી,
એકલો નવ જવા આપ ધારે;
વાજીને વાત કે'વા મિષે ચુંબતાં,
હુંબતાં વારવારે ફરે છે;
રમત એવી રમે વાટ રૂંધી ભમે,
જોઈ તે શ્વેતકેતુ ડરે છે. ૪૯
વળી આગળ વધે ભાગ્યશાળી બધે,
જેહનો જશ સધે ઠાઠ શા છે;
વાટ રોકી ઉભા પંથીને શે દુભ્યા,
રમતમાં શે લુભ્યા ઘાટ આ છે;
મશક બોલ્યે જશું ગજપતિ એ' કશું,
રાય મન છે તશું બોલ્યું ચાલ્યું;
જદપિ ગજરાજ છે મશક શિર બાજ છે,
રાજનીત સાજ છે ડોલ્યું ડાલ્યું. ૫૦

---

૪૮ જનક રાજાનો મેળાપ વર્ણે છે: અશ્વ ઇ૦—તે નાટ્યમાં એક અશ્વ ( ઘોડો ) અને તેનો અસ્વાર બન્નેને જોયા. અસ્વારનું રૂપ વર્ણે છે: મુકુટ ઇ૦—સ્પષ્ટ છે. ઘનશ્યામ મેઘ જેવું કાળું. ત્યારે તેમનું મન પણ કાળું જ હશે? તે કહે છે નાઃ મન ઇ૦—તેનાં મન (અંતઃકરણ ) રામના અંતઃકરણ જેવાં અભિરામ (સુંદર ) છે. ૪૯ હુંબતાં—હુલાવતાં.( ઘોડાને ).

૫૦ સધે—સિદ્ધ થાય. ઘાટ ઇ૦—આ તો ઘાટ ( માર્ગ )છે. અષ્ટાવક્રના વચનની રાજાના મનપર કેવી અસર થઇ તે વર્ણે છે: મશક ઇ૦

બોલિયો કોણ છે ! જાય ક્યાં તે કહે,
(હું) કોણ તે નવ લહે, વાટ માગે !
તુંજ તે હુંજ છું જાય તું ત્યાં જવું,
(તું) કવણ તે હું લહું જાણવું જાગે;
રાયનો ધર્મ છે માર્ગ દેવો ઘટે,
બધિર કે અંધ કે નારી જોઇ;
ભાર વે'નાર કે પંગુ આણપંગુ કે,
શ્રેષ્ઠ નૃપ ! માર્ગની સાધ્ય સોઇ. ૫૧
(વળી) ભૂસુરી જો લહે વાટમાં આવતો,
(હોય) વિષ્ણુ જો રાય પણ માર્ગ દેવો;
રાજનીતિ વિષે શુક્ર મનુ ભાખિયા,
માર્ગ શેણે ભૂલ્યો શ્રેષ્ઠ એવો;
હે ભલા બ્રહ્મજી રૂચતી વાટ લો,

---

—જેમ મચ્છર બોલે તે કાંઇ ગજપતિ ગ્રહણ કરેછે ?—આદર પૂર્વક સાંભળે છે? અર્થાત્ નથીજ સાંભળતો. તેમ રાજાને મન પણ અષ્ટાવક્રનું બોલ્યું ચાલ્યું તેનુંજ છે. હાથી મચ્છરનું બોલ્યું નથી સાંભળતો પણ કાન તો હલાવવા પડે છે, તેમ રાજાનું મન પણ અષ્ટાવક્રની વાણીથી ડગમગે છેઃ જદપિ ઇ૦—સ્પષ્ટ છે. રાજનીત ઇ૦—કેમકે રાજા રાજનીતિના સાજરૂપી છે —અર્થાત્ રાજનીતિમાં પ્રવીણ છે.

૫૧ રાજા અષ્ટાવક્રને પ્રશ્ન કરેછેઃ તું કોણછે ? ક્યાં જાય છે ? અને હું કોણ તે જાણ્યા વિનાજ રસ્તો માગેછે ? અષ્ટાવક્ર અનુક્રમે ઉત્તર આપેછેઃ તુંજ ઇ૦—જે તું છે તેજ હું છું જ્યાં તું જાયછે ત્યાંજ મારે જવુંછેઃ અને તું કોણ તે હું જાણું છું, પણ તને જાગે ( વખત આવશે ત્યારે અથવા તું જાગીશ—બોધ પામીશ ત્યારે ) જાણવું—જાણીશ. શાસ્ત્રોક્ત રાજાના ધર્મ બતાવેછેઃ રાયનો ઇ૦—સ્પષ્ટ છે.

ના ભણું તો પડું નરક માંહી;
ઇંદ્ર આદિકતણા પૂજ્ય પૂરા તમો,
ના વદીને વસું હુંય ક્યાંહી ! ૫૨
વન્હિથી વ્યાઘ્રથી સર્પથી વિપ્ર કંઈ,
ક્રોધી ઓછા નથી મુનિ મોટા;
વન્હિ રક્ષાવડે વ્યાઘ્ર આળસવડે,
સર્પ ભયથી સહે સર્વ ટોટા;
વિપ્ર આવર્ણું વિણુ વિપ્ર આળસ વિહિન,
વિપ્ર અભયી સદા તામ્ર લોટા;
જાણું એ જુક્તિ વેદાંતની રૂક્તિથી,
પુક્તિ પૂરી ગ્રહી કહું ન ખોટા. ૫૩
બ્રહ્મ બ્રહ્મા સમા આપ છો તો પૂછું,
શાથી બ્રાહ્મણ લહું તેજ ભાખો ?
શૃંગ નહિ શિર વિષે કાળી કામળ ધરી,
બ્રહ્મપણું મુનિ મહા શુંજ દાખો;
ब्रह्म जानाति તે બ્રહ્મ છે વેદ કે',

---

૫૨ બ્રાહ્મણને રાજાએ માર્ગ આપવો એવું કયા શાસ્ત્રમાં કહેલું છે ? રાજનીતિ ઇ૦—૨૫૯૮ છે. જનક કહેછેઃ હે ભલા ઇ૦—૨૫૯૮ છે.

૫૩ બ્રાહ્મણને માર્ગ ન આપવાથી હાનિ થાય છે એમ કહીને જનક તેમનો ક્રોધી સ્વભાવ વર્ણું છેઃ વન્હિ ઇ૦—૨૫૯૯ છે. વન્હિ-અગ્નિ. અગ્નિ વગેરેના ક્રોધ કરતાં પણ બ્રાહ્મણનો ક્રોધ વધારે છેઃ વન્હિ રક્ષાવડે ઇ૦—૨૫૯૮ છે. રક્ષા-રાખ. આવર્ણુ-આવરણ-ઢાંકણુ. તામ્ર લોટા-ત્રાંબાના લોટા જેવા. અર્થાત્ માટીના વાસણની પેઠે ત્રાંબાના લોટાને કાંઇ ફૂટવાનો ડર નથી તથા તે સદા રાતા રંગના હોય છે. તેમ બ્રાહ્મણ સદૈવ ક્રોધી હોય છે. પુક્તિ-પુખ્તપણું ( વિચારનું ).

શૃંગ છે બ્રહ્મતેજે લલાટે;
શૃંગધર શૃંગી ઈક ગાજતો વિપ્રમાં,
ચ્યવન માટી જશો વાટ ઘાટે. ૫૪
બ્રહ્મપણું દાખિયું પરશુધર પરશુએ,
બાકી મન તાહરે હુંય દાખું !
બોલ્ય કંઇ અન્ય ઉત્તરતણી વાંચ્છના,
સમય ફરી નહિ મળે સત્ય ભાખું;
ગર્વ ગુણનિધિશો આવડો ધારતા,
બ્રહ્મ જાણ્યો તમે તે બતાવો;

---

૫૪ જનક અષ્ટાવક્રને ચાર પ્રશ્ન કરે છે: શાથી ઈ૦—તમને બ્રાહ્મણ શાથી જાણવા ? અર્થાત્ બ્રાહ્મણનું શું લક્ષણ છે ? ઉપહાસ કરે છે: શૃંગ ઇ૦—તમારા કપાળમાં કાંઈ શીંગડું તો જણાતું નથી કે જેથી તમને બ્રાહ્મણ કહિયે ! અથવા બ્રાહ્મણત્વ દર્શક શીંગડું (ચિન્હ) શું છે ? એ બીજો પ્રશ્ન. વળી વધારે ઉપહાસ કરે છે: કાળી ઈ૦—તમે કાળી કામળ ઓઢી છે માટે તમને શું બ્રહ્મ કહેવા ? અર્થાત્ કાળી કામળ કેમ ધરી છે ? એ ત્રીજો પ્રશ્ન. ચોથો પ્રશ્ન કરે છે: બ્રહ્મપણું ઈ૦—સ્પષ્ટ છે. એ ચારે પ્રશ્નના અષ્ટાવક્ર ઘટે તેવા ઉત્તર અનુક્રમે આપે છે: બ્રહ્મ ઈ૦—" जन्मना जायते शूद्रः संस्काराद्द्विजउच्यते । वेदाभ्यासाद्भवेद्विप्रो ब्रह्मजानाति ब्राह्मणः " " જન્મથી સહુ કોઇ શૂદ્ર અવતરે છે, તેને સંસ્કાર થાય છે ત્યારે તે દ્વિજ કહેવાય છે; તે વેદાભ્યાસ કરે છે ત્યારે વિપ્ર કહેવાય છે; અને બ્રહ્મ જાણે છે તે બ્રાહ્મણ કહેવાય છે " એમ વેદ કહે છે. બીજા પ્રશ્નનો ઉત્તર કરે છે: શૃંગ ઈ૦—બ્રહ્મતેજવડે લલાટમાં શૃંગ (શીંગડું) છે. અર્થાત્ બ્રાહ્મણના કપાળમાં જે બ્રહ્મતેજ હોય છે તેજ બ્રાહ્મણપણું ઓળખાવવાનું શીંગડું છે અને પ્રત્યક્ષ શીંગડાવાળો પણ એકશૃંગી ઋષિ બ્રાહ્મણોમાં ગાજે છે ! ચ્યવન ઋષિ માટીના રાફડામાં દટાઇ રહેલા હતા તેનું દૃષ્ટાંત આપીને ત્રીજા પ્રશ્નનો ઉત્તર કરે છે: ચ્યવન ઇ૦—ચ્યવન વાટ ઘાટે—જ્યાં ત્યાં માટી જશો—માટીથી ભરેલા હતો તો આ કાળી કામળ અમે ધરી છે તેમાં તમને શું વિશેષ દેખાય છે ?

સમય અધિકારી કે સ્થળ નહિ દાખશો,
આ સ્થળે ભાખશો બ્રહ્મ ભાવ્યો. ૫૫
વરૂથિની વાટમાં આવી આ ઘાટમાં,
સમય ગ્રહી એટલો બ્રહ્મ ભણવો;
પેંગડે પગ ધરૂં બ્રહ્મ ઉપદેશ ઘો,
રૂપગુણથી વિશેષે ન જાણવો;
મેં કહ્યું તે કરો બ્રહ્મ ચીન્યા ભણું,
નીકર તો બેડશીખોર ગણવો;
વર્કો કે' વાર શી બ્રહ્મને દાખતાં,
બાકી છે એક તુજ ભ્રમ હણવો: ૫૬
બ્રહ્મનું દાન દઉં દક્ષિણા આપ્ય તું,
પાંચ વાનાં જનક પૂર્ણ જોએ;
હા ભણે તો અધૂના દઉં દાન હું,
વાર નવ આપતાં વિપળ હોયે;
દક્ષિણા પંચ મુખમાગી હું આપતાં,

---

૫૫ ચોથા પ્રશ્નનો ઉત્તર કહે છે: બ્રહ્મપણું ઇ૦—સ્પષ્ટ છે. અષ્ટાવક્રનાં ગર્વનાં વચન સાંભળીને જનક ફરી પ્રશ્ન કરે છે: બ્રહ્મ ઇ૦—તમે બ્રહ્મ જાણ્યો છે તો તે બતાવો. તમે કહેશો કે બ્રહ્મજ્ઞાન ગ્રહણ કરવાને યોગ્ય અધિકારી કે દેશકાળ વિના તે બતાવાય નહિ તો તે હું નહિ માનું: સમય ઇ૦-સ્પષ્ટ છે.

૫૬ ત્યારે કેટલી વારમાં બ્રહ્મ બતાવું? તે કહે છે: વરૂથિની ઇ૦—મારી વરૂથિની (સેના) વાટમાં છે તે આ ઘાટમાં (માર્ગમાં) આવી પહોચે તેટલો સમય લેઇને મારે બ્રહ્મ જાણવો છે. "પેંગડે પગ અને બ્રહ્મ ઉપદેશ" એ કહેવત આણી મેળવે: પેંગડે ઇ૦—સ્પષ્ટ છે. રૂપ ઇ૦—બ્રહ્મનું રૂપ અને તેના ગુણ માત્ર કહીને બસ કરો; વિશેષ કહેવાની કાંઈ અગત્ય નથી.

વાર કંઈ નવ કરૂં દ્વિજ રાઈ;
બ્રહ્મ જાણું નહીં તો ભવિષ્યે ભુંડું,
જળ વિષે તું જશે માર ખાઇ. ૫૭

જનકવિદેહી જનપદપતિ જાણ તું,
આણ્ય તું હાણ્ય નવ, હું ય ભાખું;
શ્વેતકેતુ ભણે માગ નૃપ દીજિયે,
ન રીઝિયે રાડમાં સત્ય દાખું;
વક્રી કે' શાંત રે', લાવ્ય રે દક્ષિણા,
દેહ આખેહ શું થઇ ન લાખું;
ઓળખો આતમા પૂર્ણ પરમાતમા,
શે અધૂરૂં હવે હું ય રાખું. ૫૮

---

૫૭ અષ્ટાવક્ર તેને તત્કાળ બ્રહ્મજ્ઞાન આપવા માટે દક્ષિણા લેવારૂપ યુક્તિ કરે છેઃ બ્રહ્મનું ઈ૦–હું તને બ્રહ્મજ્ઞાનરૂપી દાન આપું છું તો તું મને ગુરૂદક્ષિણા આપ્ય. કેટલી ગુરૂદક્ષિણા ? તે કહે છેઃ પાંચ વાનાં ઈ૦— આગળ કહેવાશે તે પાંચવાનાં મારે પૂરેપૂરાં (થોડો ભાગ તારી પાસે રાખીને નહિ) જોઇએ. અધુના—હમણા. દાન—(બ્રહ્મજ્ઞાનરૂપી). વિપળ–પળનો સાઠમો ભાગ. જનક કબૂલ કરે છેઃ દક્ષિણા ઈ૦—૨૫૫૮ છે. દક્ષિણા લેઇને બ્રહ્મજ્ઞાન નહિ આપે તો તને જળમાં ડુબાડીશ એમ જનક બળ બતાવે છેઃ બ્રહ્મ ઈ૦—૨૫૫૮ છે.

૫૮ જળમાં ડુબાડવાનું વચન રાજાના મુખથી સાંભળીને બીહીકણુ શ્વેતકેતુ ભય પામીને રાજાને સમજાવવાનો યત્ન કરે છે; જનક ઈ૦— ૨૫૫૮ છે. જનપદપતિ—દેશપતિ. પોતાનો મુદ્દો સિદ્ધ થવાની અણીપર આવ્યો તે વખતે વગર સમજ્યે બોલતા શ્વેતકેતુને અષ્ટાવક્ર વારે છેઃ વક્રી ઈ૦—૨૫૫૮ છે. જનકને કહે છે; લાવ્ય ઈ૦—૨૫૫૮ છે. ડૂબવાનો ભય નથી તે બતાવે છે; દેહ ઈ૦–શું આવા લાખ્ખો દેહની ખેહ (પૂર્વે) થઇ નથી ગઇ ? ત્યારે આ દેહ પણ જશે તો તેની શી ચિંતા છે ?

માગ્ય તું માગ્ય જે દક્ષિણા માગવી,
આગવી હું વળી કંઈક આપું;
બ્રહ્મ જો ભાળું તો ધનપતિ શો કરૂં,
કષ્ટ કૂડા ! સહુ તારૂં કાપું;
દાન લઈ દક્ષિણા આપવી આપને,
તદપિ કો' કષ્ટ તારૂંજ શાપું !
ધનદશા ધન વિષે જ્ઞાની સર્વત્ર છે,
મહતપણું તોય મહીપાળ માપું. ૫૯
રાજ્ય દે તાહરૂં પાણી લે આ રહ્યું,
અન્ય કુટુંબ દે ના ન કે'વી;
લક્ષ્મી દે કીર્ત્તિ દે દેહ અવશેષ દે,
તુંબીથી અંજલી જળની દેવી;
આગવું દે ન દે મુખથકી કે' ન કે',
પંચ મળિયાં દઉં બ્રહ્મ ભેળી;
માગ્ય તું જાગ્ય તું બ્રહ્મ દેખાડચ તું,
આગવું આપું હું માગ્ય મેળી. ૬૦

---

૫૯ આગવી ઈ૦—જનક કહે છે કે તારા માગ્યા ઉપરાંત વળી હું તને કાંઈક આપીશ. ધનપતિશો—કુબેરભંડારી જેવો ધનવાન. રાજાનું દાનગર્વ વચન સાંભળીને અષ્ટાવક્ર ઉપહાસ કરે છે; દાન ઈ૦—અમારી પાસેથી દાન લેઈને તેના બદલામાં આપને ( આપે ) દક્ષિણા આપવાની છે, એટલે એમાં કાંઈ વિશેષ તો નથી, તદપિ તમે કહો છો કે તારૂં કષ્ટ હું શાપું અર્થાત્ દૂર કરૂં છું, તો એ ઠીકજ છે !! કુબેર સરખો કરવાનું કહે છે તેનો ઉત્તર આપે છે; ધનદશા ઈ૦—જ્ઞાની પુરૂષો સદૈવ પૂર્ણ ( ઇચ્છા વગરના ) હોવાથી સર્વત્ર ધનદશા—કુબેર સરખાજ છે; તોય હે મહીપાળ ! હું તારૂં મહત્પણું માપું છું—મારા મનમાં તને મોટો માનું છું.

૬૦ હવે પાંચ વાનાં માગે છે; રાજ્ય ઈ૦—આ પાણી મારી પાસે છે તે લેઈને મારા હાથમાં મૂક અને તારૂં રાજ્ય દે. બીજું માગે છે: અન્ય ઈ૦—

દ અલૌકિક અવિનાશી અખિલેશ્વરો,
દેહ તારે વસે નહિજ જૂદો;
અન્ય રૂપ માહરે કાંઇ નવ જોઇએ,
લોભી વાડવ લહી તુર્ત ખૂંદો;
ક્યાં વસે તેહ કો' રૂપ વિશેષ કો',
આણી આપું વદો માપ માપી;
પૃથ્વી સર્વત્રમાં વાસ વશી તે રહ્યો,
નભ વિષે જળ વિષે સર્વ વ્યાપી. ૬૧
રૂપ નાનાવિધિ અરૂપ અવિનાશી છે,
શેષ વિશેષ કે'તાંજ હારે;

---

બીજું, તારૂં કુટુંબ મને આપ; ત્રીજું લક્ષ્મી (તારૂં બધું ધન) આપ; ચોથું, કીર્ત્તિ આપ; અને પાંચમું, અવશેષ (બાકી રહેલો) તારો દેહ તે પણ આપ. આગવું ઈ૦-તેં તારા તરફથી આગવું આપવાનું કહ્યું હતું તે હવે દે કે ન દે, અને મોઢેથી કહે કે ન કહે, પણ આ પાંચ વાનાં મને મળ્યાં કે તરત તને બ્રહ્મમાં ભેળી દેઉં—તને બ્રહ્મ બતાવું. જનક કહે છે: માગ્ય ઇ૦—સ્પષ્ટ છે. આગવું ઇ૦-આગવું આપવાનું કહ્યું છે તે પણ તને આપીશ, પણ તે મેળીને—મેળવીને અર્થાત્ મને બતાવીને માગ્ય એટલે તે હું આપું. કેમકે મારૂં સર્વસ્વ તો તેં માગી લીધું છે, ત્યારે જો કાંઈ બાકી રહ્યું હોય તો તે તને આપું, માટે હવે શું બાકી છે, તે કહે અને લે.

૬૧ તે આગવું તે તારો આત્મા છે, એમ બતાવીને અષ્ટાવક્ર માગે છે: દે ઈ૦—સ્પષ્ટ છે. અલૌકિક—લૌકિક વસ્તુથી જૂદો. અખિલેશ્વરો—સમગ્ર જગતનો ઈશ્વર. લોભી ઈ૦—જો એથી કાંઇ વિશેષ માગું તો મને લોભી બ્રાહ્મણ જાણીને સજા કરજો. રાજા આત્મા વિષે પ્રશ્ન કરે છે: ક્યાં ઇ૦—તે ક્યાં વસે છે? તેનું વિશેષ રૂપ (લક્ષણ) શું છે? તેનું માપ માપીને કહો? ત્રણે પ્રશ્નના અનુક્રમે ઉત્તર આપે છે.: પૃથ્વી ઈ૦—સ્પષ્ટ છે.

તદપિ હું ભાખું છું અણુથકી સૂક્ષ્મ એ,
નભથકી બૃહત કે'વો શું મારે?
રૂપ વિશેષ એ સર્વથી જે વડું,
આણી આપું વદો, આણી દીજે;
પાસ છે વરમતિ! પાશ માયાતણો,
આપતાં મૂઢમતિ તેથી રીઝે! ૬૨

માપ માપો વધા માપ માપું હવે,
જનકની દેહ વીચે રહ્યો તે;
આણી આપો હવે પાણી દ્યો પાણિમાં,
વાર શી? આરશીશો કહ્યો એ;
વેણથી વાજીને છોડી નૃપ દોડિયો,
શીર્ષ જઇ જોડિયો પાગ આગે;
મા'મુનિ આત્મદર્શી નહીં ઓળખ્યા,
પુંડરીક ઇંદીવર જોઈ ત્યાગે. ૬૩

---

૬૨ રૂપ વિશેષ કહે છે: રૂપ ઇ૦—સ્પષ્ટ છે. અણુ—ઝીણામાં ઝીણો રજકણ. બૃહત—મોટો. આણી આપું કહો છો તે માયાથી ભ્રમિત થઈને કહો છો, એવો આક્ષેપ કરે છે: પાસ ઇ૦—હે વરમતિ! —શ્રેષ્ઠ બુદ્ધિવાળા જનક! માયાનો પાશ પાસે છે—તેમાં પકડાયલા છો, તેથી મૂઢબુદ્ધિવાળા પુરૂષો તેને આપતાં રીઝે છે! અર્થાત્ માયાપાશ તજે તો આપનાર અને આપવાનું કાંઇ ન હોવાથી 'આપું' એવું વચન બોલાયજ નહિ.

૬૩ ત્રીજા પ્રશ્નનો ઉત્તર કહે છે; માપ ઇ૦-સ્પષ્ટ છે. જનકની—પિતાની અથવા જનકરાજાની. પાણિમાં (મારા) હાથમાં. આરશીશો અર્થાત્ ચોખ્ખો—સ્પષ્ટ. અષ્ટાવક્રના વચનથી જનક તેને બ્રહ્મજ્ઞાની જાણી વિનય કરે છે: વેણથી ઇ૦-સ્પષ્ટ છે. વાજી-ઘોડો. શીર્ષ ઇ૦—તેણે અષ્ટાવક્રના પાગ (પગ) આગે (આગળ) શીર્ષ (માથું) જોડિયો (જોડયું). પગમાં માથું નમાવ્યું. નમીને શું બોલ્યો? મા'મુનિ ઇ૦—સ્પષ્ટ છે. કવિ

નીલ અંબુજ કરે શ્વેત પંકજ ધરી,
રાય ઉઠાડિયો વક્રો દેવા;
ધન્ય તું ધન્ય તું એમ મુખે કહ્યું,
સાધી તેં વિપ્રની સિદ્ધ સેવા;
નગરમાં જઇ કરો રાજ્ય રૂડી રીતે,
મહત દાનેશ્વરી દેવ જેવા;
નૃપ ભણે એમ કંઈ આપ્યું લેવાય નહિ,
રાય પોતે બનો સાધુ સેવા ! ૬૪
બ્રહ્મ અરપણ કર્યું પાણી કરમાં ધર્યું,
લાજ લાગે સુણું બોલ એવા;
વક્રી કે' પરશુએ પૃથ્વી આપી બધી,
ક્ષત્રીએ લીધી છે તેહ કેવા ?
બ્રાહ્મણતણું મૂળ બ્રહ્મા ભણે સર્વ કો,
આપ્યું તેનું ગ્રહે દેવ દેવા;
આપિયું તેં મને હું દઉં છું તને,
દાન દાનેશ્વરી વિધિ જેવા ! ૬૫

---

કહે છે: પુંડરીક ૦—જેમ ઈંદીવર( કાળા કમળ)ને જોઈને પુંડરીક (શ્વેતકમળ—પોયણું ) પોતાની શોભાને ત્યાગે છે તેમ તેણે અષ્ટાવક્રને જોઇને પોતાનો ગર્વ તજ્યો અથવા, અષ્ટાવક્રના ચરણરૂપી કાળું કમળ જોઈને તેમાં પોતાના માથારૂપી પુંડરીક ત્યાગે છે—નાખે છે. અથવા, પુંડરીક જેવો શ્વેતકેતુ તથા ઈંદીવર જેવા અષ્ટાવક્રને જોઇને તે પોતાનો ગર્વ તજે છે

૬૪ અષ્ટાવક્ર રાજાનો વિનય જોઈ તેને ધન્યવાદ આપે છે; નીલ ૦—અષ્ટાવક્ર નીલ ( કાળા ) અંબુજ ( કમળ ) સરખા હાથથી ( રાજાના માથારૂપી અથવા હાથરૂપી ) શ્વેતપંકજ( કમળ )ને ધરી ( ઝાલીને ) તે રાયને ઉઠાડ્યો. બાકીનું સુગમ છે. ૬૫. પરશુએ—પરશુરામે.

એમ મન મનવિયું આપ્યું પાછું બધું,
કાર્ય કો' મુનિવરા ક્યાંહીં જાવું;
સેવક સમું વદો કામ કે કાજ કંઇ,
જ્યાં વસો ત્યાં ઋષિ હુંય આવું;
વક્રી કે' શ્રેષ્ઠ નૃપ યજ્ઞ મહિમા સુણી,
આવિયા તું ભણી બેય આજે;
અતિથિ થઇ તાહરા યજ્ઞના આવિયા,
તું ભળ્યો આજ મૃગયાજ કાજે! ૬૬
યજ્ઞ જોવો સહી વાદ કરવો તહીં,
ક્રોધવ્યાધિ ઘણું અંગ પીડે;
દ્વારપાળક લહી આપ કે'શો સહી,
રોધ ટાળે લહી વક્ર હીંડે;
વાત એવી કરે વરૂથિની આવતી,
કડિધિને નાદ નિશાન ગાજે;
હાર્યો પર ભાર્યો કંઇ સાર્યો બહુ સામટા,
આર્યો પો'ચ્યા રૂડા અશ્વ રાજે. ૬૭
ભીડની પીડ બે સહીં શક્યા નહિ જરા,
નાસીં પેઠા ગુફાકેરી માંહે;
અશ્વ આરોહી નૃપ ખોળતો દશ દિશે,

---

૬૭. બંદીએ પોતાના પિતાને ડુબાડ્યો છે તે સાંભળીને અષ્ટાવક્ર કહે છે: ક્રોધવ્યાધિ ઇ૦—સ્પષ્ટ છે. રોધ ઇ૦—જે વક્ર (વાંકો) ચાલે ચાલે છે તેને લહીને રોધ (અટકાવ) ટાળે—વાંકાને અટકાવે નહિ એમ દ્વારપાળને કહેશો.

વક્રો કે શ્વેતકેતુ ન ત્યાંહે;
ભૂલિયો કાર્યમાં કંઇ ગયા તે તદા,
ગાજતે વાજતે ગ્રામ આવ્યો;
નિરખી વધાવિયો પુરજને સહુ મળી,
કન્યકા કુસુમવરસાદ ભાવ્યો ! ૬૮
નેહ વિસર્યો તદા, ભૂપ એવા સદા,
ભય ગયો જાણી બે નિકળી ચાલ્યા;
પુરમાં પેસતાં શુકન સામા મળ્યા,
શુભ તે જોઇને મન મા'લ્યા;
ત્યાં વિધિ શો થયો વર્ણું મતિમંદ શું,
શાસ્ત્રની વાતમાં સર્વ કાચું !
હીન હું દીન છું ભારતી વિણ છું,
વારિ વિણ મીન છું સર્વ સાચું !! ૬૯

## વલણ.

મીન વિહોણું વારિ વિણ, પયથી અતિ પસ્તાય રે;
ભવાબ્ધિમાં બ્રહ્મજળ વિના, પ્રેમાનંદ મુઝાય રે. ૭૦

---

૬૮ અશ્વ આરોહી—ઘોડા ઉપર ચઢીને. કન્યકા ઈ૦—ગામની કન્યાઓએ વરસાવેલો કુસુમ( ફૂલ )નો વરસાદ તેને ભાવ્યો. ૬૯ ભારતી—વિદ્યા.

૭૦ સંસારના વૈભવ મને સુખ આપતા નથી એમ જણાવતાં કવિ કહે છે: મીન ઇ૦—વારિથી વિહોણું ( વિરહી ) મીન વારિ વિણુ ( એકલા ) પયથી ( દૂધથી )અતિ દુ:ખી થાય છે: તેને તો પાણીજ જોઇએ. તેમ પ્રેમાનંદ પણ ભવાબ્ધિમાં —સંસારસમુદ્રમાં બ્રહ્મરૂપી જળ વિના મુઝાય છે. અર્થાત્ દ્રવ્યાદિથી મળતાં વિલાસરૂપી સુખ મને આનંદ આપતાં નથી.

## કડવું ૧૨ મું.

### શ્લોક.

હારતા લૌકિકો એમ કે'તા મુદા,
વાદમાં જીતતા બુદ્ધિવાળા સદા;
વાદી પોતે થશે હીણબુદ્ધિ જદા,
શું પ્રતિવાદીનું જાય તેમાં તદા. ૧

### રાગ ત્રિતાળો.

શું લૌકિક ભાખે, દીનપણું દાખે, મહતા રાખે, મૂઢમતિ,
નવ તે હું માનું, ખોટું બા'નું, પ્રકટું છાનું, રંચ રતિ;
શૂરો જે જીતે, વસમી રીતે, યુદ્ધ અમિતે, સેનપતિ,
નિર્બળ તવ કે'તો, બળિયો એ તો, ચિત્તે ચેતો, ગૂઢગતિ. ૨

---

૧ શ્લોક—સ્રગ્વિણી છંદ. આ કડવામાં બંદી અને અષ્ટાવક્રનો વાદ વર્ણવવાનો છે તે સૂચવવાને શ્વેતકેતુ તથા અષ્ટાવક્રની રસ્તે ચાલતાં વાદમાં હારજીત વિષે વાતચિત વર્ણી છે: હારતા હ૦—શ્વેતકેતુ અષ્ટાવક્રને કહે છે કે, જે લૌકિકો ( લોક સમુદાય ) વાદમાં હારે છે તે મુદા ( હર્ષવડે ) એમ કહે છે. શું કહે છે તે એક સંસ્કૃત કહેવતનો અનુવાદ કરીને બતાવે છે: વાદમાં ઇ૦—સંસ્કૃતમાં કહે છે કે " वादे बुद्धिमतो जयः " વાદમાં બુદ્ધિવાળા હોય તે જીતે.છે. અર્થાત્ કોઇ પુરૂષ વાદમાં હાર્યો માટે તેનું કહેવું કાંઈ ખોટું છે એમ નથી; કેમકે પ્રતિવાદી બુદ્ધિબળથી કદાચ સાચાને પણ ખોટું કરી શકે છે. અષ્ટાવક્ર તેજ વચનને માન્ય રાખી ઉત્તર આપે છે: વાદી ઇ૦—જ્યારે એવી રીતે બુદ્ધિમાનથી હારવા વડે વાદી હીણબુદ્ધિનો થશે તેમાં પ્રતિવાદીનું શું જશે ? અર્થાત્ વાદમાં બુદ્ધિમાન હોય તેજ જીતે ત્યારે જે હારે તેને હીણબુદ્ધિનોજ જાણવો જોઇએ, એવા હીણબુદ્ધિવાળાના હારવાથી બુદ્ધિવાળા પ્રતિવાદીની શી હાનિ છે ?

૨ રાગ ત્રિતાળો—ત્રિભંગી છંદ. શું ઇ૦—" વાદમાં બુદ્ધિમાન્ જીતે " એમ જે લોકો કહે છે તે શું કહે છે ? તેઓ હારનારનું દીનપણું

બે ભાગે બળિયો, ઇમ વદી બળિયો, હાર્યો મળિયો, કથન વિષે,
તેથી શું શૂરો, પૂરે પૂરો, થાય અધૂરો, મથન મિષે;
એવું નથી ક્યાંહી, માલજ માંહી, જ્યાંહી ત્યાંહી, પૂર્ણ દિસે,
હાથીની પૂઠે, કૂતરાં રૂઠે, ઠેલે ઠુંઠે, મન હીસે. ૩

વઢતા ઇમ વાતે, જાતે જાતે, પૂર પ્રભાતે, પુર આવ્યા,
ભોજનની સોઇ, કરતા કોઇ, જુગતી જોઈ, મન ભાવ્યા;

---

દાખે છે. (કેમકે હારનાર હીનબુદ્ધિ છે એવા અર્થની તેઓ વ્યંજના કરે છે). એમ છતાં જે મૂઢમતિ હોય તેજ મહતા રાખે—પરાજિત થયો છતાં એવું વચન બોલીને મોટાઇ સાચવે! નવ ઇ૦—અષ્ટાવક્ર કહે છે કે હું તેવું વચન માનતો નથી, પણ તેમનું જે રંચ જેટલું અને રતિ જેટલું પણ છાનું હોય તેને હું પ્રકટું છું—ઉઘાડું કરૂં છું તે દૃષ્ટાંતથી પ્રકટ કરે છે: શૂરો ઇ૦—શૂરો સેનાપતિ અમિત યુદ્ધમાં વસમી રીતે જય પામે, ત્યારે તેને નિર્બળ એમ કહે કે એતો બળિયો છે માટે જય પામે છે! હે ગૂઢગતિવાળા! ચિત્તમાં ચેતો—સમજો અર્થાત્ તેના જેવું એ છે! બળવાનના આગળ જેવો નિર્બળ હારે છે તેવો બુદ્ધિમાનના આગળ નિર્બુદ્ધ હારે છે, તો "વાદમાં બુદ્ધિમાન જીતે" એમ કહેવાથી હારનારનો શો બચાવ થવાનો છે?

૩ બે ઇ૦—વળી જે હાર્યો હોય છે તે, બળિયો (અદેખાઇથી બળ્યો) હોય છે તેથી બે ભાગે બળિયો—"બળિયાના બે ભાગ" ઇમવદી (એમ કહીને) તે કથનમાં મળેલો હોય છે—અર્થાત્ એવી કહેવત બોલીને પોતાનું મન વાળે છે, તેથી જે પૂરેપૂરો શૂરો હોય છે તે મથનના મિષથી (અર્થાત્ તેને હરાવવામાં) અધૂરો થાય છે શું? મતલબ કે નથી થતો. ત્યારે ખરૂં શું? એવું ઇ૦—એવું (જે હારે તે, બળિયાના બે ભાગ, એમ કહીને જીતનારની બરોબરી કરવા જાય એવું) ક્યાંહી નથી; પણ જેનામાં માલ (બળ—સત્વ) હોય તેજ જ્યાં ત્યાં પૂરો દેખાય છે. એવા પૂરા પુરૂષની જેઓ "બળિયાના બે ભાગ" કે "વાદમાં બુદ્ધિમાન્ જીતે" વગેરે વચનોથી અવગણના કરે છે તેમનો કૂતરાંની ઉપમાથી તિરસ્કાર કરે છે; હાથીની ઇ૦–સ્પષ્ટ છે. ઠેલે ઇ૦–પણ હાથી તેમને ઠુંઠે ઠેલે છે—લેખવતો નથી અને મનમાં હર્ષ પામે છે.

પુર વીચ વિરામ્યા, મા'જન જામ્યા, શિરથી નામ્યા, વર કા'વ્યા
મુનિ ક્યાંથી આવ્યા, તાપ શમાવ્યા, મોદ મનાવ્યો, ઉપજાવ્યા. ૪
ડાહ્યા થઇ ડોલે, વક્રી બોલે, તુલના તોલે, મહતતણી,
ઉદ્દાલક પાસે, વસતા વાસે, આવ્યા આશે, જનક ભણી;
ઇચ્છાધન કેરી, ગુણિયલ હેરી, આવ્યા ફેરી, સફળ ગણી,
હરિ આશા પૂરે, વિદેહીપુરે, શૂરે નૂરે, નૃપતિમણિ. ૫
લોકો કળકળતા, તન મન બળતા, બંદી મળતા, રૂપ નિંદ,
અભિધાન ડૂબાવ્યું, દુખ ઉપજાવ્યું, સુખ તજાવ્યું, કો વંદ !
દાનેશ્વરી સાચો, કરિયો કાચો, મારી તમાચો, મતિમંદ,
દુઃખી બે થાશો, ગુણ ગણ જાશો, પડી પસ્તાશો, મળ ગંદે. ૬
બૂરાડે સાહી, દુખકર રાઈ, માનો ભાઈ! વચ સાચું,
દુઃખ નહીં ટાળે, જળમાં ઘાલે, વાદથી ઝાલે, શે રાચું?
મુનિ ! બંદીવંદી, થઈને દ્વંદી, મારે ફંદી, સહુ જાચું,
માની જો જાશો, તો સુખી થાશો, મન મકલાશો, એ કાચું ! ૭

---

૪ વઢતા ઇ૦-એ રીતે વાતોમાં વઢતા-વાદ કરતા ( અષ્ટાવક્ર અને શ્વેતકેતુ ) જાતે જાતે ( ચાલતાં ચાલતાં ) પૂર પ્રભાતે ( સારૂં સવાર થતાં ) જનકપુરમાં આવ્યા. ભોજનની ઈ૦-તેમની જુગતી ( રૂપ, રંગ વેષ ઇ૦ ) જોઈને તેઓ લોકોના મનમાં ભાવ્યા અને તેથી તેઓ તેમના ભોજનની સોઇ કરવા લાગ્યા. પુર ઈ૦-તેઓ નગરની વચ્ચે બેઠા. મહાજન-લોકોનો જથો. શિરથી ઈ૦—લોકો તેમને શિરથી નામ્યા. કા'વ્યા-કહેવાયા. ઉપજાવ્યા ( મોદ—હર્ષ ).

૭ લોકો કહે છેઃ બૂરાડે ઇ૦-સ્પષ્ટ છે. દ્વંદી-પ્રતિવાદી. ફંદી-કપટરૂપી ફાંદાવાળો. જાચું ઇ૦—અમે સહુ જાચીએ છીએ કે તમે ત્યાં ન જશો. એ કાચું—કેમકે ત્યાં જવામાં તમે હિત ધારો છો એ કાચું છે !

જે કષ્ટ તમારૂં, સર્વ વિડારૂં, સત્ય ઉચ્ચારૂં, મુનિ મોટા,
જોઇએ તે લીજે, મન જ્યમ રીઝે, દુખ દૂર કીજે, નવ ટોટા;
વાદી થઇ સા'શે, સર્પ ઝલાશે, ત્યારે વા'શે, બે ખોટા,
માનોજી અમારૂં, સહુ સુધારૂં, નરતું નિવારૂં, નહિ ગોટા. ૮
વળી કે' સાચું, મનથી રાચું, કાંઇ ન કાચું, જન બોલ્યું,
પણ વદવું મારે, વારે વારે, મહત વિચારે, સત તોલ્યું;
ભંડારથી દેવી, લક્ષ્મી લેવી, ના નવ કે'વી, મન ડોલ્યું,
નવ રંક રિબાવું, ધનને ધાવું, કરતાં આવું, ઉર છોલ્યું. ૯
જન કે' શા મોટા ! વાળો ગોટા, થાશો ટોટા, સત્ય ભણું,
વર ધનીં ઇક આપે, કષ્ટજ કાપે, મન મુનિ ! માપે, આપતણું;
હાવાં શું બોલો, કરી વરજોળો, સ્વચ્છ ન ડોળો ગુણી ગણું,
વય છે અતિ નાની, થાવ ન માની, સત્ય પિછાની, અલ્પ ઘણું. ૧૦

---

૮ વાદી ઇ૦—જેમ વાદી સર્પને નાદથી છેતરીને ઝાલે છે અને તે ઝલાય છે ત્યારે તેને કંડિયામાં પૂરે છે તેમ તે પણ વાદી ( વાદ કરનારો ) થઇને તમને સાહાશે ( પકડશે ) અને જ્યારે તમે વાદમાં પકડાશો ત્યારે બે ( બંદી અને જનક બન્ને ) જે ખોટા છે તે, તમને વાહાશે—એવી રીતે છેતરીને જળમાં ડૂબાડશે. નહિ ગોટા—અમે ગોટા વાળતા નથી—ખોટું કહેતા નથી.

૯ શું સત્ય તોલ્યું છે તે કહે છે: ભંડારથી ઇ૦—મારે લક્ષ્મીદેવી ( રાજાના ) ભંડારમાંથીજ લેવી છે માટે તમારે ના કહેવી નહિ; કેમકે તેમ કરવા તરફ મારૂં મન ડોલ્યું ( નમ્યું ) છે. અમે બધા મળીને તમને લક્ષ્મી આપીશું એમ કહેતા હો તો: નવ ઇ૦—સ્પષ્ટ છે. ઉર છોલ્યું ઇ૦—એમ કરવાથી—ગરીબોના પૈસા લેવાથી મારૂં હૃદય છોલાય છે—હું દુ:ખી થાઉં છું.

૧૦ વાળો ઇ૦—આમ ગોટાવાળો છો તેથી. વર ઇ૦-ગરીબનું નથી લેતા ત્યારે એક મોટો ધનવાન તમને આપે છે અને તમારૂં કષ્ટ કાપે છે.

વળી કે' લેવું, નૃપ ધન જેવું, અસત ન કે'વું, સહુ જાણો,
શુકે નીતિ ભાખ્યું, લેવું દાખ્યું, બાકી ન રાખ્યું, મન આણો;
તે મારગ ભૂલું, દહથી ડૂલું, વદું નહિ લૂલું, શીદ તાણો,
જાશું જી બેસો, ગ્રહમાં પેસો, અન્ય ન કે'શો, મત માણો. ૧૧
વળી વદું ઇક બીજું, ગુણથી રીઝું, ભારથી ભીજું, હું આજે,
મન વૈર વશ્યું છે, અંગ કશ્યું છે, રંગ રશ્યું છે, કયમ ભાજે?
માનોજી અમારૂં, સત્ય ઉચારૂં, જાવા ધારૂં, મા' માઝે,
મામો ના કે'છે, શે દુખ લેછે, વસમે વે'છે, નવ લાજે ! ૧૨
તેને ગ્રહી આઘો, કાઢયો ડાઘો, વરમતિ જાગો, શું ઉંઘો,
આ લોભ કુસુમ છે, જન સહુ સુમ છે, મતિમહ ગુમ છે, શું સુંઘો!!
વે'લા થઇ વળિયે, નૃપને મળિયે, છળવ્યા છળિયે, શે ઘે'લા !
નાના કહી લાખે, માર્ગ ન દાખે, ચોટજ ચાખે, મન મેલા. ૧૩

---

પછી કાંઇ ? તે કેટલું આપશે તે કહે છેઃ મન ઇ૦-હે મુનિ ! જેથી આપનું મન માને—અર્થાત્ આપની ઇચ્છા પૂર્ણ થાય તેટલું. સ્વચ્છ ઇ૦—ચોખ્ખા પાણીને ડોહોળશો નહિ-આ ખરેખરું કહ્યું છે .તેમાં વાંધો ઉઠાવશો નહિ. અલ્પ ઘણું—થોડામાં ઘણું.

૧૧ લૂલું—અર્થાત્ ડગમગતા મનથી. મત માણો— હું જે કહું છું તે મતને માણો. અર્થાત્ માન્ય કરો.

૧૨ ભારથી—ભાર રૂપી પાણીથી. કશ્યું છે( વૈરના બંધથી ). રશ્યું—(વૈરના રંગથી ). મહામાઝે—મોટી મર્યાદાથી. શ્વેતકેતુ વગર પ્રયાસે મળતા ધનથી લોભાઇને તથા લોકોએ કહેલા ભયથી બીહીને અષ્ટાવક્રને અટકાવવાનો યત્ન કરે છેઃ મામો ઇ૦—સ્પષ્ટ છે.

૧૩ અષ્ટાવક્ર તેને અનુકૂળ કરી લેવાને યુક્તિથી સમજાવે છેઃ તેને ઇ૦—સ્પષ્ટ છે. ડાઘો—લોકોના બોલવાથી મન પર થયેલી અસરરૂપ ડાઘ. શી રીતે સમજાવે છે ? આ ઇ૦—આ લોકો જે બોલે છે તે માત્ર લોભરૂપી ફૂલ છે; ખરૂં પૂછો તો એ સર્વે લોકો સુમ ( કૃપણ ) છે. એમાં

નવ કોઇનું માન્યું, વદવું છાનું, જાણ્યું અજાણ્યું, ફરી આલ્યા,
વકીને નિંદ, કોઇ ન વંદ, શે મતિમંદ, રે' ખાજ્યા;
ધિઃકાર ભર્યા જે, વાટ સર્યા તે, વાદ કર્યા એ, જઇ કેવા,
લોમશ કે' ભાખું, સાચું દાખું, રંચ ન રાખું વર મેવા. ૧૪

ના ના નવ માની, થઇ ગુમાની, જમશે વાની, પંચ ગળી,
મંડપને દ્વારે, લહીં લલકારે, વારે વારે, વિપ્ર કળી;
રક્ષક કે' યાંહી, આવ્યા ક્યાંહી, જાઓ જ્યાંહી, ભીખ મળે,
આ રાજ્ય સભા છે, પૂર્ણ પ્રભા છે, હાર્યો ઉભા છે, શુંય વળે ! ૧૫

વકી કે' જાવું, ભીખી ન ખાવું, વાદર્યો પા'વું, બંદીને,
જગન જઇ જોવો, સંશય ખોવો, બીજ વર ખોવો, વંદીને;

---

કોઇ બુદ્ધિમાન નહિ હોય કે જે આપણને ઓળખીને ધન આપે ? એમ કહેશો તોઃ મતિમહ ૪૦—મોટી બુદ્ધિવાળા તો તેમાંથી ગુમ થઇ ગયેલા છે-અર્થાત્ નથી. શું સુંઘો—અર્થાત્ લોભથી શું લલચાઓ છો ? ત્યારે શું કરીશું ? વે'લા ઇ૦—સ્પષ્ટ છે. લોકો તેમને જતાં વારે છેઃ ના ના ઇ૦—સ્પષ્ટ છે. ચોટ ૪૦—લોકો કહે છે કે મનના મેલા છે માટે ત્યાં ચોટ ( પાણીમાં ડુબવા રૂપી ) ચાખે—ચાખવાના.

૧૪ ત્યારે લોકોએ તેમને બળાત્કારથી કેમ અટકાવ્યા નહિ ? તે કહે છેઃ છાનું ઇ૦—રાજાના ભયથી છાનું બોલવું પડતું હતું માટે. મતિ ૪૦—તેમની મતિ મંદ છે ત્યારે તે શે ( શાણે ) ખાજ્યા રહે ? ધિક્કાર—( લોકોએ આપેલો .

૧૫ લોમશ યુધિષ્ઠિરને કહે છેઃ ના ઇ૦—લોકોએ તેમને જે ના ના કહી તે તેમણે માની નહિ ત્યારે તેઓ ત્યાં મળી ( જઈને ) પંચ ( પાંચે ) વાની જમશે—અર્થાત્ ત્યાં લાભ મેળવશે ( તે હું કહું છું ). હવે દ્વારપાળ અને અષ્ટાવક્રના વાદનો ઉપક્રમ કરે છેઃ મંડપને ઇ૦—તેને મંડપ ( યજ્ઞ મંડપ )ના દ્વારમાં લહી ( જોઇને ) અને તેને વિપ્ર કળી ( સમજીને ) દ્વારપાળ લલકારે છે—'ઊભો રહે, ક્યાં જાય છે' ? એમ કહી ખાળે છે. પ્રભા—કાંતિ—તેજ.

નથી ધન અમ પાસે, પૂરૂં આશે, અતિ ઉદાસે, પ્રતિહારી !
માનોજી અમારૂં, સત્ય ઉચારૂં, જાવા ધારૂં, મતિ ધારી. ૧૬
રક્ષક કે' જાણો, સર્વ પિછાણો, હું નહિ શાણો, મતિ માણી,
આજ્ઞાઅનુસારી, વિનતિ મારી, સુણજો ધારી, ગુણખાણી !
હે બ્રાહ્મણ સુણિયે, ચિત્ત ન ધુણિયે, વ્યાઘ્ર શું પૂણીએ, મુનિ મરે,
અટકાવ અહીં છે, વય તુજ કંઈ છે, સુધી તહીં છે, દ્વિજવરે. ૧૭
વૃદ્ધ ઘણા તેમાં, બાળ ન જેમાં, નભવું એમાં, જા ઘેરે,
વકી તવ ભાખે, વૃદ્ધ તું દાખે, પારખ પાખે, એ કે' રે;
જો વૃદ્ધજ જાચે, તો સુખ થાચે, વૃદ્ધ ન કાચે, પણ તેવા,
વર વ્રતધારી છું, બ્રહ્મચારી છું, બ્રહ્મ ધારી છું, દ્વિજ જેવા. ૧૮

---

૧૬ બીજ ઇ૦—માટે તમે અમને વંદાને વર ( ઉત્તમ ) બીજ (સુકૃત-રૂપી ) બોવો—વાવો. તમે લાંચની આશા રાખતા હશો તો તે અમે આપી શકતા નથીઃ નથી ઇ૦-સ્પષ્ટ છે. રાજા અને તેના મોટા અધિકારીઓની મુલાકાત થવા દેવી ન થવા દેવી એ તેના દ્વારપાળના અખ્ત્યારમાં હોવાથી મુલાકાત લેનારાને તેમનો કેવો સત્કાર કરવો પડે છે તે અહીં કવિએ બતાવ્યું છે.

૧૭ બંદીને વાદમાં જીતવો છે એવા અષ્ટાવક્રના કથનને ઉદ્દેશીને દ્વારપાળ કહે છેઃ વ્યાઘ્ર ઇ૦-હે મુનિ ! વાઘ શું પૂણીવડે કાંઇ મરે છે ? અર્થાત્ બંદી વાઘ જેવો છે અને તું પુણી જેવો છે, માટે તારાથી કાંઈ તે જીતાય એમ છે ? માટે તારૂં કહેવું અસંભવિત હોવાથી તને પેસવાની રજા અપાય નહિ. બીજું કારણ કહે છેઃ વય ઇ૦-તારી ઉમ્મર પણ કયાં છે ? સુધી—સારી બુદ્ધિવાળા—મોટા બુદ્ધિમાન્.

૧૮ નભવું ઈ૦—એમાં નભવું એ કઠણ છે માટે ઘેર જા. પારખ ઈ૦—વૃદ્ધ કોને કહેવો ? એ બાબતની પરીક્ષા વિનાજ તું વૃદ્ધ બતાવે છે. માટે એ ( હું જે પૂછું તે ) મને કહે. વૃદ્ધ ઇ૦—તો અમે કાયાએ કરીને વૃદ્ધ તો નથી પણ તેવા ( વૃદ્ધજ ) છીએ. ત્યારે શાથી વૃદ્ધ છો એમ કહીશ તોઃ વર ઇ૦-સ્પષ્ટ છે. દ્વિજ ઈ૦-અને તેથી તે દ્વિજ જેવા છે તેવો હું પણ છું.

વેદોના ઘોષો, સુણી સંતોષો, જાયે શોષો, ઇમ મનમાં,
જીતેંદ્રિય પૂરા, નહિંજ અધૂરા, જ્ઞાની શૂરા, છું તનમાં;
છું જ્ઞાન વિચારી, નિષ્ઠાધારી, માટે મારી, વિનતિ ધરો,
બાળક નવ ધારો, મન વિચારો, સમયજ સારો, સફળ કરો. ૧૯
અગ્નિ કર્દો થોડો, નહિ કો જોડો, કરી દૃ ખોડો, પગ મૂકે,
પ્રતિહારી બોલ્યો, તોલજ તોલ્યો, બાળ અમોલ્યો, શે ચૂકે;
મુખ્યથકી વખાણે, વય નવ જાણે, આણે વાણે, મતીશ મળે,
દુર્લભ છે તે તો, ચિત્તે ચેતો, મોટઇ એ તો, કો ન કળે ! ૨૦
વક્રી કે' મોટું, વય નવ ખોટું, છતને છોટું, કોણ કહે,
જો શાલ્મલી દ્રૂમે, ફળમાં ધુમે, ગ્રંથિ રૂમે, સાર રહે;
તશુ માલ વિનાનું, હું મન માનું, અંગ પિછાનું, જે મોટું,
જો નાનું હોયે, દુર્બળ તોયે, સારજ જોયે, નથી ખોટું. ૨૧

---

૧૯ નિષ્ઠાધારી-ધર્મમાં એક દૃઢ સ્થિતિ રાખીને રહેનારો. ૨૦ બંદી તેને મારશે એમ મનમાં ધારીને તેને અટકાવવાને પ્રતિહાર ફરીને પણ તેના વચનો વાંધો આગળ ધરે છેઃ બાળ ઈ૦—હે અમૂલ્ય બાળક! તું શામાટે ચૂકે છે! આણે વાણે-અર્થાત્ જ્યાં ત્યાં. અથવા, આવા વાન (દેદાર)થી. તું પોતાને બુદ્ધિમાન કહે છે પણ મતીશ (બુદ્ધિમાન્) તો કાંઇ જ્યાં ત્યાં મળતા નથી. ત્યારે હું શું ખોટું બોલું છું ? તે કહે છેઃ મોટઇ ઇ૦—એ તો તમે મોટાઈ (આપવડાઇ) કરો છો તે કોણ કળતું નથી.

૨૧ મોટું-મોટું ખોટું, એ અન્વય. છતને ઇ૦—જેમનામાં બુદ્ધિની છત છે તેને છોટું (નાનું) કોણ કહે છે? ત્યારે તમે શામાટે બંદી આદિક બુદ્ધિમાનને અને અહીંના વૃદ્ધોને વખાણતા નથી? તેનું કારણ દૃષ્ટાંતથી બતાવે છેઃ જો ઈ૦—શાલ્મલી (શીમળા)ના દ્રુમ (વૃક્ષ ઉપર) જો. શું જોઉં? ફળમાં ઇ૦-તેના ફળમાં જે રૂની ગ્રંથિઓ (ગાંઠો) ઘૂમે છે તેમાં સાર રહેલો છે. અર્થાત્ તેના ફળમાં રૂ એજ સાર છે-બીજો સાર નથી. તાત્પર્ય કે તે ફળ મોટાં છતાં સાર વિનાનાં છે. તેજ પ્રમાણે મોટું શરીર એ જો વૃદ્ધતાની નિશાની હોય તો તે પણ તેવુંજ માલ વિનાનું છે, તે કહે છેઃ તશું ઇ૦—સ્પષ્ટ છે. જોયે-જોઇએ.

વૃદ્ધ કહ્યો તેને, સાર સુ જેને, અંગે એને, લાગી રહ્યો,
રક્ષક કે' જૂઠું, સુણી દિલ ઊઠ્યું, જાણે રૂઠું, તાપ સહ્યો;
વૃદ્ધની પાસેથી, વર આશેથી, ઉજાસેથી, ગુણ ગ્રહ્યો,
કાળાંતર થાતા, ગુણગણ ગાતા, વાંકા જાતા, વારિ વહો. ૨૨
જ્ઞાન ન વેચાતું, મળતું માતું, અલ્પજ આ તું, શું ભાખે !
રે વૃદ્ધ થયો શો, ગુણ ગ્રહ્યો શો, તાપ સહ્યો શો, તપ દાખે !
વળી કે' રક્ષક, દાનાધ્યક્ષક, સાંભળ દક્ષક, સત સોઈ,
શું ધોળે વાળે, વૃદ્ધ નિહાળે, ચક્ષુ ઢાળે, તે જોઈ. ૨૩
ના તે નથી વૃદ્ધા, લાવ્યજ શ્રદ્ધા, તે સહુ બદ્ધા, બૂરાડે,
જ્ઞાનગ્રાહી જે, વૃદ્ધ ભણો તે, બાળક નહિ એ, તું રાડે;
વર્ષ થયાં વધુ જો, બે ત્રણ વધૂ હો, પળિયું બધું તો, નહિ વૃદ્ધા,
જગતી ધન ધારે, પુત્ર વધારે, હરિ ન ઉચ્ચારે, વિણ શ્રદ્ધા. ૨૪
કો' વૃદ્ધ ભણો તે, ગુણી ગણો તે, શુંય લણો તે, ક્ષેત્ર વિષે,
સાંગોપાંગે જે, વેદાંગે જે, શાસ્ત્રાંગે જે, પૂર્ણ દિસે;

---

૨૨ સાર સુ-સારો સાર. કાળાંતર ઇ૦—કાળાંતર થયાં વૃદ્ધોના ગુણ ગવાય છે. વાંકા ઇ૦—એમના વચનથી જો વાંકા જાઓ તો તમે વારિ વહો-પાણીમાં વહી જાઓ—પાણીમાં ડૂબો.

૨૩ દ્વારપાળ વળી વિશેષ ઠપકો આપે છે; જ્ઞાન ઇ૦—સ્પષ્ટ છે. માતુ-અર્થાત્ ઘણું. દક્ષક—દક્ષ-ડાહ્યા ! ચક્ષુ ઇ૦--અથવા વૃદ્ધો ચક્ષુ ઢાળે છે તે જોઇને તું વૃદ્ધપણું સમજ્યો છે ?

૨૪ પણ નહિ, તે વૃદ્ધ નથી: ના ઇ૦—સ્પષ્ટ છે. તું ઇ૦—તું રાડે—રાઢમાં—વાદમાં ( મારૂં માન ). વધૂ—સ્ત્રી. પળિયું-પળિયાંથી ધોળું થઇ ગયું. જગતી—જગતમાં અથવા પૃથ્વીમાં.

વર વૃદ્ધ ભણો એ, ગુણી ગણો એ, વૃદ્ધતણો એ, વૃદ્ધ ખરો,
પ્રતિહાર અમારૂં, સુણ્ય આ વારૂં, સત્ય ઉચારૂં,ભવથી તરો.૨૫
બંદીને માટે, આવ્યા ઘાટે, બેસું પાટે, કરી સેવા,
જે સુવરણમાળા, ધરતા મા'લ્યા, તે ન નિહાળ્યા, નૃપ કેવા !
આગમ આ વારૂં, નૃપને મારૂં, ચિત્તથી ચારૂ, જઈ કે'જો,
જો વાદથી વઢું હું, કદી નવ અડું હું, બંધન પડું હું, સુખ ગ્રેજો.૨૬
બંદીને છુટું, વસમું વીત્યું, છતમાં છીત્યું, નાવ ભલું,
અતિશે અમુઝાશે, વિપ્ર ન વા'શે, સળગી જાશે સત્ય કળું;
(હું) મંડપમાં જાતાં, સહુ ગભરાતાં, જોશો માતાં, મૂઢ થયાં,
બાળક કે' વૃદ્ધા, થાશે શ્રદ્ધા, હારે બદ્ધા, વેણ કહ્યાં. ૨૭
મંડપરક્ષક કે', પારખું તું દે, મંત્ર નિગમ લે, મુખપાઠે,
પ્રતિપાદન કીજે, મન જ્યમ રીજે, બ્રહ્મથી ભીજે, ભ્રમ ગાઠે;
અધિકપણું કર્મે, ભાખો શર્મે, જાણું ધર્મે, દ્વિજ વૃદ્ધા,
ભણ્ય તું વર વાણી, સ્વરને તાણી, પાણી જાણી, ધરૂં શ્રદ્ધા. ૨૮

---

૨૫ ત્યારે વૃદ્ધ કોને કહેવો ? સાંગોપાગે ઇ૦—જે સાંગોપાંગ ( અંગ અને ઉપાંગ સહિત-અર્થાત્ સંપૂર્ણ ) વેદાંગોમાં અને શાસ્ત્રોનાં અંગોમાં પૂર્ણ હોય.

૨૬ બેસું ઇ૦—તેની સેવા કરીને પછી નિરાંતે બેસીશ. ( વક્રોક્તિ ). આગમ—આગમન.

૨૭ વસમું—કષ્ટ ( બીજા લોકોનું ). અથવા બ્રાહ્મણોરૂપી નાવ બંદીરૂપી ખડકમાં અથડાઇને ભાગી જતું હતું તે વસમું ( બંદીરૂપી ખડકની જગા ) વીતી ગયું અને હવે તો સુખસંપત્તિરૂપી છતમાં તે ભલું નાવ છીત્યું છે ! માતાં-પુષ્ટ થયેલાં —અર્થાત્ વૃદ્ધ.

૨૮ મંત્ર ઇ૦—નિગમ ( વેદનો ) મંત્ર મુખ પાઠે લે ( બોલ ). શું પ્રતિપાદન કરૂં ? તે કહે છે; અધિક ઇ૦—કર્મમાં અધિકપણું છે-કર્મ કરવાં એ શ્રેયસ્કર છે એમ પ્રતિપાદન કરો. શર્મે—શાંતિથી. જાણું ઇ૦—તો હે દ્વિજ ! હું તને ધર્મવડે વૃદ્ધ જાણું. પાણી—સામર્થ્ય—તત્વ.

## શ્લોક.

પ્રતિહારી સુણો, નિગમ ગમ કેવી વદું અમો,
પછે જાશો તેડી, નૃપમણિ ભણી ભાવથી તમો;
બને લોહી શુકે, જન જગતમાં દેવ દનુ કે',
હવે એ બે શોણે, કરી નિપજિયાં જેહ મનુ કે'. ૨૯

થયાં અન્ને તે તો, ઉદર વિચ ફાલી ફૂલી રહ્યાં,
તદા ધાન્યો શોણે, કરી ઉપજિયાં જોઈ શું કહ્યાં;
થયાં તે વૃષ્ટિએ, મુનિગણ ભણે ગ્રંથ પથમાં,
વધે વૃષ્ટિ શોણે, જનમન રિઝે ભૂમિ રથમાં. ૩૦

વધે યજ્ઞ એ તો, જલદ જલદી આગમ કહે,
તદા યજ્ઞો શાથી, દિવસ નિશિ માંહે વધી રહે;
વધે યજ્ઞો પૂજ્યે, કરમરૂપ વ્યાપારથી સદા,
પ્રવૃત્તે છે કર્મે, નિગમથકી જાણો સરવદા. ૩૧

તદા વેદા શોણે, કરી નિપજિયા તેહ કહિયે,
પરબ્રહ્મે જાણો, નિગમ નિપજ્યા ચારૂ ચહિયે;
મળે તે યજ્ઞેથી, સરવગત સર્વેશ્વર પ્રભુ,
ભજો તેને ભાવે, વર કરમ યોગે લહી વિભુ. ૩૨

---

૨૯ શ્લોક—શિખરિણી. પ્રતિહારીના પ્રશ્નના ઉત્તરમાં કર્મનું પ્રતિપાદન કરવા દેહની ઉત્પત્તિ વર્ણીને કારણ પરંપરા બતાવે છે. બને ૯૦—૨૫૮ છે. એ બે—લોહી અને શુક્ર ( વીર્ય ).

૩૧ જલદ—મેઘ. ગીતામાં પણ કહ્યું છે કે, " अन्नाद्भवंतिभूतानि पर्जन्यादन्नसंभव: यज्ञाद्भवतिपर्जन्योयज्ञ:कर्मसमुद्भव: ॥ कर्मब्रह्मोद्भवंविद्धिब्रह्माक्षर समुद्भवं ૪૦ " અર્થ " અન્નથી પ્રાણીમાત્ર ( દેહ ધારી ) ઉપજે છે; અન્ન

યજ્ઞો કેવો બોલે, તવ નમી ભણે રક્ષક તદા,
મહામોટા મુનિ, થયું થયું હવે એટલું કદા;
અહો ભૂમિદેવા, જદપિ મખમાં નમ્ર સુધી રે,
તથાપિ હું જાઉં, નરપતિ કને બોલીશ ધીરે. ૩૩
યદા તું નાનો છે, તદપિ ગુણથી મોટમપણે,
નકી લાગે પાગે, જનક નૃપ તારા ગુણ ગણે;
પરંતુ બંદીથી, વરૂ વિજયી કેવો જઇ બણે,
ન તે હું બોલું જો, ભરમ મનમાંહે ભણભણે. ૩૪

રાગ ચાલતો.

વદી એવું ચાલ્યો, જાતાં માલ્યો, સંશય ટાળ્યો, જવ મનનો,
જઇ નૃપની પાસે, પૂર્ણ પ્રકાશે, બોલ્યો આશે, સુખી તનનો;
બે બ્રાહ્મણ આવ્યા, અતિ સુહાવ્યા, તન મન ભાવ્યા, લોકોને,
શા વેદ ભણે છે! વૃદ્ધ બણે છે! કષ્ટ હણે છે, શોકોને. ૩૫
અતિ લોક વખાણે, શ્રેષ્ઠ પ્રમાણે, મોટા માને, બે ભાઈ,
તે ધારે મળવા, બંદી કળવા, વાદશુ વળવા, વર રાઈ;
વામન શશિ બે એ, આવ્યા કે એ, લહું નહિ જે એ, મૂઢ મતિ,
દાનેશ્વરી ભાળો, ચરણ પખાળો, જશ અજવાળો, ગૂઢ ગતિ. ૩૬

---

વૃષ્ટિથી ઉપજે છે; વૃષ્ટિ યજ્ઞથી થાય છે; યજ્ઞ કર્મથી થાયછે; કર્મ વેદથી થાય છે, વેદ અક્ષરબ્રહ્મથી ઉપજ્યા છે; વગેરે." ઉપસંહાર કરે છે: ભજો ૯૦—૨૫૯ છે.

૩૩ યજ્ઞો ૯૦—અષ્ટાવક્ર હજી પોતાનું વ્યાખ્યાન આગળ ચલાવે છે એટલામાં ' યજ્ઞો કેવો ' એટલું બોલતાંજ તેને વચમાંથી પ્રતિહાર અટકાવીને કહે છે: શું કહે છે ? મહા ૯૦—૨૫૮ છે. સુધી—સારી બુદ્ધિના.

મળવા નવ ધારો, તેહ ઉચારો, કહું સીધારો, જુગતી કરી,
કીંતુ,મુનિ મોટા, ન લહ્યા જોટા, વદું કયમ ખોટા, ચંદ્ર હરિ;
જય જય કહી રે'તો, નૃપવર ચેત્યો, આવ્યો એ તો, મોદ ભર્યો,
બંદી બોલાવ્યો, વાડવ આવ્યો, વક્રી કા'વ્યો, ગુણ ધર્યો. ૩૭
તુજને એ જીતે, રૂડી રીતે, નયની નીતે, આજ નકી,
વય છે અતિ નાની, મોટો જ્ઞાની, પ્રથમ પિછાની, ભાખું વકી;
બંદી કે' એવું, બોલો કેવું, દાવથી દેવું, હરવીને,
બ્રહ્મા જો આવે, દાવ ન ફાવે, જીતી નં જાવે, ધરવીને. ૩૮
જોશો જી જાતે, હારી જાતે, વક્રી વાતે, ધરૂં કેવો,
શ્મશ્રુ કર ધાર્યો, વળી ખુંખાર્યો, દ્વિજ જળ ભાર્યો, નૃપ લે'વો;
તવ જનકવિદેહી, થાય ઉજેહી, હરખ્યા બેહી, તાળી ગ્રહી,
હાર્યા તે ભૂલ્યા, ફોગટ ફૂલ્યા, દેહથી દૂલ્યા, વાત વહી. ૩૯
કયમ નવ ભૂલાયે, દ્વિજને વા'ચે, જીતી જાયે, બંદી બળી,
નૃપ બોલ્યા લાવો, સુખ ઉપજાવો, વે'લા આવો, સાથ વળી;
( હવે ) એ વાત વિસામું, બંને સામું, શિર જઇ નામું, શ્રોતા રે,
દઢ મનનો ભાણો, મામો શાણો, ક્રોધ્યા જાણો, વક્તા રે. ૪૦

---

૩૭ હરિ—વામન. બંદીને રાજા કહે છે: વાડવ ઇ૦—જે અષ્ટાવક્ર નામે કહેવાય છે તે વાડવ ( વિપ્ર )) આવ્યો છે.

૩૮ નયની નીતે—ન્યાયની નીતિથી. દેવું–દેઉં. ધરવીને–મારા પ્રશ્નના ઉત્તર આપી મને તૃપ્ત કરીને.

૩૯ વાતે–વાદરૂપી વાતમાં. ધરૂં—પકડું. અર્થાત્ હરાવું. શ્મશ્રુ–મૂછે. દ્વિજ ઇ૦–હે નૃપ ! દ્વિજ( અષ્ટાવક્ર )ને જળમાં ભાર્યો'—અર્થાત્ ડૂબાડયો એમજ જાણવું. બેહી—બેઉ ( જનક અને બંદી ). કવિ કહે છે: હાર્યા ઇ૦—જનક પ્રથમ અષ્ટાવક્રની સાથે વાદમાં હાર્યા હતા તે ભૂલી ગયા, તથા દેહ પણ તેને અર્પણ કરીને ખોઇ બેઠા હતા તે વાત પણ વહી ગઇ !

૪૦ નૃપ બોલ્યા—( પ્રતિહારી પ્રતિ ). લાવો—( અષ્ટાવક્રને ). બન્ને ( અષ્ટાવક્ર અને શ્વેતકેતુ ). વાદમાં હરાવીને બંદી બુરાડી દે છે એમ જા-

કરીને ઉધામા, થઇને સામા, વઢતા મામા, મુખ બોલી,
રે વક્રી કૂડા, વાદ ન રૂડા, જાણે બૂડયા, જળ છોળી;
ધન કાજે લાવી, પ્રાણ હરાવી, જાય તું ફાવી, મૂઢમતિ !
હું પ્રથમ ન ચેત્યો, વિષ છે એ તો, ગુણી મન એ'તો, ગૂઢગતિ. ૪૧
બોળેથી ઉઠાડચો, દાવ તિ વાળ્યો, ધરાણી ઘાલ્યો, સંતાપે,
મરવાની વેળા, થાય ન મેળા, કયમ થઉં ભેળા, માબાપે;
મારૂં જો માને, ધનને ધ્યાને, વિસરી ઘાને, ગુણ ગણું,
નહિ તુજને દૂભું, દીન થઇ ઊભું, ગુણમાં લુભું, સત્ય ભણું. ૪૨
એવે પ્રતિહારી, અર્થજ સારી, આવ્યો બા'રી, કે' ચાલો,
બંદીને જીતો, કે ભવ વીતો, સાથી બી'તો, નવ ભાળો;
વક્રી કે' વસમું, થાય સહુ સમું, બોલ્યે ન ગમું, તું મામા,
ચૂપ થઇ રીજને, ભય શો તુજને, મારે મુજને, નૃપ આમાં. ૪૩
ગૃહ જઈ સંદેશો, મારો કે'શો, મુઓ લે'શો, કે જીત્યો,
ભણીને ઇમ ચાલ્યો, મનથી મા'લ્યો, નૃપ વર ભાળ્યો, તજિ ભીત્યો;
આશિર્વાદો દે, સુખી રો' કે', ચાતુર ચોંકે, રૂપ લહી !
શું કે'તો આવી, તાપ શમાવી, ભણું જે ભાવિ, બુદ્ધિ રહી. ૪૪

---

ણીને ગભરાયલા શ્વેતકેતુની સ્થિતિ વર્ણવવાનો ઉપક્રમ કરે છેઃ દ્દઢ ઇ૦—૨૫૯ છે.

૪૧ જળ છોળી—જળની છોળમાં. ૪૨ તિ–તે. ધનને ઇ૦—પાછલું વૈર વિસરીને વાદ કરવાનો પડચો મૂકીને માત્ર ધનનેજ લેઇ વિદાય થા. દીન ઇ૦—તારા આગળ દીન થઇને ઊભો રહીશ.

૪૩ ભવ વીતો—જન્મ પૂરો કરો–અર્થાત્ ડૂબો. સાથી—શ્વેતકેતુ. આમાં—આ વાદમાં ( હારવાથી ). ૪૪ ચાતુર—( સભાસદો ). ભાવિ–હવે પછી થવાનું છે તે. બુદ્ધિ ઇ૦—મારી જેટલી બુદ્ધિ રહી છે તે પ્રમાણે કહું છું.

## શ્લોક.

હે શ્રેષ્ઠ વંશ જનકે, સુવિદેહી રાજા,
હે ચક્રવર્ત્તિ સુગુણી નર માંહી માઝા,
જેવો યયાતિ નૃપમાં, મતિશાલી રાજે—
યજ્ઞો કર્યા વિચ તશો, સુવિદેહી આજે. ૪૫
હે રાય આપ મખમાં, બની વાદી બંદી,
બૂરાડી દેય દ્વિજને, મતિ જેની મંદી;
સાંચે વસે અનુચરો, નૃપતિ તમારા,
નિઃશંક વૃદ્ધ હણતાં, કયમ ના નિવાર્યા? ૪૬
સુણ્યો પુરે જનકને, અપરાધ થાતો,
આવ્યો વિવાદ કરવા, નૃપ હું તદા તો;
અદ્વૈત બ્રહ્મ સત્ય છે, મુખથી ભણું હું,
કયાં તે ગયો રજ જશો, મહતા ગણું તું. ૪૭
મેળાપ આપ કરી દ્યો, પછી શુંય થાયે,
નક્ષત્ર સૂર્ય લહીને, અતિશે છવાયે;
તેવી ગતિ મતિવરા, કરૂં બંદી કેરી,
રે તો ગણો સફળ આ, પુરકેરી ફેરી. ૪૮

## શ્લોક.

તદા ઊઠી રાજા સુઅર્ધ્યેથી પૂજે, ધરી પાદ્ય પાસે પદાને ધુએ,
પછે બોલતો રાય બે હાથ જોડી, સભા સર્વ એકી ટસે તે જુએ;

---

૪૫ શ્લોક—વસંતતિલકા. અષ્ટાવક્ર આશિર્વાદ આપે છેઃ હે ઈ૦—૨૫૯૮ છે. વંશ જનકે—જનકવંશમાં. યજ્ઞો કર્યા વિચ—યજ્ઞો કરવામાં. ૪૬ મખ—યજ્ઞ.

૪૭ કયાં ઈ૦—જેની તું મહત્તા ગણે છે એવો રજ જેવો (ક્ષુદ્ર) તે-બંદી કયાં ગયો? ૪૮ નક્ષત્ર—તારા.

અરે બાળ નાના ન બંદી લહ્યો તેં, બળે બુદ્ધિએ સંશયો જે બુએ,
વદે જેમ બંદીતણો જીતનારો, તશું શું વદે આખરે તું રૂએ. ૪૯
અસંખ્યાત આવ્યા મહાદેવ જેવા, મુખે વેદશાસ્ત્રો ભલાં જે ભણે,
જશા સૂર્ય દેખી બને સર્વ તારા, કર્યા તેહ તેવા તને તે ગણે ?
મદોન્મત્ત બ્રહ્મા જશા બ્રહ્મ આવ્યા, વિવાદે વહ્યા તે નિહાળો પણે,
મહાકુંડ મોટો જળે આ ભર્યો છે, હણે વાદમાં બંદી ફૂંદી બણે. ૫૦

## શ્લોક.

વક્રી વદે જગતમાં, જશ જામી જાશે,
વર્ષે વધુ નહિ ભણી, જન કીર્ત્તિ ગાશે;
હત્યા વધ્યે નરકમાં, નૃપ ! બંદી બૂડે,
પાણી ભર્યું લહી નહીં, મન મારૂં ઊડે. ૫૧
બંદીજને નવ લહ્યા, મુનિ મુંજ જેવા,
પંચાનને નિરખિયા, અજરૂપ મેવા !
ના મેઘની ગરજના, સુણી મૂઢ એણે,
આજે અમો મળી ગયા, સુધર્યું જ તેણે ! ૫૨
વાદે વઢી જડ જશો, કરી દેઉં આજે,
સૂતા સમોવડ બને, સહુ દેખી લાજે;

૪૯ શ્લોક—વર્ણવાધેશ્વરી. ૫૦ જળનો કુંડ બતાવીને કહે છે: પણે ઇ૦—૨૫૮ છે.

૫૧ શ્લોક—વસંતતિલકા. અષ્ટાવક્ર કહે છે કે મને તો જીતવામાં તેમ હારવામાં બન્ને પ્રકારે લાભ છે. શો લાભ છે તે બતાવે છે: જશ ઇ૦—૨૫૯ છે. વર્ષે ઇ૦—વર્ષમાં વધુ ( વધારે ) નહિ અર્થાત્ નાના બાળકને બંદીએ જીતીને ડૂબાડયો ! એમ કહીને મારી તો લોકો કીર્ત્તિ ગાશે. ત્યારે બંદીનું શું થશે ? હત્યા ઇ૦—૨૫૯ છે. તમે જળનો ભરેલો કુંડ બતાવો છો તેથી મને ભય લાગતો નથી તે કહે છે: પાણી ઇ૦—૨૫૮ છે. ૫૨ પંચાનને—સિંહે. અજ—બકરો.

હારૂં અમો વસું જળે, નહિ વાર લાગે,
જો હાર એની થઇ તો, નકો નાખ્ય આગ્યે. ૫૩
ચક્રો જદા શકટનાં, દ્વય રાય ! ભાગે,
ચાલે ન તે ત્યમ બને, વદવું શું આગે;
તારા મળ્યા રવિ નહીં, મળિયા અમોશા,
બંદી બૂરાડું અગની, નૃપ શે વમોશ્યા ! ૫૪

## શ્લોક.

નથી દુઃખ કે આપદા કાંઇ મારે, પરંતુ વિચારે વસી આડ રે',
ન વન્હિ વિષે બંદીને નાખવો મેં, જળે એહને તું ભલે ગાડ રે;
ભલે થાય ગાડું ન એ માંહી આડું, જડત્વે બની ઝાડ કે પાડ રે',
ન લેવાજ દેવા વસે એહ માંહી, નહીં આડ કે કાંઇ ઉજાડ રે.૫૫

---

૫૩ કેવો જડ ? સુતા ઇ૦—સૂતેલા ( ઉંઘતા ) પુરૂષના સમોવડ ( બરોબર ). અથવા સુતા ( છોકરી ) સમોવડ ( જેવો ). બંદીને જળમાં ભય નહિ હોય એમ ધારીને અથવા જળમાં સ્તંભી રહેવાની ક્રિયા જાણતો હશે એમ શંકા ધરીને બંદી હારે તો તેને અગ્નિમાં નાખવો એવી પ્રતિજ્ઞા કરાવે છે: જો ઇ૦—સ્પષ્ટ છે.

૫૪ બંદીનું ગાડું અહીં અટકી પડશે એવી મતલબનું અષ્ટાવક્ર કહે છે: ચક્રો ઈ૦-સ્પષ્ટ છે. દ્વય-બે.શે વમોસ્યા-કેમ વિચાર કરો છો ?

૫૫ શ્લોક—વર્ણવાઘેશ્વરી. શે વમોસ્યા ? તેનો ઉત્તર જનક આપે છેઃ નથી ઇ૦—બંદીનું ગમે તે થાય તેમાં મારે કાંઈ દુઃખ કે આપદા નથી. પરંતુ મારા વિચારમાં એક આડ ( અડચણ ) વસી રહે છે. શી અડચણ છે તે કહે છેઃ ન ઇ૦-સ્પષ્ટ છે. ગાડ—દાટ-અર્થાત્ ડુબાડય. તું કહે છે કે બંદીનું ગાડું ભાગી પડશે તોઃ ભલે ઇ૦-ભલે એનું ગાડું ( એવું ) થાય. તું કહે છે કે બંદી જડ બનશે તોઃ જડત્વે ઇ૦-ભલે એ જડત્વે ( જડપણામાં ) બનીને ( આવીને ) ઝાડ કે પહાડ થઇને રહે ! ઉજાડ-નુકસાન.

## શ્લોક.

વક્રી ભણે નૃપમણિ, નહિ એજ રીતિ,
વાદી વઢે મનગમી, કરીનેજ નીતિ;
કો' શું દિલે દુખ વસે, ધરતા ન પ્રીતિ,
બંદી હણે મુનિ મહા, કરતા ન ભીતિ. ૫૬
આ નીતિ ક્યાંહિ શિખિયા, નરદેવ ! ભાખો,
આગે વિવાદ વસમા, બનિયા ન લાખો ?
શું ત્યાં હતા તમ જશા, વગિયા નૃપાળો ?
રે ધિઃક ધિઃક જિતવું, અધુના નિવારો ! ૫૭

## શ્લોક.

ભૂસુરી શે કરતો નૃપને દુખી, થા સુખી તું અગની વિચ નાખી,
જીતતણી નવ આશ જરા કર, પાશ ન પૂર્ણ બને મતિ પાખી;
બાળ ગણે નહિ બંદી મહાબળી, સત્ય શિખામણ મુખથી ભાખી,
શે બકવા કરતાં ન ડરે રતિ, જાણ્ય તું ચોટ ચતુરની ચાખી ! ૫૮

---

૫૬ શ્લોક—વસંતતિલકા. નીતિ–પ્રતિજ્ઞા–સરત. એમ છતાં તમે મારી પ્રતિજ્ઞામાં પ્રીતિ કેમ ધરતા નથી ? એમ વક્રી પૂછે છેઃ કો' ઇ૦–સ્પષ્ટ છે. બંદી ઇ૦—અને બંદી મહામુનિઓને હણે છે તેમાં ભીતિ કેમ ધરતા નથી ?

૫૭ અધુના ઇ૦–પણ અધુના ( હમણા ) તો એવો પક્ષપાત નિવારો –દૂર કરો ).

૫૮ શ્લોક–ઇંદ્રવિજય. અષ્ટાવક્ર જનકને ઠપકો આપે છે તે જોઈને અષ્ટાવક્રે ન ઓળખેલો બંદી તેને ( અષ્ટાવક્રને ) કહે છેઃ ભૂસુરી ઇ૦—સ્પષ્ટ છે. કેમ જીતવાની આશા ન કરું ? એમ કહીશ તોઃ પાશ ઇ૦–બુદ્ધિ વિના વાદીને જીતવાનો પૂરો પાશ બનતો નથી.

આ જળઆરૂઢ મુનિ બન્યા અતિ, નામ નિશાન ન તેહનું દીઠું,
આ બળ વાદ વિષે નહિ જાણીશ, નામ પિતાતણું જાણ્ય તું નીઠ્યું;
આ પળ મૃત્યુતણી મનમાં ધર, સાગરમાં ગળિયું તનમીઠું,
આ છળ છે નહિ જાણ્ય તું બાળક, આ બળ બુદ્ધિતણું મહામીઠું. ૫૯

## શ્લોક.

વક્રી કહે જનકને, નવ વ્યર્થ બોલું,
બંદી બતાવ્ય મુજને, તુલના હું તોલું;
આ ઉગ્ર સેન સરખા, મળિયા ભૂપાળો,
જાણું ન બંદી વસતો, કહીં કૃત્ય કાળો. ૬૦

જો જાણું બંદી નૃપ હું, સુ સભાની મધ્યે,
આખેટરૂપ થઇને, ગ્રહું હંસ વધ્યે;
જો તેહ વાદ કરવા, નવ ચિત્ત ધારે,
હાર્યો ભણે નૃપ તદા, નવ કાંઇ મારે. ૬૧

## શ્લોક

સુણી વેણ વક્રીતણાં રાય ભાખે, વદે બંદી તેને નિવારી તદા,
તમો બાળ તેથી કહો કાંઇ પૂછું, પછે મૃત્યુમાં સંચરો મા'મુદા;

---

૫૯ જળઆરૂઢ—જળમાં અસ્વાર થયેલા-અર્થાત્ ડૂબેલા. આ બળ ઇ૦—વાદમાં મારૂં આવુંજ બળ છે એમ ન જાણીશ. અથવા તારૂં આ બળ વાદમાં ટકશે એમ ન જાણીશ. તનમીઠું—શરીરરૂપી લવણ. છળ નથી ત્યારે શું છે ? તે કહે છેઃ આ બળ ઇ૦-આ તો બુદ્ધિનું મહામીઠું બળ છે.

૬૦ શ્લોક-વસંતતિલકા. પોતાની સાથે બોલનાર બંદીને ઓળખ્યા વિના અષ્ટાવક્ર જનકને કહે છેઃ વક્રી ઇ૦—સ્પષ્ટ છે. ઉગ્ર—અતિક્રોધી. સેન(શ્યેન)—બાજપક્ષી. અથવા ઉગ્ર ( ભયાનક ) છે સેના જેમની એવા રાજા સરખા રાજાઓ. કૃત્ય કાળો—કાળા કૃત્યવાળો.

૬૧ આખેટ ઇ૦-આખેટ ( શિકારી )રૂપ થઇને તેના હંસ ( પ્રાણ ) વધ્યે ( વધકરવા યોગ્ય શિકારમાં ) ગ્રહું ( લેઉં ). અર્થાત્ તેને મારી ના-

ન બંદીતણું રૂપ જોવાય જાણો, ન બોલાય સામું તમોથી કદા,
કરૂં પ્રશ્ન તે કો' પછે બંદી બોલે, ડરૂં થાય હત્યા ન છૂટે સદા. ૬૨

## શ્લોક.

ભૂલ્યા ફુલ્યા તન ધને, વિસર્યા શું આજે,
બોલો વળી મન ગમે, પછીં બંદીં લાજે!
પૂછો ન વાર કરવી, નૃપતિ તમારે,
સંશે' હણો મનતણા, સુખ છે અમારે!! ૬૩

## શ્લોક.

અષ્ટાવક્ર કહે તમે પૂછું અમે, પ્રત્યેક પ્રશ્નો રૂડા,
છે સંખ્યા ત્રીશ ત્રીશ બાર મહિને, જાઓ ન કાંઇ ઉંડા;

---

ખું. અથવા હંસ (એ નામનો પક્ષી) વધ્યે ગ્રહું—અર્થાત્ મારૂં. નવ ઈ૦—તો મારે કાંઇ નથી! માત્ર તેને 'હાર્યો' એમ રાજા કહે.

૬૨ શ્લોક-વર્ણવાઘેશ્વરી. વદે ઈ૦—અષ્ટાવક્રનાં વચન સાંભળી ક્રોધી થયેલો બંદી વદે (બોલવાનું કરે છે) તેને નિવારીને, તમે બાળક છો તેથી તમને એકાએક બંદી સરખાની જોડે મૃત્યુની સરત કરતાં અટકાવવા માટે તમારી યોગ્યતાની મારે પ્રથમ પરીક્ષા કરવી જોઇએ, એવા વિચારથી રાજા અષ્ટાવક્રને કહે છેઃ તમો ઈ૦—સ્પષ્ટ છે. પછે ઈ૦—પછી (એ પ્રશ્નના ઉત્તર આપી તમારી યોગ્યતાની ખાતરી આપીને) મૃત્યુમાં (મૃત્યુરૂપી સરતમાં) મા'મુદા (મોટા હર્ષથી) સંચરો. તમે કહો છો કે બંદી બતાવો, તોઃ ન ઈ૦—સ્પષ્ટ છે. એમ કરવાનું તમારે શું કારણ છે? એમ કહેશો તોઃ ડરૂં ઈ૦-કદા (કોઈ વખત પણ) ન છૂટે એવી હત્યા (તમોને ડૂબાડવાથી થયેલી બ્રહ્મહત્યા) થાય તેથી ડરૂં છું.

૬૩ શ્લોક—વસંતતિલકા. જનકના ઉત્તરનો અષ્ટાવક્ર પ્રત્યુત્તર આપતાં તેને પ્રથમ પોતે હરાવ્યો હતો તે સંભારી આપે છેઃ ભૂલ્યા ઈ૦-સ્પષ્ટ છે. લાજે—(વાદમાં હારવાથી). ચપળાતિશયોક્તિ.

તે સંવત્સર સૌર કે' જન સહુ, ચાંદ્રે કશો ભેદ છે,
પૂર્ણિમા દશ બે અમાસ પણ છે, બારે કહી વેદ છે. ૬૪
કે' સંવત્સર સાવનેજ ત્રણસેં, સાઠે દિનો થાય છે,
એવાં એ ત્રણ વર્ષ વર્ત્તી ગણવાં, કાળાદિએ જાય છે;
જાણો તો રૂપ એહનું મુખ કહો, ભૂદેવ જો આપ છો,
બંદીથી વઢશો ખરા કહું અમે, કો' આપ નામાપ છો. ૬૫
પૂર્ણિમા દિન બાર જો વળી ગણુ, તેવી અમાવાસિયા,
એ ચોવીશ વિષે ગણુ ઋતુ છને, નાભીરૂપે છે ઇહાં;
બારે માસ રૂપે ગણો મતિવરા, ભાગો ભલા આ સમે,
આરા છે ત્રણસેંજ સાઠ દિનના, રોજે ભમે ના શમે. ૬૬

---

૬૪ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. સૌર, સાવન અને ચાંદ્ર એવા ત્રણ પ્રકારના સંવત્સર વિષે જનક પ્રશ્ન કરે છે: છે ઈ૦—જે સંવત્સરમાં બાર મહિને પ્રત્યેક ( સંક્રાંતિના ) દિવસની ત્રીશ ત્રીશ દિવસની સંખ્યા છે તે સંવત્સરને સહુ જન સૌરસંવત્સર કહે છે: એમાં તમે ઊંડા ઉતરશો નહિ—અર્થાત્ એટલાનોજ હું ઉત્તર માગું છું. ચાંદ્રે ઈ૦–ચાંદ્ર સંવત્સરમાં કશો ( શો ) ભેદ છે ( તે કહું છું ). તે ભેદ કહે છે: પૂર્ણિમા ઈ૦–તે સંવત્સરમાં દશ બે ( બાર ) પૂર્ણિમા અને અમાંસ પણ બારે ( બારજ ) વેદમાં કહી છે.

૬૫ સાવન સંવત્સર કહે છે: કે' ઈ૦—જે સંવત્સરમાં ત્રણસેં અને સાઠે ( સાઠ ) દિનો થાય છે તેને સાવન સંવત્સર કહે છે. પ્રશ્ન કહે છે: જાણો ઈ૦—જો જાણો તો એ ત્રણ સંવત્સરયુક્ત કાળનું રૂપ કહો. અર્થાત્ કાળનું એવું રૂપ કયું કલ્પેલું છે કે જેમાં એ ત્રણે સંવત્સરનો સમાવેશ થઇ જાય ? નામાપ—માપી શકાએ નહિ એવા—અતિશય બુદ્ધિશાળી.

૬૬ શિશુમાર ચક્રમાં એ સર્વની વ્યવસ્થા છે એવો અષ્ટાવક્ર ઉત્તર આપે છે: પૂર્ણિમા ઈ૦—પૂર્ણિમાના બાર દિન અને તેવી ( બાર ) અમાવાસ્યા મળીને ચોવીશ થાય છે. એ ચોવીશમાં છ ઋતુઓ ગણાય છે. અર્થાત્ ચક્રની નાભિ (વચલી નાળ્ડી)ના છ ભાગ કરીને તે પ્રત્યેક ભાગમાં બે પૂર્ણિમા અને

એવું જે શિશુમાર ચક્ર રૂપ છે, રક્ષો તમોને સદા,
એવો આશિરવાદ વર્ણી વદતો, રાજા પૂછે શું યદા;
પૂછો તે સહુ આજ ભાખું ભાશો, હારો તમે સર્વદા,
શો ના બંદી બતાવતા મતિવરા, જીતે ન તે તો કદા. ૯૭

ઘોડી પેઠ ગતિ કરે સુરરથે, શ્યેનો સમું શું પડે?
એવા ગર્ભ ધરે મુનિ કવણ કો', તો બંદી આજે જડે;
તે ગર્ભો પ્રસવે વદો કયી રીતે, બોલ્યે ન ડોલ્યે સરે,
જો ગુંચાવ જરાતરા જળ વિષે, નાખે ન બંદી ડરે. ૯૮

છે બંને વીજળી તથા ગરજના, કેરા સુગર્ભો ભલા,
વાયુ સારથિ રૂપ મેઘ ધરતો, વર્ષા પ્રસૂતે કળ્યા;

---

બે અમાવાસ્યા સમજવી. એટલે ચાંદ્ર સંવત્સર એ શિશુમાર ચક્રની નાભિ છે. ચક્રનાં પૂઠિયાંને ઉદ્દેશીને કહે છે; બાર ૭૦—હે મતિવરા! (મોટી બુદ્ધિવાળા—જનક!) આ સમે (હમણા) તમે બારે માસ રૂપે ભલા ભાગો (પૂઠિયાના) ગણો. અર્થાત્ સૌર સંવત્સરની બાર સંક્રાંતિઓ એ શિશુમાર ચક્રના પૂઠિયાના બાર ભાગ છે. આરા ૭૦—સાવન સંવત્સરના ત્રણુસો ને સાઠ દિનના શિશુમાર ચક્રના આરા છે, તે રોજે ભમે છે અને શમતા (વિરામતા) નથી.

૯૭ રાજાને આશિર્વાદ આપે છેઃ એવું ૭૦—સ્પષ્ટ છે. ભવશો—શિવ સરખો. ૯૮ રાજા મેઘને ઉદ્દેશીને બીજો પ્રશ્ન કરે છેઃ ઘોડી ૭૦—સુરરથે (આકાશમાં) ઘોડીની પેઠે (ત્વરાથી) ગતિ કોણુ કરે છે? અને શ્યેનો સમું (બાજપક્ષીના જેવું—અર્થાત્ વેગમાં) શું પડે છે? હે મુનિ! એવા (ત્વરાવાળા તથા વેગવાળા) ગર્ભ કો (કોણુ) ધરે છે તે કહો. તે ૭૦—ગર્ભો કયી રીતે પ્રસવે છે—શા રૂપે પ્રસૂત થાય છે તે વદો. બોલ્યે ૭૦—એ પ્રશ્નના ઉત્તરરૂપ વચન બોલ્યે સરે (કાર્ય થાય) પણુ ડોલ્યે ('હું નથી જાણુતો' એમ માથું ધુણાવ્યે) ન સરે. ઉત્તર ન અપાય તો શું થશે? જો ૭૦—સ્પષ્ટ છે. ગુંચાવ—ગુંચાઓ.

કે છે દુ:ખ તથા કુમૃત્યુ નૃપતિ ! વાયુ રૂપી સારથી,
ધારે છે મન તેહ ગર્ભ વસમા, જાતે થઇને રથી. ૬૯
જેઓ થાય પ્રસૂતને મન રૂપે, જાણો વિદેહી તમે,
તેઓ પ્રાપ્ત ન થાવ રાય તમને, કે શત્રુ ઘેરે કયમે;
એવાં રૂપ ભણ્યાં અમે દ્વય ભલાં, બાકી ન રાખી જરી,
પૂછો પ્રશ્ન વળી ગમે મન વિષે, શંકા કરીને ફરિ. ૭૦

---

૬૯ અષ્ટાવક્ર ઉત્તર આપે છે: છે ઈ૦–વીજળી ત્વરાથી ગતિ કરે છે અને ગર્જના બાજના જેવા સૂસવાટા સાથે પડે છે. વીજળી અને ગર્જના કેરા (રૂપી) ભલા સુ ગર્ભો વાયુ જેને સારથી રૂપ છે એવો મેઘ ધરે છે. અને તે ગર્ભ વર્ષા રૂપી પ્રસૂત (પ્રસૂતિ) થવાથી કળ્યા (માં આવે છે). એજ પ્રશ્નનો અષ્ટાવક્ર વળી બીજી રીતે ઉત્તર કરે છે: કે' છે ઈ૦—હે નૃપતિ ! વાયુ રૂપી સારથી (અર્થાત્ વાયુની પેઠે ચંચળ ગતિવાળું) મન, જેને દુ:ખ અને કુમૃત્યુ કહે છે તે રૂપી વસમા ગર્ભ ધારે છે. અથવા વાયુ (પ્રાણ વાયુ) એ સારથી છે અને મન રથી (રથમાં બેસનાર) છે, તે મન દુ:ખ અને મૃત્યુરૂપી ગર્ભ ધરે છે. સંકલ્પાત્મક મનમાંથી દુ:ખ અને મૃત્યુની ભાવના ઉત્પન્ન થાય છે.

૭૦ જેઓ ઈ૦–એ દુ:ખ અને મૃત્યુ મનમાંથી મનરૂપે પ્રસૂત થાય છે. અર્થાત્ જેમ વીજળી અને ગર્જના એ વર્ષારૂપ પ્રસૂતિનાં ચિન્હ છે તેમ દુ:ખ અને મૃત્યુ એ મનરૂપી પ્રસૂતિનાં ચિન્હ છે. "आत्मावैजायतेपुत्रः–પોતેજ પુત્ર રૂપે ઉત્પન્ન થાય છે" એ વચન પ્રમાણે જળરૂપ મેઘમાંથી જળરૂપ વૃષ્ટિ ઉપજે છે અને સંકલ્પરૂપ મનમાંથી સંકલ્પરૂપ મન ઉપજે છે. જો સંકલ્પાત્મક મનનો નાશ થાય તો દુ:ખ અને મૃત્યુરૂપી સંસૃતિનાં ચિન્હ પણ નાશ પામે, કેમકે સઘળા જગતનું કારણ સંકલ્પાત્મક મન છે, એમ બ્રહ્મવિદ્યાના ગ્રંથોમાં વારંવાર કહેવામાં આવ્યું છે. અષ્ટાવક્ર ઉત્તર-રૂપે આશિર્વાદ આપે છે: તેઓ ઈ૦—હે રાય ! તેઓ (દુ:ખ અને મૃત્યુ) તમને પ્રાપ્ત થાવ (થાઓ) નહિ; તમને તો પ્રાપ્ત નજ થાઓ પણ તે અતિશય ત્રાસ દાયક હોવાથી તમારા શત્રુને પણ પ્રાપ્ત ન થાઓ, એમ

કો' નિદ્રા વિચ કોણ નેત્ર ન મીંચે ! જન્મે ન હાલે વદો !
કોને છે ન હૃદે ભણો મતિવરા ! જાણું મનીષે મદો;
વેગે કો વધતું વદો મુનિ મહા ! ના અન્ય તેવું વધે !
પ્રશ્નો ચારતણાજ ઉત્તર ઘણા, આપ્યે ન કાર્યો સધે. ૭૧

મત્સ્યો ઉંઘ વિષે ન નેત્ર મિચતાં, પક્ષી ઈંડાં જન્મતાં,
હાલે ના સ્થિર તે રહે નૃપમણિ, ભાળો તમે જન્મતાં;
પા'ણાને ન હૃદે વિદે હો નૃપતિ ! વેગે નદી જો વધે,
એ છે ઉત્તર પ્રશ્નના વળી વદો, વાણી તમારી વધે. ૭૨

ભાખ્યો ભૂપ, નહીં તમે નરમણિ, દેવેશ કે દેવ છો,
મોટા વૃદ્ધ તમે અમે મન ગણું, સાચા ગુરૂ સેવ છો;
વાણીમાં નવ ભારતી હરવવા, ધારે તમોને કદા,
આ બંદી મતિમાન મા'ન બની રે', જીતો જઈ સર્વદા. ૭૩

---

કહે છે: કે શત્રુ ઇ૦—સ્પષ્ટ છે. ઘેરે-ઘેર. એવાં ત્રાસદાયક દુ:ખ અને મરણ ઉપજાવનારા બંદીને ધિક્કાર છે, એવો એ આશિર્વાદનો ધ્વનિ છે. પરિ—દૂર.

૭૧ જનક વળી ત્રીજો પ્રશ્ન સમુદાય કહે છે: કો' ઇ૦-સ્પષ્ટ છે. જન્મે ઇ૦—જન્મે છતાં હાલતું કોણ નથી ! જાણું ઇ૦—તો મનીષે (મનીષામાં-બુદ્ધિમાં) તમારા મદો (મદ) છે તેને હું જાણું (ખરા જાણું). વેગે ઇ૦-હે મહામુનિ ! વેગવડે કોણ વધે છે ? એક પ્રશ્નના ઘણા ઉત્તર ન આપતાં એકજ ઉત્તર આપવો એમ કહે છે: પ્રશ્નો ઇ૦—સ્પષ્ટ છે. સધે—સિદ્ધ થાય. ૭૨ ઉત્તર આપે છે: મત્સ્યો ઇ૦—સ્પષ્ટ છે. પા'ણાને—પથ્થરને.

૭૩ અષ્ટાવક્રે પોતાના પ્રશ્નોના તુરતાતુરત ઉત્તર આપ્યા તે જોઈ વિસ્મય પામેલો જનક તેની સ્તુતિ કરે છે: ભાખ્યો ઇ૦-ભૂપ ભાખ્યો (બોલ્યો) કે તમે નરમણિ (અર્થાત્ મનુષ્ય) નથી. ત્યારે કોણ છો? દેવેશ ઇ૦-સ્પષ્ટ છે. સાચા ઇ૦-તમે સાચા ગુરૂના સેવ (સેવા કરનાર) છો. અથવા તમે સા

તેં બંદી શું કહોડને જળવિષે, નાખ્યા ન રાખ્યા જરા,
તેં દ્વંદી થઇ કોઇને મૂઢમતિ, રાખ્યા ન દાખ્યા ધરા;
તેં ફંદીપણું ફોગટે ફરી કર્યું, દાખ્યા ન પાખ્યા પરા,
તેં મંદી કરી માન્ય બુદ્ધિ અધુના, પાખ્યા ન ચાખ્યા ઝરા. ૭૪
છું તું ગર્વ ભર્યો, પરાજય કર્યો, કે' વારિ નાખું અલ્યા !
ના બોલીશ અશું તું દ્વિપદપશુ, ના હું સમા કો મળ્યા !
સૂકાએ સરિતા જશી પ્રલયમાં, વન્હિ વધ્યાથી ભલી,
તેવો શુષ્ક બને મને તન ધને, આજે અમોને મળી. ૭૫
સૂતેલો હરિ શો વિષે મુખ ભર્યો, જીબ્હા હલાવ્યા કરે,
તેવો ચક્ષુશ્રવા પગે હણી હવે, આ દેહ શેણે ધરે !
માર્યો બાપ અલ્યા શિરે પગ દઈ, નાખ્યો જળે તેં ખરે,
નિશ્ચે આજ ડસું ખસું નહિ જરી, તારાથી વક્રી ડરે ! ૭૬

---

આ ગુરૂરૂપ અને સેવ્ય-સેવા કરવા યોગ્યછો. ભારતી-સરસ્વતી. બંદીને બતાવે છે: આ ઇ૦—સ્પષ્ટ છે. માન ઇ૦—મહાન બનીને રહે છે તે.

૭૪ અષ્ટાવક્ર બંદીને ઓળખીને તેને તિરસ્કારપૂર્વક લલકારે છે: તેં ઇ૦—સ્પષ્ટ છે. જરા ઇ૦—જરાવાર પણ રાખ્યા ( બચાવ્યા ) નહિ ! દ્વંદી—સામાવાળિયો. દાખ્યા ઇ૦-ધરા ( પૃથ્વી ) ઉપર દાખ્યા ( દેખાડયા ) નહિ ! એટલું કર્યાં છતાં પણ હજી તારો ચાલ તેં છોડી દીધો નથી, એમ કહી ઠપકો આપે છે: તેં ઇ૦-સ્પષ્ટ છે. દાખ્યા ઇ૦—પણ તારા ફંદ તેં પરા ( દૂર ) ન પાખ્યા-કર્યા ( પક્ષ્—સ્વીકારવું, એ પરથી ), પણ તે ફંદ અમને દાખ્યા-દેખાડયા ! તેં મંદી ઇ૦—તારી માન્ય બુદ્ધિ અધુના ( હમણા ) તેં મંદી ( મંદ ) કરી છે; કેમકે તેં ( અમારી બુદ્ધિના ) ઝરા પાખ્યા ( સ્વીકાર્યા ) કે ચાખ્યા ( અનુભવ્યા ) નથી !

૭૫ વારિ—પાણીમાં. પરાજય કરેલાને હું પાણીમાં નાખું એમ તું કહે છે. અશું—એવું. દ્વિપદપશુ—બે પગનો પશુ. શુષ્ક—સૂકો.

૭૬ હરિ શો-સિંહ સરખો. ચક્ષુઃશ્રવા—સાપ. ડરે ?—અર્થાત્ નાજ ડરે.

બંદી સાંભળ વેણ દેણ દુખનું, ગિરિ હણ્યો હાથથી,
જો કે છે તું બલિષ્ઠ ઇષ્ટ નૃપનો, તોયે ન રે'સાથથી;
ભાગે કૃત્ય કૂડું કર્યે કર નખો, શો પર્વતે છેદ છે,
જાણો કૃત્ય તમારૂં એવું અવળું, મારૂં હવે મેદ છે! ૭૭
આ મૈનાક વિદેહી, ભૂપ નગ સૌ, કો સાથી તેવા ભણે,
વત્સોની બલિવર્દમાં ગણતરી, કો' કોણ ડાહ્યો ગણે!
હે યુધિષ્ઠિર! એમ ક્રોધી થઇને, રાજા ભણી જોઇને,
અષ્ટાવક્ર ભણે ગણે નહિ જરી, બંદીતણી સોઇને. ૭૮
છે મોટો સુરમાં પુરંદર જશો, ગંગા નદીમાં જશી,
તેવા શ્રેષ્ઠ તમો સદા નૃપ વિષે, રો' એકરૂપે વશી;
આજ્ઞા દ્યો હીણ બંદીને મુજથકી, વાદે વઢે આજથી,
હારૂં હું જળમાં ડૂબું, જીતું જદા, બંદી ગ્રહું રાજથી. ૭૯
બોલ્યો બંદીની સાથ વક્રી વળી ત્યાં, શોણે રહે શાંત તું,
તું બોલે વદનેથી ઉત્તર દઉં, આજે વિના ભ્રાંત હું;

---

૭૭ દેણ દુઃખનું—દુઃખનું દેનારૂં. રે'—રહે—બચે. સાથથી—સાથીઓની સહાયથી. કૃત્ય—(ગિરિને હણવારૂપ). કર નખો—હાથ અને નખ અથવા હાથના નખ. શો ઇ૦—પણ પર્વતમાં શો છેદ પડવાનો હતો? મારૂં ઇ૦—હવે તમારૂં મેદ (એ નામનો શરીરનો ધાતુ) હવે મારૂં થયું (બગડ્યું) જાણો!

૭૮ ઉપમા અને દૃષ્ટાંતથી અષ્ટાવક્ર બંદીને પોતાનાથી હલકો વર્ણવી તિરસ્કાર કરે છે: આ ઇ૦—આ વિદેહી (જનક) રાજા મૈનાક (પર્વત) જેવો છે અને સહુ બીજા (તેના તાબાના) ભૂપ નગ (સાધારણ પર્વત) જેવા છે, તેવાને સાથી (બરોબરિયા) કો (કોણ) ભણે? વત્સો—વાછરડાં. બલિવર્દ—બળદિયો. લોમશઋષિ કહે છે: હે ઇ૦—સ્પષ્ટ છે.

૭૯ અષ્ટાવક્ર રાજાની સ્તુતિ કરી બંદી નાશી જાય તો તેને રાજાએ પકડી આપવો એવી માગણી કરે છે: છે ઇ૦—સ્પષ્ટ છે. પુરંદર-ઇંદ્ર. રાજથી-રાજા પાસેથી.

હું બોલું વદ્ય તુંય ઉત્તર અલ્યા, મૌને ન કાંઈ સરે,
આ વન્હિ ઝગતો ગ્રહે અસુ નર્કી, છૂટે ન શે તું ડરે ? ૮૦
આ બંદી ડરતો ન કોઇ દ્વિજથી, શ્વાનો સમું ના ભસે,
પૂછું હું કરચ તુંજ ઉત્તર અલ્યા, જો જ્ઞાન હૈયે વસે;
કંપે છે અતિ શ્વેતકેતુ સુણતાં, વક્રી વદ બોલી દે,
આ વન્હિ વિચ તું ગયો હીણમતિ, વાંકો સીધો ડોલી લે. ૮૧
બંદી કે' મતિમાન ઉત્તર કરો, આ પ્રશ્ન મારાતણા,
તો હું જાણું તમે ખરા દ્વિજમણિ, બોલ્યા વિષે ના મણા;
બીજાને પરકાશ અગ્નિ ભગ દે, ઊજારી પોતે બણે,
તેવો બુદ્ધિ પ્રકાશ ઇંદ્રિય કરે, જાતે પ્રકાશી ગણે. ૮૨

---

૮૦ અસુ—પ્રાણ. છૂટે ઈ૦—તું છૂટવાનો નથી, માટે હવે તું શું ડરે છે ?

૮૧ બંદી ઉત્તર આપે છે: આ ઈ૦—સ્પષ્ટ છે. આ વાદરૂપી ભયાનક લઢાઈનો સમારંભ જોઈને શ્વેતકેતુની શી ગતિ થઇ તે વર્ણે છે: કંપે છે ઈ૦—સ્પષ્ટ છે. અષ્ટાવક્ર શ્વેતકેતુ તરફ ન જોતાં બંદીને પ્રશ્ન કરવા પ્રેરે છે: વક્રી ઈ૦—સ્પષ્ટ છે.

૮૨-૮૩ બંદી અષ્ટાવક્રને પ્રશ્નના ઉત્તર કરવાને પ્રેરે છે: બંદી ઈ૦—સ્પષ્ટ છે. બુદ્ધિ એક તત્વ છે એમ પ્રતિપાદન કરતાં બંદી બુદ્ધિનું સ્વરૂપ કથન કરે છે: બીજાને ઈ૦—જેમ અગ્નિ અને ભગ ( સૂર્ય ) બીજાને પ્રકાશ દે ( આપે ) છે અને પોતે પણ પ્રકાશી બને છે-સ્વયંપ્રકાશ છે, તેમજ બુદ્ધિ પણ ઇંદ્રિયોને પ્રકાશ કરે છે ( બુદ્ધિના યોગથી ઇંદ્રિયોમાં જાણવાની સત્તા આવે છે ) અને જાતે ( બુદ્ધિ ) પણ પ્રકાશી ગણે ( છે ). તમે કહેશો કે બુદ્ધિ જેવાં બીજાં પણ તત્વ છે ત્યારે બુદ્ધિનેજ શામાટે મુખ્ય તત્વ કહેવું ? તેનું સમાધાન ઇંદ્રના દૃષ્ટાંતથી કરે છે: તે ઈ૦—જેમ ઇંદ્ર આપના ( પોતાના ) સહુ શત્રુઓને હણે છે તેમ તે બુદ્ધિ પણ બીજે ( ઠેકાણે ) જે માપનાં ( પરિમાણવાળાં ) તત્વો વધાં છે તેવાં તત્વોને હણે છે, પણ ગણત્રીમાં ગણતી નથી. અર્થાત્ બીજાં બધાં તત્વોમાં બુદ્ધિતત્વ શ્રેષ્ઠ છે. બુદ્ધિતત્વની મુખ્યતાનું કારણ યમના દૃષ્ટાંતથી કહે છે: પાળે છે ઈ૦—જેમ યમ પિ-

તે બુદ્ધિ વળી જેમ ઇંદ્ર હણતો શત્રુ સહુ આપના,
તેવાં તત્વ હણે મતિ નવ ગણે, બીજે વધાં માપનાં;
પાળે છે યમ જેમ પિતૃ નિમથી, બુદ્ધિ તશી પાળતી,
પોષીને વિષયોથકી શરીરને, નિત્યેજ સંભાળતી. ૮૩

જે એવું વિષયી શરીર સુખીછે, તે તો મતિના વતી,
ઇંદ્રીને નિયમે ગ્રહે મતિ મહા, છે બુદ્ધિની શી ગતિ ! !
માટે જાગ્રત સ્વપ્નમાં મતિ રહી, તત્વોરૂપે તો વશી,
સ્વપ્નામાં અતિ રૂપથી લહું અમે, તત્વો અનેકે કશી ! ! ૮૪

---

તૃઓને નિયમથી પાળે છે ( યમ પિતૃઓનો રાજા છે.એ પુરાણોમાં પ્રસિદ્ધ છે ) તેમ બુદ્ધિ પણ શરીરને વિષયોથકી પોષીને પાળે છે, અને નિત્ય સંભાળે છે. અર્થાત્ શરીરાંતર્ગત બીજાં તત્વો પોષ્ય છે અને બુદ્ધિ તેની પોષક છે માટે બુદ્ધિ બીજાં તત્વો કરતાં મુખ્ય છે.

૮૪ શરીરનું સુખ પણ બુદ્ધિના આશ્રયવડેજ છે: જે ઇ૦—સ્પષ્ટ છે. બુદ્ધિની મોટી શક્તિ વર્ણે છે: ઇંદ્રી ઇ૦—ઇંદ્રિયોને મહા ( મોટી ) મતિ નિયમે ગ્રહે—નિયમમાં રાખે છે. પોતે પ્રતિપાદન કરેલા તત્વનું સમર્થન કરવા માટે તેને વખાણે છે: છે ઇ૦— આહા ! બુદ્ધિની શી ગતિ છે !! અર્થાત્ બુદ્ધિ કેવી ચમત્કારિક છે !! એવાં વખાણ શામાટે કરો છો ? તે કહે છે: માટે ઇ૦—બુદ્ધિ એવી ચમત્કારિક ગતિવાળી છે માટે-જ તે જાગ્રત અને સ્વપ્ન અવસ્થામાં તત્વો રૂપે ( મુખ્યતત્વ રૂપે ) વશી ( રહી ) છે. અથવા અનેક તત્વો રૂપે બુદ્ધિજ પ્રતીત થાય છે. બુદ્ધિવાદીનું કહેવું એમ છે કે સૃષ્ટિમાં જે પદાર્થ માત્ર પ્રતીત થાય છે તે પદાર્થરૂપ થએલી બુદ્ધિનો પરિણામ છે. અર્થાત્ બુદ્ધિજ પદાર્થ રૂપે ભાસે છે—વસ્તુગત્યા બુદ્ધિ વિના કોઇ પદાર્થજ નથી. વારૂ, પણ સ્વપ્નમાં જે પદાર્થો ભાસમાન થાય છે તે શું છે? એમ કહેશો તો: સ્વપ્નામાં.ઇ૦—સ્વપ્નામાં પણ અનેક તત્વોમાં કશી ( કશી રહેલી—બંધાઇ રહેલી ) બુદ્ધિનેજ અતિ ( અનેક ) રૂપથી અમે લહીએ છીએ. અથવા તત્વો અનેકે કશી !!—અનેક તત્વોમાં બુદ્ધિ કશી ( કેવી ) તે તે તત્વ રૂપે પ્રતીત

અષ્ટાવક્ર કહે પુરંદર તથા, છે અગ્નિ મિત્રો ભલા,
સાથે નારદ મુનિ પર્વત મુનિ, કેવા ફરે ના કળ્યા?
અશ્વિનિતનુ જેમ બે મળી ફરે, તેવા કહું બે જણા,
ચિદાભાસ સહિત બુદ્ધિ જીવ જે, સાથે ફરેછે ઘણા. ૮૫
એ બુદ્ધિરૂપી જીવ અંતરમણિ, આત્મા ઘણા મિત્ર છે,
આત્મા તેહ સ્વતંત્ર બંદીજન ! છે, હાવાં શું વિચિત્ર છે;

---

થાય છે !! તાત્પર્ય કે બુધ્ધિ એ એકજ તત્વ છે, અને તેમાંથી બીજાં બધાં તત્વોની ઉત્પત્તિ હોવાથી તેજ મુખ્ય છે.

૮૫ બંદીએ કથન કરેલા એક પદાર્થમાં એવી રીતે બુદ્ધિને વિષે આરોપેલા એકત્વ અને તત્વ રૂપતાનું ખંડન કરતાં અષ્ટાવક્ર પ્રથમ બે પદાર્થનું સ્થાપન કરે છે: અષ્ટાવક્ર ઈ૦—અષ્ટાવક્ર કહે છે કે જેવા પુંરદર ( ઈંદ્ર ) અને અગ્નિ એ બે ભલા મિત્રો છે, તેવાજ નારદ અને પર્વત મુનિ સાથે ફરે છે ( મિત્ર છે ) તેમને શું તેં કળ્યા ( ઓળખ્યા ) નથી ? અર્થાત્ જગત્‌માં જો બુદ્ધિ એજ એક પદાર્થ હોત તો સર્વત્ર એકતાજ પ્રતીત થાત; પણ આ તો બે બે પ્રતીત થાય છે માટે તારા કહેલા એક બુદ્ધિ રૂપ પદાર્થનું એકપણું વૃથા થાય છે. બીજા કોઇ એવા બે છે ? તે કહે છે: અશ્વિનિતનુ ઈ૦—સ્પષ્ટ છે. અશ્વિનિતનુ —બે અશ્વિનિકુમાર. વારૂ તે તો બે બે ભલે હો; પ્રસ્તુત વિષયમાં તેથી શું આવ્યું ? તે કહે છે: ચિદાભાસ ઈ૦—ઉપર જે બે બે બતાવ્યા તે જેમ સાથેજ રહે છે તેમ ચિદાભાસ સહિત બુદ્ધિરૂપી જીવ એ પણ, જેમ ઘણા સાથે ફરે છે તેમ આત્માની સાથેજ ફરેછે. તાત્પર્ય આ છે: શુદ્ધ ચૈતન્યને ચિત્ એવી સંજ્ઞા છે. બુદ્ધિ તત્વને કાચના જેવું નિર્મળ માનેલું છે. એ બુદ્ધિ રૂપી દર્પણમાં ચિત્નો આભાસ—પ્રતિબિંબ પડે તેને ચિદાભાસ કહે છે. એ ચિદાભાસ સહિત જે બુદ્ધિ તેને જીવ કહે છે. બુદ્ધિમાં ચિદાભાસ પ્રતિબિંબિત થવાથી બુદ્ધિમાં ચૈતન્યની જ્ઞાન સત્તા પ્રતીત થાય છે, માટે ચિદાભાસ સહિત બુદ્ધિ રૂપી જીવ અને ચિત્ ( આત્મા—ચૈતન્ય ) સદા સાથેજ હોવાં જોઇએ.

બુદ્ધિ તો પરતંત્ર છે પણ વદું, તેની ગતિ મા'ગતિ,
બે ચક્રે રથ કામિની નર વિના, ચાલે નહીં રે રતિ. ૮૬
બ્રહ્માના નિયમોથકી ઇમિ બને, સંસાર સિદ્ધિ સદા,
તેને તત્વ ગણો કયી રીતિથકી, જૂઠું ન જલ્પો કદા;
બુદ્ધિ કેવળ તત્વ કે' નવ નભે, મારે મતે તો જરા,
બોલો અન્ય હવે હું ઉત્તર કરૂં, થાશો જીવેથી પરા. ૮૭
બંદી કે' જીવ દેવ પિતૃ મનુષ્યે, જન્મે સુકર્મોવતી,
પાપે વૃક્ષ પશુ પતંગ રૂપ લે, નર્કે પડે મા'મતિ!
માટે વેદત્રયી કહે કરમનું, મોટાપણું સર્વથી,
સંન્યાસી વિણ આશ્રમો ત્રણ ભણું, કર્મે ગતિ ગર્વથી. ૮૮

---

૮૬ બંદીએ કહેલા એકલા પદાર્થનું ખંડન કરી આત્માતત્વની મુખ્યતાનું પ્રતિપાદન કરે છે: એ ઈ૦—એ બુદ્ધિરૂપી જીવ અને અંતરમણિ (અંતર્યામી) આત્મા ઘણા મિત્ર છે—અર્થાત્ આત્માની સત્તાથીજ જીવ પ્રતીત થાય છે, માટે ચિદાભાસ સહિત બુદ્ધિરૂપી જીવ એ પરતંત્ર છે, અને આત્મા સ્વતંત્ર છે. તેજ કહે છે: આત્મા ઈ૦—હે બંદીજન! (સ્તુતિપાઠક ભાટ ચારણોને પણ બંદીજન કહેવાય છે માટે શ્લેષવાળા શબ્દથી ઉપહાસ યુક્ત સંબોધન કર્યું છે). આત્મા એજ સ્વતંત્ર છે-સ્વયંપ્રકાશ છે. ચિદાભાસ વિના જડરૂપ બુદ્ધિમાં જ્ઞાનસત્તા પ્રતીત થતી નથી માટે તે સ્વતંત્ર નથી: બુદ્ધિ ઈ૦—સ્પષ્ટ છે. ત્યારે બુદ્ધિનો ઉપયોગ શો છે? તે કહે છે: તેની ઈ૦—તેની ગતિ તે મોટી ગતિ છે. મોટી ગતિ કહે છે: બે ઇ૦—જેમ બે ચક્રથી રથ ફરે છે, તેમ ચૈતન્યનો આભાસ અને બુદ્ધિ એ બેવડે જીવ ઉત્પન્ન થાય છે. બીજું દૃષ્ટાંત આપે છે: નર ઇ૦—નર અને કામની બન્ને વિના સંતાનોત્પત્તિમાં રતિ પણ ચાલતું નથી.

૮૭ ત્યારે એવી બુદ્ધિને તત્વ ન કહેવું? તો કહે છે, ના; આત્મા સ્વતંત્ર છે માટે તેજ પરમ તત્વરૂપ છે, અને બુદ્ધિ પરતંત્ર છે માટે તે તત્વ નથી: તેને ઇ૦—સ્પષ્ટ છે.

૮૮ અષ્ટાવક્રે બે પદાર્થ પ્રતિપાદન કરીને બુદ્ધિની તત્વરૂપતાનું ખંડન કર્યું તે જોઇને બંદી ત્રણ પદાર્થનું પ્રતિપાદન કરી તેમાં કર્મત્વની શ્રેષ્ઠ-

બ્રહ્મા ક્ષત્રિય વૈશ્ય વર્ણ ત્રણ એ, ત્રિ કર્મ સાધે મળી,
એવાં તે સવનોરૂપી કરમથી, અંગે બને મા'બળી;
જાયે જીવ સુસ્વર્ગ નર્ક વિચ રે', પૃથ્વી પડે કર્મથી,
તેથી તત્વ મહાન કર્મ ગણિયે, માનો તમે ધર્મથી. ૮૯
થાયે જાગ્રત સ્વપ્ન સુષુપતિની, કર્મોથકી પ્રાપતી,
અંગીકાર કરો તમે જીવ મુનિ, છે તેની કર્મે ગતિ;
માનો આપ તદા અમો પણ કહું, કર્મો રૂડાં સર્વથી,
તે ગંગા યમુનાથકી અધિક છે, બીજાં મહાપર્વથી. ૯૦

---

તાનું સ્થાપન કરે છે: બંદી ઇ૦—બંદી કહે છે કે દેવ, પિતૃ અને મનુષ્ય, એ ત્રણ જાતિમાં જીવ સુકર્મોવતી ( સારાં કર્મ કરવાવડે ) જન્મે છે; અને વૃક્ષ, પશુ તથા પતંગ એ ત્રણ જાતિમાં જીવ પાપકર્મવડે જન્મે છે અને નરકે પડે છે. મા'મતિ !—( સંબોધન ). માટે ઇ૦–ઋક્, યજુર અને સામ, એવી વેદત્રયી ( ત્રણ વેદનો સમુદાય ) પણ સર્વથી ( બીજાં તત્વોથી ) કર્મનું મોટાપણું ( શ્રેષ્ઠતા ) કહે ( માન્ય રાખે )છે. સંન્યાસી ઇ૦—સંન્યાસાશ્રમ બાદ કરતાં બાકી રહેલા, બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્યા, અને વાનપ્રસ્થ, એવા ત્રણ આશ્રમોની પણ કર્મવડે ગતિ છે એમ હું ગર્વથી ભણું છું. ત્રણ વર્ણ રૂપ સૃષ્ટિ બતાવે છે:

૮૯ બ્રહ્મા ઇ૦—બ્રહ્મા ( બ્રાહ્મણ ), ક્ષત્રિય અને વૈશ્ય, એવી વર્ણો ત્રણ છે ( શૂદ્રને વેદોક્ત કર્મનો અધિકાર નથી માટે અધિકારવાળી ત્રણ વર્ણોજ ગણેલી છે ) અને તે એકઠી મળીને ત્રિ કર્મ ( આગળ કહેવાશે તે ) સાધે છે. તે ત્રણ કર્મ કયાં ? તે કહે છે: એવાં ઇ૦—તે ત્રિવર્ણ ) એવાં સવનોરૂપી કર્મથી ( પ્રાત: સવન, મધ્યાન્હ સવન અને સાયં સવન, એ ત્રણ હોમરૂપ કર્મથી ) પોતાને અંગે મહાબળવાન્ બને છે. જીવનાં ત્રણ સ્થાન વર્ણે છે: જાયે ઇ૦—૨૫૯ છે. ઉપસંહાર કરે છે: તેથી ઇ૦—એવી રીતે ત્રણ પ્રકારની સૃષ્ટિમાં સઘળે કર્મનોજ પ્રચાર છે માટે કર્મને મહાન્ તત્વ અમે ગણિયે છીએ તે તમે ધર્મથી ( ન્યાય બુદ્ધિથી ) માનો.

૯૦ ત્રણ અવસ્થા કર્મને આધીન છે તે કહે છે: થાયે ઇ૦—જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થાની પણ કર્મોથકીજ પ્રાપ્તિ થાય છે. કર્મનો મહિમા વર્ણે છે: અંગીકાર ઇ૦—૨૫૮ છે.

અષ્ટાવક્ર કહે જુઓ અસત છે, બોલ્યું તમારૂં નકી,
બ્રહ્મજ્ઞાન મને ગણે મતિ મહા, સંન્યાસથી રે' ટકી;
છે કુટિચક હંસ નિષક્રિય ને, ચોથો વળી ભેદ આ,
નામોચ્ચાર મુનિ કહે બહૂદકો, ભાખે ન શું વેદ આ ! ૯૧

સંન્યાસાશ્રમ વર્ણ ચાર ધરતી, જ્ઞાની ગ્રહે સર્વદા,
ગુમાની ત્રણ જાગ્રતાદિ સ્થિતિમાં, વાસો વસેછે સદા;
નામે તૈસજ વિશ્વ પ્રાજ્ઞ મુનિ કે', તેથી કશું ભિન્ન છે?
અંતર્યામી વિરાટ સૂત્ર વદવું, તુર્યા ત્રયી છિન્ન છે. ૯૨

---

૯૧ અષ્ટાવક્ર ચાર પદાર્થે વર્ણીને કર્મનું ખંડન કરે છે: અષ્ટાવક્ર ઇ૦–સ્પષ્ટ છે. અસત–અસત્ય. મતિ મહા–મહામતિ–મોટી બુદ્ધિવાળા. સંન્યાસથી ઇ૦—તે બ્રહ્મજ્ઞાન સંન્યાસ( આશ્રમ )થી ટકી રહે છે. તે સંન્યાસ ચાર પ્રકારનો છે: છે ઇ૦—કુટિચક, હંસ, નિષ્ક્રિય, અને બહૂદક. બાકીનું સુગમ છે.

૯૨ સંન્યાસાશ્રમ ચાર પ્રકારનો છે એટલુંજ નહિ પણ તેને ધરનારી વર્ણો ( બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, ) પણ ચાર છે. એ ચાર વર્ણોમાં જે જ્ઞાની હોય છે તે સર્વદા સંન્યાસાશ્રમ ગ્રહે છે. અવસ્થા પણ ચાર છે તે કહે છે: ગુમાની ઇ૦—જાગ્રતાદિ (જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ, ) એ ત્રણ સ્થિતિમાં તે તે અવસ્થાના ગુમાની ( અભિમાની ) ત્રણ આત્મા સદા વાસો વસે છે. તે આત્માનાં નામ કહે છે: નામે ઇ૦—ત્રણ અવસ્થાઓના અભિમાની ત્રણ વ્યષ્ટિ આત્મા અનુક્રમે વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ નામે છે એમ મુનિઓ કહે છે. જગત્નો એમાં અંતર્ભાવ થઈ જાય છે તે બતાવવાને પૂછે છે: તેથી ઇ૦—તે આત્માથી ભિન્ન કશું છે? અર્થાત્ નથી. હવે તે અવસ્થાઓના સમષ્ટિ અભિમાની બતાવે છે: અંતર્યામી ઇ૦—વિરાટ્, સૂત્રાત્મા અને અંતર્યામી, ત્રણ સમષ્ટિ અભિમાની છે એમ વદવું. એ તો ત્રણ સ્થિતિઓ થઇ પણ ચોથી કઈ છે? તે કહે છે: તુર્યા ઇ૦—એ ત્રયી ( જાગ્રતાદિ ત્રણ અવસ્થાઓના સમુદાય )થી છિન્ન ( જૂદી ) તુર્યા ) એ નામની ચોથી અવસ્થા ) છે.

સાક્ષાત્કાર કરાવતી ત્રણ નહીં, સ્થિતિ ધરો ચારથી,
એને જે બતલાવતા મુનિ મહા, ભાખું અમે સારથી;
માત્રા અર્ધ અકાર ને અવચયે, જ્ઞાની ગ્રહે મુગતી,
છે ઉકાર મકાર ને પ્રણવથી, બીજી વળી જુગતી. ૯૩

પશ્યંતી પછી મધ્યમા વર પરા, છેલ્લી ગણો વૈખરી,
વાણીના વર ભેદ બંદીજન ! રે', ચચ્ચારમાં વિસ્તરી;
કે'વાચે નવ કર્મ તત્વ જરિયે, ભાખો વિચારી કરી,
તત્વજ્ઞાન ભણો મળો મુજ મતે, તો દુઃખ જાઓ તરી. ૯૪

---

૯૩ તુર્યાનો શો ઉપયોગ છે? સાક્ષાત્કાર ૦— પૂર્વોક્ત જાગ્રતાદિ ત્રણ અવસ્થાઓ આત્માનો સાક્ષાત્કાર કરાવતી નથી તમે ચારથી ( ચોથી ) અવસ્થામાં ( તુર્યામાં ) સ્થિતિ ધરો. અર્થાત્ તુર્યાવસ્થામાં આત્માનો સાક્ષત્કાર થાય છે. આત્મા સાક્ષાત્કારનું ओम्‌કાર રૂપ સાધન બતાવે છેઃ એને ૦—એ સાક્ષાત્કારને મહામુનિઓ જે ( જેવી રીતથી ) બતલાવતા, અર્થાત્ " ओमित्येकाक्षरंब्रह्मव्याहरन्मामनुस्मरन् ॥ यःप्रयातित्यजन्देहंसयातिपरमांगतिम् ॥ —જે પુરૂષ ओम् એવા અક્ષરબ્રહ્મનો ઉચ્ચાર કરીને અને મારૂં ( પરમાત્માનું ) સ્મરણ કરીને દેહ તજીને જાય છે તે પરમગતિને પામે છે "—ગીતા. એ સાધન અમે સારથી ( ટૂંકામાં ) ભાખું (કહિયે છીએ). તે કહે છેઃ માત્રા ૦-અકાર, ઉકાર, મકાર અને અર્ધમાત્રા ( " अर्द्धमात्रास्थितानित्यंयानुच्चार्याविशेषतः "—" જે વિશેષપણે ઉચ્ચારી શકાતી નથી તે અર્ધમાત્રા રૂપ થઈને તું સદા રહેલી છે "—માર્કંડેયપુરાણ ). ના અવચયે ( સમુદાયથી—એ ચારના સમુદાયથી જે ओम् એવો ઉચ્ચાર થાય છે તેનો જય કરી અથવા તેના અર્થનું મનન કરીને ) જ્ઞાનીપુરૂષો મુક્તિનું ગ્રહણ કરે છે. ને પ્રણવ ( ओम्‌કાર )થી બીજી વળી ( મુક્તિની )જુક્તિ છે.

૯૪ તે જુક્તિ કહે છેઃ પશ્યંતી ૦--પરા. પશ્યંતી, મધ્યમા, અને વૈખરી, એવા વાણીના ચાર ભેદ છે. મહાકારણરૂપ વાણીને

બંદી કે' તવ ગાર્હપત્ય અગની, બીજા વળી ચાર જે,
દક્ષિણાગ્નિ અને સુસભ્ય અગની, ભાખો ન નિર્ધાર એ ?
છે ચોથો વર આવસથ્ય અગની, શાસ્ત્રો વિષે સાખ છે,
હાવાં પંચમ નામ આહવનીયે, તાર્યા તર્યા લાખ છે. ૯૫
વર્ણો આઠજ પાદ પંચ મળી રે', છંદઃ ભણો પંક્તિ તે,
વાણી વેદતણી ન સંશય જરી, ભાખ્યા અમો ભક્તિએ;
અગ્નિહોત્ર પશુ અને વળી બીજાં, સોમાદિ નામો કહું,
ચાતુર્માસ્ય સુદર્શ પૂર્ણમહિના, શ્રૌતે સુખી હું રહું. ૯૬

' પરા ' કહે છે; કારણરૂપ વાણીને ' પશ્યંતી ' કહે છે; સૂક્ષ્મ વાણીને ' મધ્યમા ' કહે છે; અને સ્ફુટ વાણીને ' વૈખરી ' કહે છે. એ ચારે વાણીથી પ્રણવનો જપ કરવાથી ( પૂર્વ પૂર્વ વાણીથી જપ કરવો ઉત્તમ માનેલો છે. ) આત્મતત્વનો સાક્ષાત્કાર થાય છે. ખંડન કરે છેઃ કે'વાયે ઇ૦—એ સઘળામાં કર્મને તત્વરૂપતા જરિયે પણ કહેવાતી નથી; માટે તમે વિચાર કરીને ભાખો—અર્થાત્ કર્મને તમે તત્વ કહો છો તે તો ખોટું છે. ઉપસંહાર કરે છેઃ તત્વજ્ઞાન ઇ૦—સ્પષ્ટ છે.

૯૫ તુરિયા અવસ્થામાં આત્માનો સાક્ષાત્કાર થાય છે માટે તુરિયાવસ્થા તત્વરૂપ છે એમ અષ્ટાવક્રનું કહેવું સમજીને બંદી પાંચ ઇંદ્રિયોનું તત્વરૂપતાનું પ્રતિપાદન કરવાનો પાંચનો સમૂહ વર્ણે છેઃ બંદી ઇ૦—ત્યારે બંદી કહે છે કે ગાર્હપત્ય અગ્નિ અને બીજા વળી જે ચાર અગ્નિઓ છે, જેમાંના દક્ષિણાગ્નિ અને સુસભ્યાગ્નિ ( એ બે છે ), એ તમે નિર્ધાર ( નક્કી ) ભાખો. ન—નથી કહેતા શું ? છે ઇ૦—ચોથો વર ( ઉત્તમ ) આવસથ્ય અગ્નિ છે તેની શાસ્ત્રો વિષે સાખ છે. હાવાં ( હવે ) પાંચમો આહવનીય નામે છે તેથી પણ લાખ પુરૂષો તાર્યા છે અને તર્યા છે. અર્થાત્ એ પંચાગ્નિમાં યજ્ઞ કરવાથી મુક્તિ મળે છે માટે તે શ્રેષ્ઠ છે.

૯૬ બીજો પાંચનો સમુદાય વર્ણે છેઃ વર્ણો ઇ૦—જે છંદમાં આઠ આઠ અક્ષરનું એક પાદ ( ચરણ ) એવાં પાંચ પાદ થાય તેને પંક્તિ છંદ કહે છે. પંચ યાગ ગણાવે છેઃ અગ્નિહોત્ર ઇ૦—અગ્નિહોત્ર, પશુયજ્ઞ, સોમયજ્ઞ વગેરે, ચાતુર્મસ્ય ( ચોમાસાનો ) યજ્ઞ, અને દર્શ ( અમાવાસ્યા ) તથા પૂર્ણમહિ ( પૂર્ણિમા )નો યજ્ઞ એ પાંચ શ્રૌતે ( શ્રૌતકર્મમાં—કર્મકાંડના વિષયમાં ) કહેલાં છે તે કરીને હું સુખી રહું છું, એ તાત્પર્ય છે.

જ્ઞાનેંદ્રિય ભણેજ પાંચ મુનિઓ, કે' વિષયો પાંચ છે,
મા'ભૂતોથકી દેહમાં વસી રહી, શીશી વદું આંચ છે;
જ્ઞાન ભ્રાંતિ વિકલ્પ ઉંઘ ચતુરે, પાંચે સ્મૃતિ છે ખરી,
શિખાઓ અભિધાન છે નિગમમાં, સંશે ન રાખો જરી. ૯૭

શાસ્ત્રોમાં વળી જ્ઞાન ઇંદ્રિય કહી, પાંચે પૂરી પાખીને,
એ વિષે સમુદાયને ઋત કહ્યો, શુદ્ધિ ભણી ભાખીને;
નિદ્રામાંહી સમાધિ અંતરગણી, ભાવે ભળી રે' કહું,
તેથી તુરિય તત્વ હું નવ ગણું, પંચેંદ્રિ તત્વે લહું. ૯૮

---

૯૭ જ્ઞાનેંદ્રિય ઇ૦—શ્રોત્ર, ત્વક્ વગેરે જ્ઞાનેંદ્રિયોપાંચ છે; શબ્દ, સ્પર્શ, વગેરે જ્ઞાનેંદ્રિયોના વિષયો પાંચ છે. આકાશ વગેરે મહાભૂતો પાંચ છે. એ પાંચ મહાભૂતોથકી દેહમાં શી શી આંચ (ઉપાધિઓ) વશી રહી છે. તે હું વદું છું. તે ઉપાધિઓ પંચ શિખાઓરૂપે વર્ણે છે: જ્ઞાન ઇ૦—જ્ઞાન, ભ્રાંતિ, વિકલ્પ (કલ્પના), ઉંઘ, અને સ્મૃતિ. ચતુરે–ચોથીમાં. અભિધાન–નામ. નિગમ– વેદ. અથવા પાંચ જ્ઞાનેંદ્રિયો પાંચ મહાભૂતોથકી (ઉપજીને) દેહમાં વસી રહી છે એમ વદું (કહું) તો શી શી આંચ (હરકત) છે? અર્થાત્ કાંઇ હરકત નથી.

૯૮ પાંચજ્ઞાનેંદ્રિયને બીજે રૂપે વર્ણે છે: શાસ્ત્રોમાં ઇ૦—સ્પષ્ટ છે. એ ઇ૦—એ પાંચ જ્ઞાનેંદ્રિયોના વિષે (વિષય) સમુદાયનો શાસ્ત્રમાં ઋત (સત્ય, પવિત્ર, તેજસ્વી) કહ્યો છે. શા માટે તેને ઋત કહ્યો છે, તે કહે છે શુદ્ધિ ઇ૦—તેની શુદ્ધિ ભણીને (વર્ણીને) કેવી રીતે કહ્યો છે? ભાખીને —વેદના મંત્રોમાં " ऋतंचसत्यचाभिद्धात्तपसोध्यजायत " ઇત્યાદિ મંત્રોમાં તેને કહીને. વારૂ આત્મા સાક્ષાત્કાર કરાવનાર સમાધિ તમારા પાંચ પાંચના સમુદાયમાં ગણાવ્યો નથી માટે એ પાંચના સમુદાયને તત્વરૂપતા ઘટશે નહિ; તે કહે છે: નિદ્રા ઇ૦—પાછળ કહેલી પંચ શિખાઓમાં નિદ્રા ગણાવી છે તેમાં સમાધિ અંતર્ભાવે ભળીને રહે છે અને એવી રીતે સમાધિને પંચ સમુદાયમાં ગણી છે એમ હું કહું છું. એ સર્વેથી તમારે કહેવાનું તાત્પર્ય શું છે? તે કહે છે: તેથી ઇ૦—તેથી તુરિય(ચોથા પદ)ને હું તત્વ નવ

અષ્ટાવક્ર ભણે છથી સહુ બને, પાંચે ન થાયે જરી,
અગ્નિહોત્ર ગ્રહો તદા સુરભિ દ્યો, સંખ્યા છ પૂરી કરી;
વેદે એમ કહ્યું ન સંશય જરા, રાખીશ તું તો કદા,
જો સંવત્સર કાળચક્ર ગણીને, સંખ્યા ઋતુની સદા. ૯૯
થાશે તે પણ જાણજે નક્કી છની, નક્ષત્ર હાવાં કહુ,
છે સંખ્યા કૃતિકાતણી ષટ સહી, સાદ્યસ્ક યજ્ઞો સહુ;
વેદોમાં વદિયા છ જાણ જરૂરે, જ્ઞાનેંદ્રિ પાંચે ગણે,
તો જાયે મન ક્યાંહી બંદીજન કે', તત્વો તપાશ્યાં ભણે. ૧૦૦
જ્ઞાનેંદ્રિય ન પાંચ તત્વ બનતાં, તારે મને તો જરા,
થાયે છે ષટ તેહ તો મન મળ્યે, ખોટા ન થાશો ખરા;

---

ગણ્યું ( ગણુતો નથી ). પણ પાંચ ઇંદ્રિયો એજ તત્વ છે. મતલબ કે પાંચ ઇંદ્રિયો પાંચ વિષયોને પ્રકાશિત કરે છે; જો પાંચ ઇંદ્રિયો ન હોય તો કોઈ પણ વિષયની અભિવ્યક્તિ થાય નહિ માટે તે પાંચ ઇંદ્રિયોજ તત્વરૂપ છે.

૯૯ બંદીએ કહેલા પાંચ પદાર્થનું ખંડન કરી અષ્ટાવક્ર ષટ્ પદાર્થનું સ્થાપન કરે છે: અષ્ટાવક્ર ઈ૦—સ્પષ્ટ છે. સૃષ્ટિમાં છના સમુદાય ક્યાં દેખાય છે તે બતાવે છે: અગ્નિહોત્ર ઈ૦—જ્યારે તમે અગ્નિહોત્ર ગ્રહો છો ત્યારે સુરભિ( ગાય )ની સંખ્યા છ પૂરી કરીને દ્યો ( આપો છો ). અગ્નિ-હોત્ર ગ્રહણ કરતી વખતે છ ગાયો આપવાનું તમે સ્વકલ્પિત કહેતા હશો, તો એમ નથીઃ વેદે ઈ૦—સ્પષ્ટ છે. બીજે કહીં છ છે? જો ઈ૦—સંવત્સ-રનું કાળચક્ર ગણીને જો તેમાં ઋતુની સદા છ નીજ સંખ્યા જણાય છે.

૧૦૦ નક્ષત્ર ઈ૦—હવે નક્ષત્રમાં છની સંખ્યા બતાવું છું: છે ઈ૦—કૃત્તિકા નક્ષત્રની સંખ્યા ષટ (છ) છે તે સહી ( નક્કી ) છે. છ તારાનું કૃતિકા નક્ષત્ર બનેલું છે. સાદ્યસ્ક ઈ૦—વેદોમાં સાદ્યસ્ક ( તાત્કાલિક ) યજ્ઞો સહુ ( મળીને ) છ વદ્યા છે તે તું જરૂર કરીને જાણ. જ્ઞાનેંદ્રિ ઈ૦—હે બંદીજન! તું જ્ઞાનેંદ્રિય પાંચ છે એમ ગણે છે અને તત્વો તપાશ્યાં છે એમ ભણે છે તો મન ક્યાંહી જાયે?—મનનો સમાવેશ શામાં કરશો? અર્થાત્ મન સુદ્ધાં જ્ઞાનેંદ્રિય પણ છ છે તે પછીના શ્લોકમાં વર્ણે છે.

અંતર્ભાવ ભણે સમાધિ ઉંઘમાં, તે ખોટું છે સર્વદા,
નિદ્રામાં નવ સુખને અનુભવે, કે દુઃખને કો કદા. ૧૦૧
ગાજે મેઘ અપાર શૂન્ય શિખરે, યોગી સમાધિ ધરે,
આત્મા વિદ્યુત રૂપથી ઝળકીને, 'આ હું' મુખે ઉચ્ચરે,
થાયે દર્શન બ્રહ્મનું મન ગમ્યું, સાચી સમાધિથકી,
અંતર્ભાવ સમાધિનો નવ તદા, ખોટું ન રે'શે ટકી. ૧૦૨
માટે છે અભિમાનો તુરિયતણો, નક્કી સમાધિ વિષે,
સુષુપ્તિ સ્થિતિ માંહી ઇંદ્રિય તથા, બીજું કશું ના દિસે;
તે તો છે મન જાણ તું લય બને, એ બે અમારે મતે,
માટે જ્ઞાન અભાવનો નક્કી જૂદો, ચૈતન્ય કર્ત્તા છતે. ૧૦૩

---

૧૦૧ જ્ઞાનેંદ્રિય ઇ૦—પાંચ જ્ઞાનેંદ્રિય તો તારે મતે ( તારા કહેવા પ્રમાણે ) પણ જરા તત્વ બનતાં નથી, પણ તેમાં મન મળવાથી ષટ (૭) થાય છે, માટે તમે ખોટા છો તે ખરાથવાના નથી. બંદી સમાધિનો અંતર્ભાવ નિદ્રામાં ગણે છે તેનું ખંડન કરે છેઃ અંતર્ભાવ ઇ૦—તું સમાધિનો અંતર્ભાવ ઊંઘમાં ભણે છે તે સર્વદા ( સર્વકાળે ) ખોટું છે. ખોટું છે એમ ઉપપાદન કરે છેઃ

૧૦૨ નિદ્રામાં ઈ૦–કોઇ મનુષ્ય નિદ્રામાં સુખને કે દુઃખને કદા ( કોઇ કાળે પણ ) અનુભવતું નથી. અને સમાધિમાં તો આત્માનંદનો અનુભવ થાય છે તે વર્ણે છેઃ ગાજે ઇ૦—યોગી જ્યારે સમાધિ ધરે છે ત્યારે શૂન્યશિખરમાં ( બ્રહ્મરંધ્રમાં ) અપાર મેઘ ગાજે છે ( મેઘ ગર્જના જેવો ધ્વનિ સંભળાય છે ). શ્રવણ અનુભવ પછી દર્શન અનુભવ વર્ણે છેઃ આત્મા ઈ૦—સમાધિમાં આત્મા વિદ્યુત ( વીજળી )ના રૂપથી ઝળકીને 'આહું' ( ओम् એવા ઉચ્ચારનો પ્રતિધ્વનિ ) એમ મુખે ઉચ્ચરે છે. એવી રીતે સાચી સમાધિથી મનમાં ગમે તેવું બ્રહ્મનું દર્શન થાય છે તેથી સમાધિનો અંતર્ભાવ નિદ્રામાં થતો નથી. માટે તમારૂં કહેવું ખોટું છે અને અમારી પાસે ટકી રહેશે નહિ.

૧૦૩ પૂર્વે અષ્ટાવક્રે કહ્યું છે કે જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિના વ્યષ્ટિ અને સમષ્ટિ અભિમાની કહ્યા હતા, ત્યાં તુરિયાનો અભિમાની કહ્યો

બંદી કે' મન પાંચ ઇંદ્રિય મધ્યે, બુદ્ધિ ગણો સાતમી,
એ સાતેથકી જેહ તો નિપજતું, કે'તાં રહેશે ગમી;
સાતેથી વિષયો સુસમ ગણતા, યોગી મુનિ ધ્યાનીઓ,
નામે ગ્રામ્ય વિષે ભણે સહુજનો, મોટા મહામાનીઓ. ૧૦૪
એ સાતે થકી શું વળી નિપજતું, તે આજ કે'વું પડે,
સાધે જો પરલોક સાત વિષયો, તો વન્ય નામે અડે;
થાયે છે વિષયોજ ચૌદ ગણતાં, એ રીતથી તો સદા,
આસક્તિ વિષયો વિષે પુરૂષની, ગ્રામી પશુ તે તદા. ૧૦૫

---

નથી તે અહીં કહે છેઃ માટે ઇ૦—તુરિયાવસ્થાનો અભિમાની જે સમાધિમાં આત્મા દેખાય છે તે છે. સુષુપ્તિમાં કેમ કાંઇ દેખાતું નથી, તેનું કારણ કહે છેઃ સુષુપ્તિ ઇ૦—સુષુપ્તિસ્થિતિમાં ઇંદ્રિયો તથા મનનો લય થાય છે (ઢંકાઈને રહે છે) માટે બીજું કશું દેખાતું નથી—કોઇ વસ્તુનું જ્ઞાન થતું નથી. કોઇ વસ્તુનું જ્ઞાન ન થવું તેને જ્ઞાન અભાવ (જ્ઞાનાભાવ) કહે છે. એ જ્ઞાનાભાવનો કર્ત્તા અમારે મતે એ બે-એ બેનો લય (મન તથા ઇંદ્રિયોનો લય) છતે ચૈતન્ય તેથી જૂદો છે. અથવા, એ બે ઇ૦-મન તથા ઇંદ્રિય એ બે અમારે મતે સુષુપ્તિમાં લીન થઇને રહે છે, માટે જ્ઞાનાભાવનો કર્ત્તા ચૈતન્ય છતે તે નક્કી જૂદો છે. અર્થાત્ એ ચૈતન્યરૂપ આત્મા એજ તત્વ છે.

૧૦૪ અષ્ટાવક્રે કરેલા છ પદાર્થના સ્થાપનને બંદી સાત પદાર્થના પ્રતિપાદનવડે ખંડે છેઃ બંદી ઇ૦-બંદી કહે છે કે એક મન અને પાંચ ઇંદ્રિયો એ છ, તથા સાતમી બુદ્ધિ ગણો. સાતેથી ઇ૦—એ સાતવડે યોગી, મુનિ અને ધ્યાનીઓ સારા સાત વિષયોને ગણે છે. (કલ્પના એ મનનો વિષય અને નિશ્ચય એ બુદ્ધિનો વિષય છે. શબ્દાદિ પાંચ વિષય પાંચ ઇંદ્રિયોના છે.) વિષયોના બે ભેદ કહે છેઃ નામે ઇ૦—સંસારી મનુષ્યો જે વિષયો ભોગવે છે તેને ગ્રામ્ય નામે વિષયો ભણે છે.

૧૦૫ સાધે ઇ૦—એ સાત વિષયોવડે જો પરલોક સધાતો હોય તો તે વિષયને વન્ય વિષય એવા નામથી અડે—અર્થાત્ એ નામથી કથન થાય.

આસક્તિ વર વન્યમાં પુરૂષની, તે વન્ય ફરે પશુ,
એ સાતે મળી જીવને વિષયમાં, રોકે ન કે'વું કશું;
એ આસક્તિથી જીવ આત્મરૂપને, ભૂલે સદા સર્વદા,
માટે ઇંદ્રિય સાત તત્વ મુનિ કો', જૂઠું ન જલ્પો કદા. ૧૦૬
સાક્ષી ઇંદ્રિનો તમે ભિન કહી, આત્મા રૂપે ગાવ છો,
ખોટું છે મુનિ તેહ તો કહું અમે, ભૂલી તમે જાવ છો;
સાતે તારવડે વીણા રવ કરે, સુખી રહે સર્વથી,
આત્મા તેમ અનુભવે સુખ સહુ, ઇંદ્રિય સાતે વતી. ૧૦૭
રે તેથી નવ ભિન્ન ઇંદ્રિય થકી, આત્મા અમે માનતા,
તેનાં કારણ છે ઘણાં મુનિ મહા, સુણી ન હારી જતા;
ઇંદ્રિયો નવ જો કરે મુનિવરા, વ્યાપાર મોટો ઘણો,
તો કર્તાપણું કેમ ચેતનપણું, આવી વસે તે ભણો. ૧૦૮

---

ગ્રામ્ય વિષયોમાં આસક્તિવાળાને પશુ વર્ણ્યું છે: આસક્તિ ઇ૦—સાંસારિક ભોગને અર્થે જે પુરૂષની વિષયોમાં આસક્તિ હોય તેને ગ્રામીપશુ (ગામનો પશુ) જાણવો.

૧૦૬ અને વર (ઉત્તમ) એવા વન્ય વિષયોમાં જે પુરૂષની આસક્તિ હોય તેને વન્ય વિષયોનો પશુ કહેવો. અર્થાત્ ચૌદ વિષયોમાં આસક્તિવાળાને પશુ જાણવો. ફલિત કહે છે: માટે ઇ૦—હે અષ્ટાવક્ર મુનિ એટલા માટે તમે સાત તત્ત્વ કહો. અર્થાત્ તમે છ તત્વો પ્રતિપાદન કરો છો તે બરાબર નથી. જલ્પો—બોલો.

૧૦૭ સાક્ષી—દ્રષ્ટા. ભિન—ભિન્ન—જૂદો. દૃષ્ટાંતથી ખોટું કરી બતાવે છે: સાતે ઇ૦—સ્પષ્ટ છે.

૧૦૮ ઇંદ્રિયો અને આત્માનો અભેદ વર્ણ્યું છે: રે ઇ૦—સ્પષ્ટ છે. કારણ બતાવે છે: ઇંદ્રિયો ઇ૦—હે મુનિવરા! જો ઇંદ્રિયો ઘણો મોટો વ્યાપાર

અષ્ટાવક્ર ભણે તદા શણતણા, સૂત્રે બને ગુણિયા,
સંખ્યા આઠતણી ગણી મુનિવરે, માપો ન શું સુણિયા;
ધારે છે અતિશે પદારથ જશા, સાતે તત્ત્વાં ધારજો,
મેળો તે વિચ એક બંદીજન જે, નામે અહંકાર જો. ૧૦૯
તો તે આઠ બને અનંત વિષયો, ધારે ભલી રીતથી,
આઠે ઇંદ્રિય રૂપ પાદથકી એ, કયાં કયાં ભમે પ્રીતથી;
દેશો સૌ વિષયો રૂપી લહીં કરી, આત્મા કરે છે કશું,
મારે દ્વૈત રૂપી હરિ શરભ થૈ, નિશ્ચે મને એ વશ્યું ! ૧૧૦

---

(પદાર્થોનું દર્શન, શ્રવણ, સ્પર્શન, વગેરે) ન કરે તો ચેતન પદાર્થનું કર્ત્તા-પણું કેમ (શી રીતે) આવી વસે તે ભણો–ચેતન જે કર્ત્તા કહેવાય છે તે કેમ કહેવાત તે કહો ? અર્થાત્ ઇંદ્રિયો વ્યાપાર કરે અને તેનો કર્ત્તા ચેતન કહેવાય છે માટે ઇંદ્રિયો અને ચેતન એ એકજ છે. અને તેથી સાત ઇંદ્રિયો તત્વ છે.

૧૦૯—૧૧૦ અષ્ટાવક્ર આઠ પદાર્થનું સ્થાપન કરીને બંદીનું ખંડન કરે છે: અષ્ટાવક્ર ઇ૦—તદા (ત્યારે) અષ્ટાવક્ર કહે છે કે શણના સૂત્રથી જે ગુણિયા (આમળેલા દોરા) બને છે તેની સંખ્યા મુનિવરે આઠ ભણેલી છે. તેનાં માપો શું તમે સુણિયાં નથી ? આઠ તત્વ રૂપ આઠ પદાર્થો વર્ણ્યાં છે. ધારે છે ઇ૦—હે બંદીજન ! જેમ પાંચ ઇંદ્રિય, મન અને બુદ્ધિ એવાં સાત તત્વો જે અતિશય પદાર્થોને ધારે છે—જેમાં ઘણા પદાર્થોનો સમાવેશ થઈ જાય છે, તે તત્વોમાં અહંકાર નામે તત્વ જો મેળો (મેળવો) તો આઠ બને અને ભલી રીતથી અનંત વિષયોને ધારે—તેમાં અનંત વિષયો-નો અંતર્ભાવ થઇ જાય. આઠે ઇ૦—એ આઠે ઇંદ્રિયો રૂપી પાદવડે આત્મા પ્રીતિથી કયાં કયાં ભમે ? તે કહે છે: દેશો ઇ૦—વિષયો રૂપી સર્વ દેશોને લહી કરીને કયાં આત્મા ભમે છે. ભમીને શું કરે છે ? મારે ઇ૦—તે દ્વૈત રૂપી હરિ (સિંહ) ને શરભ (આઠ પગનું એક ચમત્કારિક પ્રાણી) થઇને મારે છે. અર્થાત્ સઘળા વિષયોના ભોગ ભોગવીને પછી તેથી વૈરાગ્ય પામેલો પુરૂષ દ્વૈત જ્ઞાનને દૂર કરી અદ્વૈત આત્મા રૂપે છે.

આત્મા આઠ કુવાસના થકી સદા, બંધાઇ રે'છે ખરો,
આત્મા ઈંદ્રિય બાંધતી ઇમિ ભણે, શાસ્ત્રે પુરાણે સરો;
આઠે ઈંદ્રિય અષ્ટકોણ થઇને, અજ્ઞાન સ્તંભે ચડે,
બંધાએ પુરૂષો પશુ થઇ સદા, કે ગર્ત મોટે પડે. ૧૧૧
આત્મા તેથી ન ભિન્ન કોઈ કળતું, તોયે ભણું ભેદ આ;
સુષુપ્તિ સ્થિતિનોજ સાક્ષિ શિવ છે, છોટો નહીં છેદ આ;
જૂદો ઇંદ્રિયથી તથા જીવથકી, આત્મા તમે તો ગણો,
જે છે જ્ઞાન ધની સુચેતનમણિ, ઈંદ્રિ અપેક્ષા વનો. ૧૧૨

---

૧૧૧ પણ વૈરાગ્ય નથી પામતો ત્યારે તેની શી ગતિ થાય છે તે વર્ણે છે. આત્મા ઇ૦—પૂર્વોક્ત આઠ તત્વના આઠ વિષયોની કુવાસનાઓથકી આત્મા સદા બંધાઇ રહે છે. પ્રમાણ આપે છે: આત્મા ઈ૦—૨૫૮ છે. સરો—જાઓ–તેમાં પ્રવેશીને જુઓ. બીજું રૂપક કહે છે: આઠે ઇ૦—પૂર્વોક્ત આઠે ઇંદ્રિયોએ જેના અષ્ટ ( આઠ ) કોણ થયા છે એવો એક અજ્ઞાનરૂપી સ્તંભ છે તે સ્તંભ ઉપર આત્મા ચઢે છે. અથવા પુરૂષરૂપ આત્મા સદા પશુરૂપ થઇને તે સ્તંભે બંધાય છે અથવા મોટા ( વિષયરૂપી અથવા જન્મમરણ રૂપી )ગર્ત ( ખાડા )માં પડે છે.

૧૧૨ એવી રીતે આત્મા આઠ ઇંદ્રિયોથી બંધાયલો હોવાથી તેનો ઈંદ્રિયો સાથે અભેદ પ્રતીત થાય છે તે વર્ણે છે: આત્મા ઇ૦—૨૫૮ છે. ભિન્ન—( ઇંદ્રિયોથી ). તોયે ઇ૦–તોય હું આ તેનો ભેદ ( આત્મા ભિન્ન છે એમ ) ભણું ( કહું છું ). તે ભેદ કહે છે: સુષુપ્તિ ઇ૦–સુષુપ્તિસ્થિતિનો સાક્ષી ( શિવ ) આત્મા છે એ છેદ ( ભેદ ) છોટો ( નાનો ) નથી. અર્થાત્ સુષુપ્તિ અવસ્થામાં કોઇ પદાર્થનું જ્ઞાન થતું નથી પણ 'મને સુષુપ્તિ થઇ હતી ' એવું જ્ઞાન જેને થાય છે તે આત્મા સુષુપ્તિનો સાક્ષી—જાણનારો કહેવાય છે. જીવથકી—બુદ્ધિમાં પ્રતિબિંબિત ચૈતન્યથી આમાંનું સ્વરૂપ વર્ણવતાં ઉપસંહાર કરે છે: જે ઇ૦—જે આત્મા જ્ઞાનરૂપી ધનવાળો છે, ઉત્તમ ચૈતન્યરૂપી મણિ છે, અને જ્ઞાન થવામાં ઇંદ્રિયની અપેક્ષા વિનાનો છે.

બોલ્યો બંદી પિતા પિતામહ તથા, નામે પ્રપિતા સદા,
પૂજો રોજ उशंतत्वा ભણી તમે, મંત્રે થઇને મુદા;
એકેકા પિતૃને તમો યજનમાં, બોલાવતા મંત્રથી,
સામીધેયની નામ અગ્નિ કરવા, જાચ્યો ત્રણે તંત્રથી. ૧૧૩

તે મંત્રો નવ થાય આવૃતિ કર્યે, બીજું બતાવું કને,
નામે જે બૃહતી સુછંદ ભણતા, વર્ણો નવે તે બને;
તેવી તો પ્રકૃતિ સદા ગુણથકી, પૂરે પૂરી છે ભરી,
સાત્વિકે વર રાજસે વળી વસે, જે તામસે તો ઠરી. ૧૧૪

---

૧૧૩ બંદી નવ પદાર્થનાં પ્રતિપાદન દ્વારા દ્વૈત સત્ય ઠરાવે છે: બોલ્યો ઇ૦—બંદી બોલ્યો કે પિતા, પિતામહ તથા પ્રપિતામહને નામે તમે સદા મનમાં મુદા ( હર્ષયુક્ત ) થઇને પિતૃઓને પૂજો છો. શી રીતે પૂજો છો તે કહે છે: उशंतत्वा ઇ૦—उशंतत्वाआयंतुन ઇત્યાદિ મંત્રે કરીને આવાહન કરીને પૂજો છો. અને એવી રીતે એકેકા પિતૃને તમે યજનમાં ( પિતૃયજ્ઞમાં—નિત્ય તર્પણમાં ) મંત્રથી બોલાવતા ( બોલાવો છો ). પિતા, પિતામહ, ( દાદા ) અને પ્રપિતામહ ( દાદાના બાપ ) એ ત્રણ પિતૃઓના આવાહન ( બોલાવવા ) તે અર્થે ત્રણ મંત્ર ભણવામાં આવે છે અને પ્રત્યેક મંત્ર ત્રણ વાર ભણવો પડે છે એટલે નવ.મંત્ર થાય છે. તે વિષે કહે છે: સામિધેયની ઇ૦—તમે સામિધેયની નામે અગ્નિ કરવાને માટે પિતૃઓને ત્રણે તંત્ર( મંત્ર )થી જાચ્યો ( બોલાવો છો ) અને તે મંત્રોની ત્રણ ત્રણ આવૃત્તિ કર્યે તે નવ થાય છે. અર્થાત્ પિતૃપૂજનના મંત્ર નવ છે માટે નવવડે કલ્યાણ થાય છે. ( ૧૧૪મા શ્લોક સાથે અન્વય ).

૧૧૪ બીજો નવનો સમુદાય વર્ણે છે: બીજું ઇ૦—સ્પષ્ટ છે. બૃહતી છંદના નવ અક્ષરોને ઉદ્દેશીને કહે છે: નામે ઇ૦—સ્પષ્ટ છે. નવધા પ્રકૃતિ વર્ણે છે: તેવી ઇ૦—તેવી ( તેજ પ્રમાણે )પ્રકૃતિ ( માયા ) જે સદા ગુણ ( સત્વ વગેરે) થકી પૂરે પૂરી ભરી છે-ગુણાત્મક છે તે સાત્વિક, વર ( ઉત્તમ ) રાજસ, અને તામસ ગુણમાં ઠરી છે—અર્થાત્ એ ત્રણ ગુણવાળી પ્રકૃતિ છે.

તે ન્યૂનાધિક કે સમાનપણુથી, સૃષ્ટિ રચે છે સદા,
એ ગુણો ત્રણના સુભેદ નવ જે, સુણ્યા તમે સર્વદા;
અંકો જો ક્રમથી ઉગ્યા નવ મળી, સંખ્યા ન સે'લે મળે,
થાયે અંક અનેક રૂપ ગણતાં, તેવી ન માયા કળે. ૧૧૫
માટે કારણ જગ્તનું પ્રકૃતિ છે, જે નિત્ય રૂપે મહા,
તેથી દ્વૈત ઠરે ખરૂં મુખ કહો, ખોટું ન ચાલે યહાં;
શે અદ્વૈત રૂપી મહા શરભથી, બે સિંહ મોટા મરે,
નાના બાળક પંગુમાં સમજશી, જ્યાં ત્યાં મુખે ઉચ્ચરે ! ૧૧૬

---

૧૧૫ પ્રકૃતિના પ્રત્યેક ગુણના ત્રણ ત્રણ ભેદ બતાવી નવ સંખ્યા પૂરી કરી આપે છેઃ તે ઇ૦—તે (સત્વ વગેરે ગુણો) ન્યૂન, અધિક કે સમાનપણાથી સદા સૃષ્ટિ રચે છે. (અર્થાત્ કોઇ જગોએ સત્વ ગુણ ન્યૂન અને બીજા બે અધિક હોય છે, કોઇ જગોએ રજો ગુણ ન્યૂન અને બીજા બે અધિક હોય છે, કોઈ જગોએ તમોગુણ ન્યૂન અને બીજા બે અધિક હોય છે અને કોઇ જગોએ ત્રણે ગુણ સમાન હોય છે). તેથી એ ત્રણ ગુણોના સુભેદ (સારા ભેદ) જે તમે સર્વદા સુણ્યા છે તે નવ થાય છે. નવ અંકના વિસ્તારદ્વારા માયાનો વિસ્તાર બતાવે છેઃ અંકો ઇ૦—જો ક્રમથી નવ અંકો મળીને (એકઠા થઇને) ઉગ્યા (અર્થાત્ લખાયા) તો તેની સંખ્યા સેહેલથી મળે નહિ. મતલબ કે એ નવ અંકને જૂદી જૂદી રીતે અને આવૃત્તિ કરીને લખવાથી અનંત સંખ્યા ઉત્પન્ન થાય છે. તેજ કહે છેઃ થાયે ઇ૦—સ્પષ્ટ છે. ઉપસંહાર કરે છેઃ માટે ઇ૦—સ્પષ્ટ છે. અષ્ટાવક્ર પૂર્વે કહેલા શરભના દૃષ્ટાંતનો અસંભવ બતાવે છેઃ શે ઇ૦—અદ્વૈતરૂપી મહા (મોટા) શરભથી (પણ) બે મોટા સિંહ (દ્વૈતરૂપી) શે મરે ! ત્યારે અષ્ટાવક્રે જે પૂર્વે એમ કહ્યું કે, "મારે દ્વૈતરૂપી હરિ શરભથી" તે શું ખોટું છે ? તે કહે છે હાઃ નાના ઇ૦—નાના અને પંગુ (પાંગળા) બાળકમાં સમજ શી હોય ? અર્થાત્ નજ હોય અને તેથીજ તે મુખે જ્યાં ત્યાં (વગર વિચાર્યું) ઉચ્ચરે છે !

અષ્ટાવક્ર કહે સ્ત્રીઓ ગરભને, માસો દશે ધારતી,
ધારે તેમ દશેય ઇંદ્રિય મળી, ભાખું ભલા ભારથી;
જીવાત્મા કરતી અસંગ દશ તે, ધારી અહંકારને,
સ્વાધીને કરી તે પછે વિષયના, સુખે ગ્રહે મારને. ૧૧૭
જીવાત્મા પણ તોય એકજ રૂપે, વિભૂતિ ભેદ થકી,
કો માયા બળથી હજાર સ્વરૂપે, દર્શે ભણું હું વકી;
દર્શે વિશ્વરૂપે કહ્યું નિગમમાં, તારા સમા ભૂલતા,
જાણી બ્રહ્મ ન ઉપદેશ કરતા, તે નર્કમાં ઝૂલતા. ૧૧૮

---

૧૧૭ બંદીએ કરેલા નવ પદાર્થનું ખંડન કરવાને અષ્ટાવક્ર હવે દશનો સમુદાય પ્રતિપાદન કરે છેઃ અષ્ટાવક્ર ઈ૦—અષ્ટાવક્ર કહે છે કે જેમ સ્ત્રીઓ ગર્ભને દશ મહિના ધારણ કરે છે તેમ સઘળી દશેય ઇંદ્રિયો મળીને દેહમાં જીવને ધારણ કરે છેઃ દૃષ્ટાંતમાં સ્ત્રીઓ ધારણ કરનારી અને દશ માસ અવદા વાચક છે, અને દ્રિષ્ટાંતમાં દેહ ધારણ કરનારી અને દશ ઇંદ્રિયો સાધન છે. તાત્પર્ય કે ગર્ભને પૂર્ણ થવાને દશ માસની અપેક્ષા છે તેમ દેહમાં રહેલા જીવનો જીવત્વ ધર્મ પૂર્ણ થવાને દશ ઇંદ્રિયો સાથેનો તેનો સંબંધ અપેક્ષિત છે. ભાખું ઈ૦—એ વાત હું ભલા ભારથી ( ભાર મૂકીને-અર્થાત્ નિશ્ચય પૂર્વક ) ભાખું છું. અથવા હે ભલાભારથી ! એવો અન્વય ઇંદ્રિયો. જીવને ધારણ કરીને શું કરે છે, તે કહે છેઃ જીવાત્મા ઈ૦—તે દશ ( ઇંદ્રિયો ) અહંકારને ધારીને અસંગ જીવાત્માને સ્વાધીને કરતી અને સ્વાધીનમાં કરીને પછે તે વિષયના સુખે ( અર્થાત્ સુખમાં લુબ્ધ થઈને ) મારને ગ્રહે—દુઃખ વેઠે.

૧૧૮ ત્યારે જૂદા જૂદા પુરૂષની જૂદી જૂદી ઇંદ્રિયોના આધીનમાં આવી પડેલો જીવાત્મા જૂદો જૂદો હશે ? તો તેમ નથીઃ જીવાત્મા ઇ૦—તોય ( એમ છતાં પણ ) જીવાત્મા એકજરૂપે ( આત્મારૂપે ) છે, અને તે ( પોતાની ) વિભૂતિ( મહિમા )ના ભેદથી અથવા કો ( કોઇ કહે છે તેમ ), માયાના બળથી હજાર સ્વરૂપે દર્શે ( દેખાય છે ). હું તે વકી ( પ્રસંગ ) વર્ણું છું. દર્શે ઈ૦-નિગમમાં ( વેદમાં ) કહ્યું છે કે તે વિશ્વ સ્વરૂપે દર્શે છે. જેમકે, " पश्यमेपार्थरूपाणिशतशोऽथसहस्रशः। नानाविधानिदिव्यानिनानावर्णाकृती

છે સંખ્યા અતિશે ન કાંઇ સમજે, જાણે ન કે' કોઇને,
વિદ્વાનો વર જાણતા કયી રીતે, દાખું તશી સોઇને;
રૂપાની ભ્રમણા છીપે વશી રહી, દેવેશ કે દેવને,
છીપજ્ઞાન ન થાય જો જનમમાં, સેવે ગમી સેવને.　　　૧૧૯
છીપજ્ઞાન થયે ભૂલે ભ્રમ નકી, અજ્ઞાની શું શું લહે,
માયાએ કરીને અનિર્વચનિયે, બે રૂપ દેખી રહે;
ભાળે બ્રહ્મ જદા તદા નવ જરા, સંશે રહે ચિત્તમાં,
મિથ્યા દ્વૈત કહે ગુરૂ વર મળ્યે, ભ્રાંતિ ન રે' ચિત્તમાં.　　　૧૨૦

---

નિચ "–" હે અર્જુન મારાં સેંકડો પ્રકારનાં અને હજારો પ્રકારનાં રૂપ તું જો. તે રૂપ જૂદા જૂદા પ્રકારનાં, દિવ્ય, જૂદા જૂદા રંગ અને આકૃતિનાં છે "–ગીતા. તારા ઇ૦—હે બંદી ! તેમ છતાં પણ તારા સરખા ભૂલે છે અને બ્રહ્મને જાણીને પણ બીજાને તેનો ઉપદેશ કરતા નથી તે નરકમાં ઝૂલે છે.

૧૧૯–૧૨૦ જાણે તે બીજાને ન કહે એમ કાંઈ હોય ? તે વિષે કહે છેઃ છે ઇ૦—એવા લોકોની સંખ્યા અતિશે ( ઘણી ) છે કે જે પોતે કાંઈ સમજે નહિ; એવી સંખ્યા પણ ઘણી છે કે જે પોતે જાણે પણ કોઇને કહે નહિ. જે વર ( ઉત્તમ ) વિદ્વાનો તેને જાણે છે તે કેવી રીતે જાણે છે તે સોઇ હું તને દાખું છું. રૂપાની ઇ૦—છીપને રૂપા જેવી ચળકતી જોઈને તેને વિષે દેવેશ( ઇંદ્ર )ને કે દેવને—અર્થાત્ હરકોઇને ' આ રૂપું છે ' એવી ભ્રમણા વશી રહી છે—ઘણા કાળથી એવો ભ્રમ થયો છે. જો તેને આખા જન્મારામાં ' આ રૂપું નથી, પણ છીપ છે ' એવું જ્ઞાન ન થાય તો તે છીપને રૂપાની બુદ્ધિથી સેવે અને તેની સેવા તેને ગમી છે; પણ જ્યારે તેને છીપનું જ્ઞાન થાય —' આ રૂપું નથી, પણ છીપ છે ' એવું જ્ઞાન થાય છે ત્યારે તે પોતાને થયેલો પ્રથમનો ભ્રમ ભૂલે એ ભ્રમ જતી વખતે અજ્ઞાની પુરૂષ શું શું જુએ છે ? તે કહે છેઃ માયાએ ઇ૦–અનિર્વચનીય ( જેને સત્ અસત્—ખરી કે ખોટી—નિત્ય કે અનિત્ય ન કહેવાય એવી ) માયાએ કરીને તે બે

સાક્ષાત્કાર થયે ન બંદીજન તે, તારા સમું બોલતો,
ભાખે દ્વૈત વૃથા અસંગ શિવ કે', અદ્વૈતમાં ડોલતો;
જાણે છે નૃપ આ અમો થકી સહુ, આનંદ પામે મને,
જાણે હાર થશે કુબંદીજનની, તોયે ન વારે તને. ૧૨૧
એવે નૃત્યતણો સમો સમજીને, ગંધર્વ આવ્યા કને,
વાજીંત્રો નરઘા મૃદંગ કરમાં, ડાડાડિડે તે ભણે;
વાજે ઘૂઘરી પુંશ્ચલીપદથકી, રાજે રૂપાળી બની,
ગાજે વાદ ગમ્યા નહીં, વરનરો લાજે મહા જે ધની. ૧૨૨

---

રૂપ ( ખરી છીપનું રૂપ અને ભ્રમનું કારણ જે રૂપું તેનું રૂપ ) દેખી રહે છે. અર્થાત્ આ ભ્રમ રૂપ માયા છે અને આ સત્ય રૂપ બ્રહ્મ છે એવું દ્વૈત તેની નજરે આવે છે. ત્યારે દ્વૈતજ સત્ય થશે, તો કહે છે નાઃ ભાવે ઈ૦—જ્યારે તે બ્રહ્મને ભાવે છે-બ્રહ્મ વિના બીજું કાંઇ નથી એમ તેને સમજાય છે ત્યારે તેના ચિત્તમાં જરા પણ સંશય રહેતો નથી. છીપનું ખરૂં જ્ઞાન થવાથી ફરીને રૂપાનો ભ્રમ જેમ તેને થતો નથી તેમ. મિથ્યા ઈ૦—તેને વર ( ઉત્તમ ) ગુરૂ મળ્યે ( મળ્યાથી ) તે દ્વૈતને મિથ્યા કહે છે અને છીપને વિષે રૂપા રૂપી વિત્તમાં તેને ભ્રાંતિ રહેતી નથી.

૧૨૧ આત્મજ્ઞાનીનું સ્વરૂપ વર્ણે છેઃ સાક્ષાત્કાર ઈ૦—હે બંદીજન! આત્માનો સાક્ષાત્કાર થવાથી પછી તે તારા સરખું ( દ્વૈત સત્ય છે એવું ) બોલતો નથી. ત્યારે શું બોલે છે? તે કહે છેઃ ભાખે ઈ૦—સ્પષ્ટ છે. અસંગ—સંગ રહિત—કેવળ. રાજા આ વાત કબૂલ કરે છે કે કેમ? તે કહે છેઃ જાણે છે ઈ૦—સ્પષ્ટ છે. ત્યારે તને ( બંદીને ) અટકાવતા કેમ નથી? જાણે ઈ૦—તમારા બંદીજનની હાર થશે તે પણ એ જાણે છે તોયે તે તને વારતા નથી. અર્થાત્ તેનું કારણ તુંજ પોતે સમજ.

૧૨૨ બ્રહ્મવાદ સાંભળીને થાકેલા શ્રોતાઓને તાજા કરવાને કવિ વચમાં ગાયનનો પ્રસંગ મૂકે છેઃ એવે ઈ૦—સ્પષ્ટ છે. ડાડા ડિડે—સતારના ધ્વનિનું અનુકરણ. પુંશ્ચલી—ગણિકા. ગાજે ઈ૦—જે પુરૂષોને વાદ ગમ્યા

વિશ્રાંતિ લઇ લ્યો તમે દ્વય જણા, ભાખ્યો મહાભૂપતિ,
અષ્ટાવક્ર વદે ન થાક અમને, રૂંધાઇ બંદીમતિ;
વારૂ નૃત્ય ભલે કરે નહિ કશી, પીડા અપીડા મને,
વારૂં હું શિવ રૂપ જગ્ત સહુને, ક્રીડા અક્રીડા તને. ૧૨૩

રાગ ચાલતો.

સાંભળી ગાયક તે, સુખદાયક તે, દ્વિજ લાયક તે, ગાય પછે,
દોરી કો ખેંચે, સાકર વેંચે, લચીને લેંચે, ગાન ગછે;
તાળી કો પાડે, સ્વર કો કાંડે, આવે આડે, નવ કોઈ,
પદ પૂરૂં છોડ્યું, બંધન તોડ્યું, જાતે જોડ્યું, મળ ધોઇ. ૧૨૪

પદ.

રે તનક તનક તા થઇયાં, હા તા તા તા તા થઇયાં;
છે છતનાં છોરૂં છઇયાં, આખર રેંશે આ ડઇયાં. ધ્રુવપદ.

---

નહિ તેઓ વાદ બંદ થવાથી ગાજે છે—રાજી થઇને ' હાં, ચાલવાદો ' એમ બોલે છે. વર ઈ૦—જે વર ( ઉત્તમ ) અને મહાધની ( ધનવાન ) નરો છે તે વારંગનાને દેખીને લાજે છે.

૧૨૩ ગવૈયા આવ્યા જોઇને રાજા વાદ બંધ રાખવાનું કહે છે: વિશ્રાંતિ ઇ૦—સ્પષ્ટ છે. બંદીમતિ—બંદીની મતિ. ક્રીડા ઇ૦—ક્રીડા ( રમત ) અને અક્રીડા એ સર્વ તને ( રાજાને ) સોંપું. અથવા તને—શરીરે. ક્રીડા અને અક્રીડા એ શરીરના ધર્મ છે માટે શરીરને ભલે લાગુ પડે.

૧૨૪ દ્વિજ લાયક—બ્રાહ્મણે શ્રવણ કરવા યોગ્ય અથવા તે લાયક દ્વિજ ( અષ્ટાવક્ર)ને સાંભળીને, ગવૈયાઓના અભિનય વર્ણે છે: દોરી ઈ૦—સ્પષ્ટ છે. દોરી—( મૃદંગ વગેરેની ), લચી-નમીને. લેંચે—( વાંકાં વળવાના અભિનયને લેંચો કહે છે ). ગાન ગછે—ગાન કરવાને , સભામાં આગળ પગ મૂકે. આડે આવે—તાલ તૂટે એમ બોલે. પદ ઈ૦—ચીજ ગાવી શરૂ કરી. જાતે ઇ૦—ગવૈયાએ પ્રસંગને અનુસરીને પોતે નવું જોડી કહાડ્યું મળ ધોઇ—અંતઃકરણ શુદ્ધ કરીને.

ઠીક થનક થનક કર અહિયાં, પણ છેલ્લે બેસે બઇયાં;
છે ધગ ધગતી આ ધઇયાં, તું જાણ્ય જુવાની ગઇયાં. રે તનક૦
નરખે હરખે સુત મઇયાં, ઉછળે ઉંચાં અતિ હઇયાં;
દે ભાગી નાર બલઇયાં, રે' ભુંડી રૂડી ભલઇયાં. રે તનક૦
શાં છેલડી જોય છલઇયાં, શાં ઝબકાર વિચ ઝલઇયાં;
ગંધર્વોનાં જે છઇયાં, તે જાશે ગાશે તઇયાં. રે તનક૦
સારિગમપધનિસા સઇયાં, સાનિધપમગરિસા કહિયાં,
પ્રેમે પૂરાયાં હઇયાં, લીલાં પીળાં નવ લહિયાં ! રે તનક૦ ૧૨૫

---

૧૨૫ પદ—હાકળી છંદની રીતે વંચાય છે. વારાંગના નૃત્ય આરંભે છેઃ ઇ૦—શાંત રસ પ્રધાન આ કાવ્યમાં શાંતના ઉદ્દીપન વિભાવ રૂપ સંસારની અસ્થિરતા વર્ણવતાં કહે છે કે રે મનુષ્ય ! તું તનક તનક તા થૈ શું કરી રહ્યો છે ? હા ! ( અરે ! ) તારી તાતા તાતા થઈયાં—નાચવું કૂદવું ( રહેશે નહિ ). છાકરાં છઇયાં સહુ છતનાં ( સંપત્તિનાં ) સગાં છે વારાંગના હાથનો અંગૂઠો દેખાડીને કહે છેઃ આખર ઇ૦—આખરે તો આ ઠઇયાં ( અર્થાત્ કાંઇ નહિ ) રહેશે ! અથવા, તન કતનકતા થઇયાં—તારા તનનું કતનકપણું—નિંદા કરવા યોગ્ય શરીરપણું થશે. અને ત્યારે હા ! ( અરે ! ) તમે તાતા તાતા ( તપ્ત તપ્ત—દુઃખથી દાઝેલા ) થઇયાં—થશો. બાકીનું પૂર્વવત્. બેસે બઇયાં—તારે ઘેર બાઇડીઓ રોવા બેસે. પોતાના સ્તન બતાવીને કહે છેઃ-૨૫૮ છે. સુત—સુતને. મઇયાં—માતા. ( પણ આખરે ) દેઇ ઈ૦—૨૫૮ છે. ભલઇયાં—કીર્ત્તિ. શાં ઇ૦—તું છેલડી સ્ત્રીનાં છલઇયાં ( ચૂડીઓ ) શું જૂએ છે ? અને એના ( રૂપના ) ઝબકારની વચ્ચે તું શું ઝલાઇ જાય છે ? અથવા હે છેલડી ! ઇ૦-૨૫૮ છે. વખત સર્વદા સરખો રહેવાનો નથી તે વિષે કહે છેઃ ગંધર્વો ઈ૦—૨૫૮ છે. તઈયાં—તાઈ લોકો શું ગાશે ? તે કહે છેઃ સારિગમ૰ ઈ૦—૨૫૮ છે. પણ તે ક્યાં સુધી ? લીલાં ઇ૦—મરણની મૂર્છા સમયે જ્યાં સુધી આંખે લીલાં પીળાં દેખાયાં નથી ત્યાં સુધી ! અર્થાત્ છેવટે મરણ છે એમ જાણીને તે પછીનો લાંબો વખત સુખમાં વીતે તેવી તૈયારી કર અને આ ક્ષણિક સંસારસુખમાં આસક્ત ન થા.

## પદ.

## દેશી ફેર.

સંસાર રૂપી તંતુ પ્રમાણ, સ્ત્રી વહન કાંઠલો છે અજાણ;
સાળવી કોકડી પ્રોય જેમ, સંસાર મધ્ય ગૂંચાય તેમ. પ્રુ૦પદ.
ક્ષેત્રજ્ઞને સુપ્રકૃતિ અપાર, બાંધે તશો તનેજ પરિવાર;
ક્ષેત્રભૂત થઇ પુરૂશ જાય, ક્ષેત્રજ્ઞ રૂપ લઈ માર ખાય. સંસાર૦
જ્ઞાની તદાપિ બંધાય સોય, માની કદાપિ માને ન કોય;
કૃત્યો કરાળી પ્રકૃતિ તું ધારચ, માયા ગ્રહી કમાયાજ મારચ. સંસાર૦
માટી વિષે ઘડાઓ સમાય, સંતાઈ રજ્જો ગુણમાં લપાય;
ઇંદ્રિયોતણી મૂરતિ સમાન, મૂર્ખ માનતા માયા મહાન. સંસાર૦
આ દેહથકી જૂ લીખ થાય, ત્યાગે તથાપિ મન ના મુઝાય;
શો પ્રેમથકી નારી તું ગાય, શો છોકરડે ઊઠતો ન લાય. સંસાર૦૧૨૬

---

૧૨૬ દેશીફેર—પદ્ધરીછંદની રીતે વંચાય છે. પાછલા પદમાં કહેલી સંસારની ક્ષણિકતાથી વૈરાગ્યયુક્ત થયેલા પુરૂષને આત્મજ્ઞાન બતાવે છે: સંસાર ઇ૦—સંસારરૂપી તંતુ (તાણાના તાંતણા) પ્રમાણ છે એમ જાણ અને હે અજાણ! તે તાણામાં વહન કરનાર (જનાર આવનાર) કાંઠલો સ્ત્રી છે, સાળવી ઇ૦-જેમ સાળવી તે કાંઠલામાં કોકડી પરોવીને પછી લૂગડું વણે છે તેમ સ્ત્રીને વિષે તું પરોવાઇને સંસારમાં ગૂંચાય છે-વણાય છે. અર્થાત્ તેમાંથી ન છૂટાય એવી રીતે ગૂંથાય છે. બીજું દૃષ્ટાંત આપે છે: ક્ષેત્રજ્ઞ ઇ૦—જેમ ક્ષેત્રજ્ઞ(જીવ)ને સુપ્રકૃતિ (અવિદ્યામાયા) બાંધે છે તેમ તને તારો પરિવાર બાંધે છે. એમ બંધાવાથી શી હાનિ છે? તે કહે છે: ક્ષેત્રભૂત ઇ૦—એવી રીતે બંધાવાથી પુરૂષ ક્ષેત્રભૂત–દેહરૂપ–'દેહ તે હું છું' એવા અભિમાનવાળો થઈ જાય છે અને વળી પોતે ક્ષેત્રજ્ઞ (તે દેહને જાણનારા)નું રૂપ લેઈને માર ખાય છે—દુ:ખ પામે છે. દેહ તો જડ હોવાથી તેને કાંઇ દુ:ખ થતું નથી પણ તે દેહના અભિમાની જીવને તેનું દુ:ખ થાય

## રાગ ચાલતો.

ઇમ ગઇને નારી, બેઠી સારી, જોતા ધારી, મનમારી,
સમજ્યા સુવિચારી, નવ અવિચારી. કે' આચારી, ઉચ્ચારી;
બંદીજન તારી, વાણી ભારી, વિચ આવારી, લે શારી,
વક્રી મા' પારી, ભાખ્ય સમારી, સાખ્ય વધારી, જા સારી. ૧૨૭
વક્રી કે' બંદી, બોલો દ્વંદી, થઇને ફંદી, આજ તમે,
ઉત્તર તો દીજે, જ્યમ મન રીઝે, વન્હિ સીઝે, તાપ શમે;

---

છે. 'હું તે દેહ નથી' એમ દેહાભિમાન તજે તો દેહનું દુઃખ તેને લાગે નહિ. માયાની પ્રીતિ તજવાનો બોધ કરે છેઃ કૃત્યા ઈ૦—સ્પષ્ટ છે. કૃત્યા—રાક્ષસી. કરાળી—વિક્રાળ. પ્રકૃતિ—માયા. માયા—વિદ્યામાયા-સાત્વિકી વૃત્તિ. કમાયા-અવિદ્યામાયા—તામસી વૃત્તિ. માયાનો વિસ્તાર ઓળખવાને રાજસી માયા દૃષ્ટાંતથી બતાવે છેઃ માટી ઇ૦—જેમ અનેક ઘડાઓ માટીમાંથી થાય છે માટે તે અનેક ઘડાઓ માટીમાં સમાયલા છે તેમ જગતમાં જે વિધ વિધ રૂપ ભાસમાન થાય છે તે સર્વે રજો ગુણમાં સમાયલાં છે. જ્યારે તે (રજો ગુણ) વિસ્તાર પામે છે ત્યારે તે નાના રૂપે ભાસમાન થાય છે, અને પાછા સંકેલાય છે ત્યારે રજો ગુણ માત્ર રહે છે. ત્યારે એવી માયાને મોટી કહેવી કે નહિ ? તે કહે છેઃ ઇંદ્રિયો ઇ૦- જેવી ઇંદ્રિયોની મૂર્તિ (સ્વરૂપ) છે તેવી માયા છે તેને મૂર્ખ (અજ્ઞાન) પુરૂષો મહાન (મોટી) માને છે. અર્થાત્ ઈંદ્રિયો જેવી આત્માથી જૂદી અને જડ છે તેવી માયા પણ જૂદી અને જડ છે. એ માયાને કેમ તજવી તે દૃષ્ટાંતથી કહે છેઃ આ ઇ૦-સ્પષ્ટછે. શે ઇ૦-તું માયારૂપ નારીને પ્રેમથી શે આપે છે ? અને માયારૂપ છોકરાંમાં ક્યા'ય શે ઊડતી નથી ? અર્થાત્ એ સર્વ જૂ અને લીખ જેવા દેહના વિકાર રૂપ માયા છે.

૧૨૭ ચાલતો—ત્રિભંગી. આચારી—રાજાનો પુરોહિત. શું કહે છેઃ બંદીજન ઇ૦—હે બંદીજન ! તારી ભારી વાણીની વચ્ચે અષ્ટાવક્રને શારી લે. અષ્ટાવક્રને કહે છેઃ વક્રી ઈ૦—સ્પષ્ટ છે. માંપારી—મોટા પારને જાણનારા. સાખ્ય ઈ૦—બંદીને જીતીને સારી સાખ્ય વધારી જા.

( ક ) બંદી ન અજાણ્યા, તમને જાણ્યા, ભાખો શાણા, જે પૂછું,
આ જળમાં જાશો, તવ દીન થાશો, જનની વા'શો, જો હું છું ।।૧૨૮

## શ્લોક.

બંદી કે' અગિયાર વિષય સદા, સુખી કરે જીવને,
જ્ઞાનેંદ્રી વર પાંચ, પાંચ વળી જે, કર્મેંદ્રીથી શિવને;
ભૂલાવે મન એકને દશ મળી, ધારે પછે તે કશું,
બાંધે ગૂંચવી બંધને મન ગણે, આ જીવ રૂપી પશુ. ૧૧૯
ઇંદ્રીજન્ય વિષે અનુભવ થકી, એકાદશે થાય જે,
છે શોકાદિક હર્ષ એક દશજે, નાકે પીડે કાય તે;
દેવોને દુખ દે મનુષ્ય તવ શું, લેખે મહા પ્રાક્રમી,
આત્માબંધન છે અસંગ નહિ તે, પ્રત્યક્ષ રોધે શમી. ૧૩૦

---

૧૨૮ ઉત્તર ઈ૦—તમે બોલો તેના ઉત્તર અમો દીજે—અમે આપી-એ, કે જેથી અમારૂં ( તથા તમારૂં ) મન રીઝે, તું ( હારવાથી ) વન્હિમાં સીઝે અને તેથી મારો તાપ શમે.

૧૨૯ શ્લોક—શાર્દૂલવિક્રિડિત. બંદી અગિઆર પદાર્થ વર્ણીને આત્મા ના અસંગપણાનું ખંડન કરે છેઃ બંદી ઈ૦—બંદી કહે છે કે અગિઆર ઈંદ્રિયોના અગિયાર વિષયો જીવને સુખી કરે છે.—વિષય સુખ આપે છે. તે અગિયાર ઇંદ્રિયો ગણાવે છેઃ જ્ઞાનેંદ્રીય ઈ૦-વર ( ઉત્તમ )પાંચ જ્ઞાનેંદ્રિ-ય, પાંચ કર્મેંદ્રિય, તથા એક મન. એ ઈંદ્રિયો શું કરે છે ? ભૂલાવે ઇ૦—એક મન તે દશ ઇંદ્રિયો સાથે મળીને તે ઇંદ્રિયોના સાધનથી શિવને ( શિ-વરૂપ આત્માને ) ભૂલાવે છે—વિષયમાં લોભાવે છે. લોભાવીને મન શું ધારે છે ? તે કહે છેઃ ધારે ઈ૦—પછી તે મન કશું ( શું ) ધારે છે; તે કહું છું: મન આત્માને 'આ જીવ રૂપી પશુ છે ' એમ ગણે છે અને તેને ઇંદ્રિયોના પાશમાં ગૂંચવીને બંધને બાંધે છે.

૧૩૦ આત્મા ઇંદ્રિયોને આધીન છેઃ ઈંદ્રીજન્ય ઈ૦—ઇંદ્રિયથી જન્ય ( ઉત્પન્ન થયેલા ) વિષયના અનુભવથી અગિયાર પ્રકારનો શોક અને અ-ગિયાર પ્રકારનો હર્ષ થાય છે ( જેમ શ્રવણ વિષય સંબંધી હર્ષ અને શોક,

અષ્ટાવક્ર ભણે ગણે નહિ જરા, શા ઉત્તરો આપતા,
બારે સર્વ બને ન એક દશથી, કૂડાં રહો કાપતા;
જો સંવત્સર બાર માસથકી છે, બારે થકી શું બને,
જે છંદો જગતી બને જગતીમાં, પાદો તું બારે ગણે. ૧૩૧
છે સંવત્સર છંદમાં જગતી જે, તે અક્ષરે ના અડે,
બુદ્ધિ અલ્પ ન જાણતા ભિનપણું, તારા સમા તે ખડે;

---

રૂપ વિષય સંબંધી હર્ષ અને શોક, સ્પર્શ વિષય સંબંધી હર્ષ અને શોક, વગેરે. ) તે હર્ષ અને શોક નાકે ( સ્વર્ગમાં ) પણ કાયાને પીડે છે દેવોને ઇ૦—એવી રીતે હર્ષ શોક દેવોને દુઃખ દે છે ત્યારે મનુષ્ય શું મહા પરાક્રમી છે કે તે ( હર્ષ શોક) તેને લેખે ( લેખવે ) ? અર્થાત્ નજ લેખવે. એવી રીતે ઈંદ્રિય વિષયજન્ય હર્ષ શોકને આધીન એવો આત્મા બંધન ( અર્થાત્ બંધનમાં છે અને (તમે અષ્ટાવક્ર કહોછો તેમ ) તે અસંગ ( હર્ષ શોકાદિ ઉપાધિથી રહિત ) નથી. પ્રમાણ બતાવે છેઃ પ્રત્યક્ષ ઇ૦—શમી ( ધ્યાની ) પુરૂષો આત્મા તરફ જતાં ઈંદ્રિયોની વૃત્તિઓને રોધે છે એ પ્રત્યક્ષજ છે. જો આત્મા ઈંદ્રિયોથી બંધાયલો ન હોય તો તેને તેમાંથી છૂટો કરવાનો પ્રયત્ન યોગીઓ શું કરવા કરત ? માટે આત્મા બંધાયલો છે, તેને તમે અસંગ કહો છો તેથી તમારૂં કહેવું ખોટું છે.

. ૧૩૧ અષ્ટાવક્ર બાર પદાર્થના પ્રતિપાદન દ્વારા આત્માને અસંગ વર્ણીને બંદીના મતનું ખંડન કરે છેઃ અષ્ટાવક્ર ઈ૦—કવિ કહે છે કે બંદીનું વચન સાંભળીને અષ્ટાવક્ર ભણે-બોલે છે અને તેને જરા પણ ગણે નહિ. તે શા ઉત્તરો આપતા તે હું કહું છું. બારે ઈ૦-તમારા કહેલા એકદશ ( અગિયાર ) પદાર્થોથી સર્વ કાંઇ બનતું નથી પણ બારે ( બાર પદાર્થથી ) સર્વ બને છે, અને તે બારથીજ તમે તમારાં કૂડાં ( અર્થાત્ પાપ ) કાપતા રહો છો. બારનો સમુદાય વર્ણે છેઃ જો ઇ૦-સ્પષ્ટ છે. બારે ઇ૦—બારથી બીજું શું બને છે તે કહે છે; જે ઇ૦—જગતી( પૃથ્વી )માં જે જગતી નામે છંદો બને છે તેના પાદો ( ચરણો ) તું બારે ( બાર અક્ષરથી ) ગણે છે—બાર અક્ષરના ચરણવાળા છંદોને જગતી છંદ કહે છે.

તેવો ઇંદ્રિય એક ને દશ થકી, આત્મા સદા ભિન્ન છે,
જાણે મૂઢમતિ ન તેહ કદિયે, શું ભિન્ન શું છિન્ન છે. ૧૩૨
જાણો જે વિધિ દ્વાદશાહ મખનાં, કાર્યો અતિશે વડાં,
છે આહર્ગણ નામ કર્મ થકી એ, દ્દષ્ટાંત ગ્રે'જે વડાં;
તેવું કારણ ઇંદ્રીનું શિવ નકી, જો અન્ય હાવાં કહું,
આત્મા રૂપનું ધ્યાન જેહ કરતા, શું શું કરે તે સહુ. ૧૩૩
જીવોને પરબ્રહ્મનું પ્રકટવા, મા'જ્ઞાન તો સર્વદા,
શાં શાં સાધન ભાખિયાં, નિગમમાં જાણ્યાં ન તેં તો કદા;

---

૧૩૨ બારની સંખ્યાનું સંવત્સર અને જગતી છંદથી અલગપણું બતાવે છે; છે ઇ૦—જે સંવત્સર અને છંદમાં જગતી ( જગતી છંદ ) છે તે અક્ષરે ( અર્થાત્ બાર એવી સંખ્યાને ) ના અડે-બારને કાંઈ વળગેલા નથી. મતલબ કે સંવત્સરના મહિના બાર અને જગતી છંદના અક્ષરો બાર છે તથાપિ એકલા બાર તો સંખ્યા વાચકજ છે—સંવત્સર અને જગતી છંદથી બંધાયલા નથી. ત્યારે બારનો સંબંધ સંવત્સરાદિ સાથે કેમ દેખાય છે ? તે કહે છે: બુદ્ધિ ઇ૦—જેમની બુદ્ધિ અલ્પ ( થોડી ) છે એવા તારા સમા સંવત્સરથી બારના ભિન્નપણાને જાણતા નથી, તે ખડે છે—અટકી રહે છે. સિદ્ધાંત કહે છે: તેવો ઇ૦-એજ પ્રમાણે એક ને દશ ( અગિયાર ) ઈંદ્રિયથકી ( બારમો ) આત્મા સદા ભિન્ન છે, પણ મૂઢમતિ પુરૂષ શું ભિન્ન ( સ્વભાવતઃ જૂદું ) અને શું છિન્ન ( પ્રથમ એક છતાં ઉપાધિથી જૂદું પડેલું ) છે તે કદીએ જાણતા નથી !

૧૩૩ ઇંદ્રિયોથી આત્મા જૂદો છે એટલુંજ નહિ પણ તે ઇંદ્રિયોનું કારણ પણ છે. તે દૃષ્ટાંતથી પ્રતિપાદન કરે છે: જાણો ઇ૦—તું આ વડાં ( સારાં ) દૃષ્ટાંત ગ્રે'જે—ગ્રહણ કરજે. તે દૃષ્ટાંત કહે છે: જે વિધિ ( રીતે ) દ્વાદશાહ મખ( બાર દિવસના યજ્ઞ )નાં અતિશે વડાં ( મોટાં ) કાર્યો છે અને આહર્ગણ નામે કર્મ તેનું કારણ છે, તેજ પ્રમાણે ઇંદ્રિયોનું કારણ શિવ ( આત્મા ) છે, એ નકી જાણવું. જો ઇ૦—જો હવે આત્માના રૂપનું જે જે પુરૂષો ધ્યાન કરે છે તે સહુ શું શું કરે છે તે કહું છું.

જો તે બાર કહ્યાં હવે ગણવું હું, ગ્રે' વાય તો લે ગ્રહી,
બ્રહ્મજ્ઞાન મળે તિ શાસ્ત્ર ભણવાં, આચાર યુક્તે રહી. ૧૩૪
ત્રીજું સત્યપણાથી વર્તન કરે, રોધે બધીઇંદ્રિયો,
પોતાના ધર્મે વસે નહિ બીજે, જો રાય કે મંત્રીઓ;
ત્યાગે જો અસૂયા તદા હરિ મળે, લજ્જા ધરે લોકની,
સે'વાં દુઃખ તથા કુસુખ સરખાં, પીડા તજી શોકની. ૧૩૫

---

૧૩૪ ઉપક્રમ કરે છે: છવોને ઈ૦–સ્પષ્ટ છે. તે સાધન પણ બાર છે તે કહે છે: જો ઈ૦–સ્પષ્ટ છે. દ્વાદશ યમ રૂપ બાર સાધન કહે છે: બ્રહ્મજ્ઞાન ઈ૦–જેમાંથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય તેવાં શાસ્ત્ર ભણવાં. સનત્સુજાતીય વગેરેમાં બ્રાહ્મણનાં બાર મહાવ્રત કહ્યાં છે તેજ આ છે. આ સાધનને તેમાં " श्रुतम्—અર્થ સહિત વેદાધ્યયન" કહેલું છે. તે વિષે કહે છે કે–" धर्मःसत्यंदमश्चैवतपोऽमात्सर्यमेवचाह्रीस्तितिक्षानसूयायज्ञोदानंधृतिःश्रुतम् "—અર્થ સ્પષ્ટ છે. બીજુ તપ નામે સાધન કહે છે: આચાર ઈ૦–આચારયુક્ત રહેવું.

૧૩૫ ત્રીજું सत्य સાધન કહે છે: ત્રીજું ઈ૦—સ્પષ્ટ છે. ચોથું दम સાધન કહે છે: રોધે ઈ૦—બધી ઇંદ્રિયોને રોધે—વિષયથી અટકાવે. जिह्वोपस्थादिनिग्रहोदमः—જીભ અને ઉપસ્થ આદિ ઇંદ્રિયોનો નિગ્રહ કરવો તે દમ, એવું દમનું લક્ષણ શાસ્ત્રકારે કરેલું છે. પાંચમું धर्म સાધન કહે છે: પોતાના ઈ૦—સ્પષ્ટ છે; પોતાની જાતિનો ધર્મ છોડીને પરાગો ધર્મ આચરવો નહિ એવા ગીતાવચનનો અનુવાદ કરે છે: નહિ બીજે ઈ૦—સ્પષ્ટ છે. ગીતામાં કહે છે કે " श्रेयान्स्वधर्मोविगुणःपरधर्मात्स्वनुष्ठितात्।स्वधर्मेनिधनंश्रेयः परधर्मोभयावहः " અર્થ—" પારકો ધર્મ આચરવા કરતાં પોતાનો ધર્મ ખોડવાળો છતાં પણ તે શ્રેષ્ઠ છે; પોતાના ધર્મમાં મરણ પામવું એ કલ્યાણકારક છે પરંતુ પારકો ધર્મ તો મરણ કરતાં પણ વધારે ભયંકર છે. " ધર્મનું લક્ષણ નીલકંઠ કહે છે કે " वर्णाश्रमनियतःसंध्योपासनादिर्धर्मः " —અમુક વર્ણ અને અમુક આશ્રમને ઘટે તેવો ઠરાવેલો સંધ્યા ઉપાસન ( ધ્યાન, સેવાપૂજા ) વગેરેને ધર્મ કહે છે. છઠ્ઠું अनसूया સાધન કહે છે: ત્યાગે ઈ૦—જો અસૂયા ( પરાયા ગુણોને વિષે દોષ દેખાડી આપવારૂપ દુર્ગુણ ) તજે તો હરિ ( આત્મા ) મળે. સાતમું ह्री ( લજ્જા ) નામે સાધન કહે છે: લજ્જા ઈ૦–સ્પષ્ટ છે. આઠમું समता સાધન કહે છે: સે'વાં ઈ૦—દુઃખ

સાધે યજ્ઞ સુદાન દે અતિ ઘણાં, ધૈર્યે વસે તે સદા,
સેવે જે યમ રોજ તે તરી જતા, આ બારથી સર્વદા;
એવાં કારણથી અસંગ શિવ છે, જે જાણવો દોહલો,
અંતઃકર્ણ સુશુદ્ધથી થઇ જશે, બંદી હરિ સોહલો. ૧૩૬
બંદીને અતિશે વિચાર કરતો, ભાળી ભણ્યો ભૂસુરી,
પૂછો જે પૂછવું રહ્યા કથમ તમે, છાના છપ્યા મા'શૂરી;
હાર્યા કો' તવ આ તપે તતડીને, અગ્નિ મહા જોરમાં,
નાખું વાર ન લાગશે પળ ઘડી, તૂટયા તમે તોરમાં. ૧૩૭
બંદી કે' મુખ મ્લાન રૂંધણવતી, વાણી દબાવી અતિ,
જાણું આ જળમાં જશે લઘુવયી, ગુંચાય તેણે ગતિ;
બોલો બાળક બારથી સહુ બને, તે વ્યર્થ આજે કરૂં,
બોલી ભૂમિ ભાણી જુએ અમુઝણે, કે' ચિત્ત! શેણે ડરૂં!! ૧૩૮

---

અને કુસુખ( નિંદિત વિષયોનાં સુખ અથવા પૃથ્વીનાં સુખ )ને સરખાં ગણીને સહેવાં. સનત્સુજાતીયમાં આ જગોએ अमात्सर्य નામે ગુણ કહેલો છે. નવમું તિતિક્ષા સાધન કહે છે: પીડા ઇ૦—શોકની પીડા તજીને. સુખ દુઃખાદિને સહન કરવાના ગુણને તિતિક્ષા કહે છે. નીલકંઠ કહે છે કે " सत्यपिक्रोधनिमित्तेतदनुत्पादस्तितिक्षा—ક્રોધનું નિમિત્ત છતાં તે ન ઉપજવો તેને તિતિક્ષા કહેવી."

૧૩૬ દશમું यज्ञ, અગિયારમું દાન અને બારમું ધૃતિ સાધન કહે છે: સાધે ઇ૦-સ્પષ્ટ છે. સેવે ઇ૦—જે આ બાર યમ( સંયમ ગુણ )ને સેવે તે આ બાર ગુણોથી તરી જતા.

૧૩૭ અષ્ટાવક્રના પ્રશ્નનો બંદીથી ખુલાસો થતો નથી તે વિષે કવિ કહે છે: બંદીને ઇ૦—સ્પષ્ટ છે. ભૂસુરી—બ્રાહ્મણ—અષ્ટાવક્ર. મા'શૂરી—મહાશૂરવાળા—હે બંદી!

૧૩૮ બંદી ઇ૦—અષ્ટાવક્રનું વચન સાંભળીને મ્લાન (કરમાઇ ગયેલા) મુખે રૂંધણવતી (રૂંધણવાળી—રૂંધાઇ ગયેલી) વાણીને અતિશે દબાવીને—જોરથી બોલવાનો પ્રયત્ન કરીને કહે છે. શું કહે છે? જાણું

ક્રોધાક્રાંત થયે ન સૂજતું કંઇ, બે અંગુલીથી ગ્રહ્યાં—
ચક્ષુ તે પણ આપતાં નવ કંઇ, કે' જ્ઞાન વારિ વહ્યાં!!
એવે સૂઝ પડી વધ્યો ગરજીને, કે લોક મોટે હશ્યા,
વાર્યા સર્વ વિવેકથી નૃપમણિ, શા બોલ ચિત્તે વશ્યા. ૧૩૯

ભાખ્યું તે હું યથામતિ સહુ કને, બંદી વધ્યો શું સભા,
બોલ્યો બંદી તિથિ ત્રયોદશી તણી, છે શ્રેષ્ઠ તિથ્યે પ્રભા;
પાતાળો ગ્રહી સાત પૃથ્વી ષટ લે, તો શ્રેષ્ઠ તે તેર છે,
તોયે તે મત મુનિને નવ ઠરે, ભાખ્યું કશો ફેર છે. ૧૪૦

---

૯૦—હું જાણું છું કે આ લઘુવયી નાની ઉમરનો અષ્ટાવક્ર બાળક ) હવે જળમાં જશે ( કેમકે હારશે ) તેણે ( તેથી—દયાને લીધે ) મારી ગતિ ગૂંચાય છે. એમ કહીને અષ્ટાવક્રના પ્રશ્નનો ઉત્તર આપવાને વલખાં મારે છે: બોલો ૯૦—હે બાળક ! તમે એમ બોલો છો કે બારથી સહુ કાંઇ બને છે, તે આજ હું વ્યર્થ ( ખોટું ) કરૂં છું. પણ શી રીતે વ્યર્થ કરવું તે સૂઝી ન આવવાથી ગભરાય છે, તે વિષે કવિ કહે છે: બોલી ૯૦-એમ બોલીને અમુઝણે ( ગૂંચવાટને લીધે ) પૃથ્વી ભણી જુએ છે અને પોતે પોતાના મનને કહે છે કે હે ચિત્ત ! તું શેણે ડરે છે ?

૧૩૯ " क्रोधाद्भवतिसंमोहःसंमोहात्स्मृतिविभ्रमः स्मृतिभ्रंशाद्बुद्धिनाशोबुद्धिनाशात्प्रणश्यति "—ક્રોધથી મોહ ( કર્તવ્યાકર્તવ્યના વિવેકની શૂન્યતા ) થાય છે, મોહથી સ્મરણ શક્તિ નાશ પામે છે, સ્મૃતિ નાશ પામવાથી બુદ્ધિ નાશ પામે છે અને બુદ્ધિ નાશ પામવાથી પોતે પણ નાશ પામે છે " એવા ગીતા વાક્યનો ન્યાય આણી મેળવે છે: ક્રોધાક્રાંત ૯૦—સ્પષ્ટ છે. શું કહેવું તે શોધી કાઢવા માટે ભમરોની નીચે આંખ ઉપર આંગળીઓ મૂકી તર્ક કરતા બંદીનો અભિનય વર્ણે છે: બે ૯૦—બે આંગળીઓથી ગ્રહ્યાં ( ઝાલેલાં ) ચક્ષુ તે પણ કંઈ ( અર્થાત્ ઉત્તરની સૂઝ ) આપતાં નથી ( તે જોઇને બંદી મનમાં કહે છે કે, શું મારાં જ્ઞાન રૂપી વારિ ( પાણી ) વહ્યાં ( વહી ગયાં ) !

૧૪૦ સભા—સભામાં. શું બોલ્યો તે કહે છે: તિથિ ૯૦—તિથ્યે ( તિથિઓમાં ) પ્રભા( કાંતિ )રૂપ ત્રયોદશીની તિથિ શ્રેષ્ઠ છે. બીજો તેમનો

કાળાદિક વિદેશથી નિરખતાં, કે' ચિત્ત શુદ્ધિ નહીં,
દાખે સત્યયુગે સુસત્ય જનમાં, કે' ચિત્ત શુદ્ધિ સહી;
આ કાળે કયમ તું ભણે ચિત્તતણી, શુદ્ધિ બને સામટી,
બ્રહ્મજ્ઞાન મળે નહીં વદું અમે, છોડું ન જાયે લટી. ૧૪
તું નિ:સંગ ભણે સદાસિવ મહા, કે' ચિત્તશુદ્ધિ વિના,
થાયે પ્રાપ્ત કદા સદા સરવદા, જોજે વિચારી હીણા;

---

સમુદાય કહે છે: પાતાળો ઇ૦—સાત પાતાળ અને પૃથ્વી આદિક ષટ (ભૂ—પૃથ્વીલોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપોલોક, એ ૭ લોક) સે તો તે તેર પણ શ્રેષ્ઠ છે. સત્ય લોક મુક્ત પુરૂષોનું સ્થાન હોવાથી મુક્તિના સાધન ભૂત દેશમાં તેને ગણ્યો નહિ. તમે કહેશો કે ત્યારે ત્રયોદશી રૂપ કાળ અને પૂર્વોક્ત તેર પ્રદેશ રૂપ દેશને વિષે મુક્તિ સદા સર્વત્ર પ્રાપ્ત થતી હશે, તો તેમ નથી; તોયે ઇ૦—તોયે મેં કહેલા દેશકાળ મુનિઓને મતે (સત્ય) ઠરતા નથી. સત્ય નથી ત્યારે ખોટા હશે. તેનો ખુલાસો કરે છે: જાણું ઇ૦— મુનિઓના અને મારા મતમાં શો ફેર છે તે હું જાણું છું.

૧૪૧ બંદી તે દેશકાળની ચિત્તશુદ્ધિમાં યોજના કરવાનો વિવેક કરે છે: કાળાદિક ઇ૦—પૂર્વોક્ત કાળાદિક( ત્રયોદશી વગેરે કાળ ) અને વિદેશ (પાતાળાદિક દેશ )થી ચિત્તશુદ્ધિ થતી નથી—અર્થાત્ આ દ્વાપરમાં મોક્ષને અર્થે એ દેશકાળ ઉપયોગી નથી. ત્યારે ક્યારે ઉપયોગી છે ? તે કહે છે: દાખે ઇ૦—સત્યયુગે સારા સત્ય પુરૂષો પૂર્વોક્ત તેર દેશકાળથી ચિત્તશુદ્ધિ થાય છે, એમ દાખે છે એ સહી છે. માટે હે અષ્ટાવક્ર ! આ કાળે સામટી અર્થાત્ ગમે તે દેશકાળમાં ચિત્તની શુદ્ધિ બને એમ તું કયમ ભણે છે! ઉપપત્તિ કહીને હવે નિર્ણય કહે છે: બ્રહ્મજ્ઞાન ઇ૦—માટે આ દ્વાપરયુગમાં બ્રહ્મજ્ઞાન મળે નહિ એમ અમે કહિયે છીએ. પોતાને ઉત્તર જડી આવ્યો તેથી જોર જણાવે છે: છોડું ઇ૦—હવે તું લટી જાય ( પગે લાગે ) તો પણ તને છોડું નહિ.

શો ફૂલાય વૃથા કહે શિવ—ભણી, ગૂંચાઈબંદીમતિ,
બોલાયું નહિ કાંઇ કે હસી સભા, હાહા હીહીએ અતિ. ૧૪૨
દેખી પન્નગ સાણસે પકડિયો, કો' કોણ રીજે નહીં?
દેખી બ્રાહ્મણઘાતીને દુખ વિષે, કો' કોણ ખીજે નહીં?
દેખી ગૌહણનાર ને દુખ થતું, કો' કોણ ભીજે નહીં?
દેખી બંદી સુખી, દુખી દ્વિજ મહા, કો' કોણ સીઝે નહીં?૧૪૩
હાર્યો! હાર થઈ! ભણે નર મળ્યા, વારે વિદેહી ઘણા,
સુણે ના જન ત્યાંહી તો હરખમાં, શબ્દો મધ્યાનોતણા;
અષ્ટાવક્ર ઉભો થઇ તવ ભણે, શાંતિ ધરો રે જરા,
અર્ધો શ્લોક પૂરું હું બંદીજનનો, જોશે ન તે આ ધરા. ૧૪૪

---

૧૪૨ અષ્ટાવક્રના સિદ્ધાંતનું ખંડન કરવાનો યત્ન કરે છેઃ તું ઈ૦—તું મહા સદાશિવ (પરમાત્મા) ને નિઃસંગ કહે છે. એટલું કહીને નિઃસંગતાનું ખંડન બની શકતું નથી ત્યારે તેને માન્ય રાખી બીજા પક્ષને વળગે છેઃ કે' ઈ૦—તું કહે કે ચિત્ત શુદ્ધિ વિના તે સદાશિવ સદા સર્વદા પ્રાપ્ત થાય શું? અષ્ટાવક્રે નહિ સ્થાપન કરેલા પક્ષ ઉપર પોતાનાથી કોટિ થઇ ગઇ (અર્થાત્ ચિત્તશુદ્ધિ વિના આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે એમ અષ્ટાવક્રે કહ્યું નથી છતાં તે તેણે કહ્યું હોય એમ માનીને બંદીએ તેને આવો પ્રશ્ન કર્યો) તેથી ગભરાયલો અને ક્રોધી થયેલો બંદી " शेषंकोपेनपूरयेत्—હારેલો માણસ બાકીનું ક્રોધવડે પૂરું કરે એ કહેવત પ્રમાણે તેને ગાળો દેવા માંડે છેઃ હીણા ઈ૦—સ્પષ્ટ છે. શિવનાં અસંગત્વનું ખંડન કરવાને ફરીને ઉધામો કરે છેઃ શો ઈ૦—બંદી કહે છે કે, તું વૃથા શો ફૂલાય છે? કહે, શિવ—એટલું કહીને હવે શો પ્રશ્ન કરવો તે જડી ન આવવાથી અટકી જાય છે, તે વિષે કવિ કહે છેઃ **ભણી** ઈ૦—એમ બોલીને બંદીની મતિ ગૂંચાઇ. બાકીનું સુગમ છે.

૧૪૩ બંદીને વાદમાં સપડાયલો જોઇ સભા ખુશી થાય છે તે દૃષ્ટાંતથી વર્ણે છેઃ દેખી ઈ૦—સ્પષ્ટ છે. પન્નગ—સર્પ. રીજે—(આનંદમાં). સીઝે—દાઝે.

૧૪૪ વિદેહી—જનક. ઘણા—ઘણાને કે બહુ. જોશે ઈ૦-તે આ ધરા (પૃથ્વી) જોશે ન-અર્થાત્ જીવશે નહિ, કેમકે હારવાથી અગ્નિમાં પડવું પડશે.

કે' છે લોમશ રાય વર્ક્રી પછીથી, ગાજી સભામાં વદે,
જો સાચું કરૂં સર્વ હું તુજ વધું, મુઓ તું તારે મદે;
અગ્નિ સૂર્ય તથા સમીર ભિન છે, સર્વે પદાર્થોથકી,
છે આત્મા દશ ઇંદ્રિયો મનથકી, જૂદો સુવેદ વકી. ૧૪૫
બુદ્ધિથી પણ છે જૂદો વળી જૂદો, તે છે અહંકારથી,
તોયે તે વિષયેંદ્રિયજ્ઞરૂપને, સંબંધના સારથી—
નિત્યે તેહ અનુસરે વિષયમાં, માટે અસંગી ઠરે,
બુદ્ધયાદિક તણોજ સંગ શિવને, સંગી સમો તો કરે. ૧૪૬
માટે માણસ બુદ્ધિ નિર્મળ થવા, ઉદ્યોગ સાધો સહુ,
ના ઉદાસીન કો થશો વરમતિ, સાચી પ્રતીતિ કહું;

---

૧૪૫ આત્માનું અસંગત્વ દૃષ્ટાંતથી સિદ્ધ કરતાં બંદીથી સ્થાપિત નહિ થયેલા તેર પદાર્થનું સ્થાપન કરે છે: અગ્નિ ઇ૦—સ્પષ્ટ છે. સમીર—વાયુ. ભિન—ભિન્ન. તેર પદાર્થ ગણાવે છે: છે ઇ૦—સ્પષ્ટ છે. દશઇંદ્રિય, મન, બુદ્ધિ અને અહંકાર, એ તેરથી આત્મા જૂદો છે. એમ પછીના શ્લોક સાથે અન્વય.

૧૪૬ તોયે ઇ૦—તોયે (એમ જૂદો છતાં પણ) તે (આત્મા) સંબંધના સારથી (સારા—અનુકૂળ સંબંધથી) વિષયેંદ્રિયજ્ઞરૂપને (વિષયેંદ્રિયોને જાણનારના રૂપને—અર્થાત્ વિષયેંદ્રિયોનો જ્ઞાતા થઈને) નિત્યે વિષયમાં અનુસરે છે. માટે (જ્ઞાતા જ્ઞેયથી જૂદો હોય છે એ ન્યાયે) આત્મા અસંગી (વિષયાદિના સંગથી રહિત) ઠરે છે. ત્યારે સંગી જેવો કેમ દેખાય છે? તે કહે છે: બુદ્ધયાદિ ઇ૦—બુદ્ધિ આદિકનો સંગ શિવને (આત્માને) છે માટે તેને તે સંગી સમો (સંગી જેવો) કરે છે. અથવા સંગી હોય તે બીજાને પોતાના જેવો કરે છે માટે બુદ્ધિ આદિકનો સંગ પણ શિવને પોતાના સમો (દુઃખાદિયુક્ત) કરે છે. અથવા દેહાદિનો સંગ આત્માને પોતાના જેવો (વિનાશી) કરે છે. ઇત્યાદિ ભ્રમજ્ઞાન ઉત્પન્ન થાય છે.

પૂર્વે ધર્મ કહ્યા સુદ્વાદશ અમે, તે સાધનો તેરને,
રાખે ઇંદ્રિયના વિષે થકી સદા, ફેડી ફૂડા ફેરને. ૧૪૭
એવી રીત નિવૃત્ત જો થઈ તમે, ધર્માદિ સાધો ભલા,
થાતાં જ્ઞાન ન સંશયો કંઇ ધરો, સાચે પથે જો વળ્યા;
બુધ્યાદિ વિષયોની નિવૃતિ થશે, કે દ્વૈત નાશી જશે,
અદ્વૈતે શિવ કેરૂં દર્શન થતાં, ભ્રાંતિ સમૂળી ખસે. ૧૪૮
જાણ્યું એ પછી દેશ કાળ મનથી, લાગે અપેક્ષા વનો,
આ છે કાળ ન અન્ય કોઇ સમજો, જ્ઞાની સુધ્યાની બનો;
જ્ઞાન પ્રાપ્ત કરો ન કાંઈ ગાણુતાં, સચ્ચિત આનંદનું,
જાણો નિર્ગુણ બ્રહ્મ આ ભવનમાં, ચાલે ન જ્યાં મંદનું. ૧૪૯

---

૧૪૭ મલિન બુદ્ધિના સંગથી આત્મા મલિન દેખાય છે એમ પૂર્વના શ્લોકથી સમજાય છે ત્યારે આત્માને નિર્મળ જોવાને શું કરવું ? તે કહે છે: માટે ઇ૦—સ્પષ્ટ છે. ઉદ્યોગ—ચિત્તશુદ્ધિનો. ઉદાસીન—કર્તવ્ય અર્થથી દૂર બેસવા રૂપ ઉદાસીનતા યુક્ત. પ્રતીતિ—વિશ્વાસ. અર્થાત્ વિશ્વાસ રાખવા યોગ્ય વાર્તા. પૂર્વે ઇ૦—પૂર્વે અમે જે સારા દ્વાદશ (બાર) ધર્મ કહ્યા છે તે ધર્મ રૂપ સાધનો તેરને (દશ ઇંદ્રિયો, મન, બુદ્ધિ અને અહંકારને) ઇંદ્રિયના વિષે( વિષય )થકી રાખે,( બચાવે ). શું કરીને બચાવે ? ફેડી ઇ૦—ફૂડા ( નઠારા ) ફેરને ( ફેરાને—ભ્રમણતાને ) ફેડીને—નાશ કરીને.

૧૪૮ વિષયોની નિવૃત્તિ થશે—વિષયો દૂર થશે. દ્વૈત—બેપણું. અદ્વૈતે—આત્મા એજ એક તત્વ છે એવા જ્ઞાનમાં. શિવ—પરમાત્મા.

૧૪૯ બંદીએ કહેલા દેશકાળનું ખંડન કરે છે: જાણ્યું ઇ૦—એ જાણ્યા પછી દેશ અને કાળ મનથી અપેક્ષા વનો (જરૂર વિનાનો લાગે છે). સત્ય યુગમાં ચિત્તશુદ્ધિ બને અને દ્વાપરમાં ન બને એવા બંદીના કથનને ખોટું કરે છે: આ છે ઇ૦—આ કાળ જે હમણા છે તેજ ચિત્તશુદ્ધિ કરવાનો કાળ છે. બીજો કોઈ કાળ ચિત્તશુદ્ધિનો છે એમ કોઇ સમજશો નહિ. અર્થાત્ સર્વે કાળમાં ચિત્તશુદ્ધિ બની શકે છે. માટે તમે ચિત્તશુદ્ધિ કરીને

કે'તા લોમશ રાયને મૂઢમતિ, બંદી ન ઊંચું જુએ,
કાયે કંપ થયો ન જંપ વળતો, કે' કોક શેણે રૂએ?
ના વક્રીતણી વાણી ખંડિત બને, સંશે પડ્યા કે ખુએ,
જોઇ દીન ન કોઇ હીન ભણી રે', કે અશ્રુ જાતાં લુએ. ૧૫૦

રાગ ચાલતો.

હાર્યો ત્યાં બંદી, ગતિ થઈ ગંદી, અતિ મતિ મંદી, દીન ફંદી,
વક્રી થઇ દ્વંદી, કે' શિવનંદી, ચાખો ચંદી, જન વંદી;
તેં અતિ આનંદી, મોટા દંડી, માર્યા ઠંડી, થઇ છંદી,
મતિ ધરી તેં ખંદી, પૂરણ પંદી, રમણ નરંદી, જતિ જંદી.૧૫૧
લોકોએ સારી, વાણી ઉચારી, અપરમ પારી, આ વારી,
કે'વા મતિ મારી, જાતી હારી, મહત વિચારી, લે ધારી;

---

સુધ્યાની અને જ્ઞાની બનો. શાનું જ્ઞાન પ્રાપ્ત કરીએ ? તે કહે છેઃ સચ્ચિત આનંદનું-સતરૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપ આત્માનું. નિર્ગુણ-સત્વાદિ ગુણોથી રહિત. ભવનમાં—વિશ્વમાં. મંદનું-બુદ્ધિમંદનું.

૧૫૦ લોકો બંદીને મેહેણાં મારે છેઃ કે' ઇ૦—કોઈક તેને કહે છે કે હવે તું શેણે રૂએ છે ? સંશે-સંશય. જોઇ ઈ૦-તેને દીન જોઇને પણ કોઇ તે હીન ( હીણા—બંદી ) ભણી રહેતું નથી—તેનો પક્ષ કોઈ કરતું નથી.

૧૫૧ રાગ ચાલતો-ત્રિભંગી છંદ. ગંદી—મલિન ( અશ્રુઆદિકથી ). દીન ઇ૦—તે ફંદી દીન થઈ ગયો. વક્રી શું કહે છે ? શિવ ઈ૦—હે શિવનંદી ! ( બળદિયા ! ) હવે જનને વંદીને ( તમારાં કૃત્યની ) ચંદી ( પશુની માફક ) ચાખો—ફળ ભોગવો. દંડી—સંન્યાસી. માર્યા ઇ૦—ઠંડીમાં ( અર્થાત્ ટાઢા પાણીમાં ) માર્યા. છંદી—મારવાના છંદ( વ્યસન )વાળો થઇને. પૂરણ ઈ૦— ?

હું છું અવિચારી, નહિ આચારી, ઊભો દ્વારી, મન મારી,
રસના રસ સારી, લેન સમારી, કવિતા ક્યારી, મમ ખારી. ૧૫૨

## વલણ.

કવિતા ક્યારી ખારી મારી, ક્યાં બ્રહ્મ જળ મીઠું વસે રે;
પ્રેમાનંદ ઘન વૃથા જાતાં, અન્ન કેઇ પેરે થશે રે. ૧૫૩

## કડવું ૧૪ મું.

### શ્લોક.

જો ભગીરથ ભૂમિમાં, નૃપતિ મનાઇ ગયો મહા,
સ્વર્ગ માંહિ સુરેંદ્ર શો, મતિમાન આપ થયો મહા;
પુણ્ય એ ઋણ પંચનું, કરી સિદ્ધ સિદ્ધ હવો મહા,
તે વિધે ઋષિ તો તર્યો, થઇ દેવ દેવ નવો મહા. ૧

---

૧૫૨ મહત ઇ૦—પણ મોટા વિચારવાળા પુરૂષો સમજી લેશે. રસના ઈ૦—મારી રસના રસને ( રસ જમાવવારૂપ કાર્યને ) સારીને તેને સમારી લેતી નથી. એ અન્વય.

૧૫૩ કવિતા ઇ૦-પ્રેમાનંદ કહે છે કે મારી કવિતારૂપી કયારી ખારી છે. અર્થાત્ તેમાં રસયુક્ત કાવ્યરૂપી અન્ન કયાંથી થાય ? કોઇ કહેશે કે તેમાં મીઠું પાણી લાવો, તો તે દૂર છે તે કહે છેઃ કયાં ઈ૦—બ્રહ્મરૂપી મીઠું જળ તો કયાં વસે છે? અર્થાત્ દુર્મીલ છે. વારૂ ત્યારે વરસાદ થશે ત્યારે તેમાં અન્ન થશે, તો કહે છે કે તે પણ નથીઃ પ્રેમાનંદ ઈ૦—પ્રેમ અને આનંદ રૂપી ( આત્મારૂપી ) ઘન વૃથા જાતાં અર્થાત્ અનાવૃષ્ટિ થતાં અન્ન કયી રીતે થશે—મને પ્રેમાનંદ પ્રાપ્ત ન થાય તો તેવા વિષયને હું રસિક શી રીતે કરી શકું, એ ભાવ છે. શ્લેષથી પ્રેમાનંદે પોતાનું નામ સૂચવ્યું છે માટે **મુદ્રાલંકાર.**

૧ શ્લોક—ચર્ચરી છંદ. અષ્ટાવક્રે પોતાના પિતાના ડૂબાડનાર બંદીનો પરાજય કરીને પિતૃઋણ અદા કર્યું અને તેથી તેનું વાંકું અંગ સીધું થયું

## રાગ સોરઠની દેશી.

લોમશ કે' સુણ્ય રાય, પંચ ઋણથી જે જન તર્યો;
તે સુખિયારો થાય, પ્રભુને વશ્ય તેણે કર્યો. ૨

દૂરથી દુઃખ પળાય, સુખ સંપત્તિ સાંપડે;
મોટો છે મહિમાય, બ્રહ્મ ભુવનમાં જઇ અડે. ૩

જે ચૂકયા એ લા'વ, નરક વિષે તે લઇ પડ્યા—
પાંચે પરિયાં સાવ, પાડે પિતૃ નાકે ચડ્યા. ૪

અજાતઅરિ કે' દેવ ! બંદીજનનું શું હવું ;
સાધું રૂડી સેવ, અધુના નવ કે'શો નવું ! ૫

---

વગેરે વર્ણન આ કડવામાં આવશે એમ સૂચવતાં ભગીરથનું દૃષ્ટાંત આપી કવિ ઉપક્રમ કરે છેઃ જો ઈ૦ સગર રાજાના આઠ હજાર પુત્રો કપિલ મુનિના શાપથી બળી ગયા હતા તેમનો ઉદ્ધાર કરવાને ભગીરથે ગંગાનદી ભૂમિ ઉપર આણી તેથી તે ( ભગીરથ ) ભૂમિમાં મહાનૃપતિ મનાઈ ગયો અને તે મતિમાન આપ ( પોતે ) સ્વર્ગમાં પણ સુરેંદ્ર ( ઇંદ્ર ) સરખો મહા ( મહાન્ ) થયો. શાથી એવો થયો તેનું કારણ કહે છેઃ પુણ્ય ઈ૦— એ પંચઋણનું પુણ્ય છે. ( દેવ, પિતૃ, મનુષ્ય, વગેરે પ્રતિ મનુષ્યની જે ફરજ છે તેને ઋણ ( દેવું ) કહે છે એ ફરજ અદા કરવી તે ઋણ અદા કરવા બરાબર છે. ) ભગીરથ રાજા એ પુણ્ય સિદ્ધ કરીને મહાસિદ્ધ હવો ( થયો ) દાર્ષ્ટાંત કહે છેઃ તે વિધે ઈ૦—તે રીતે ઋષિ ( અષ્ટાવક્ર ) પણ પિતૃઋણ અદા કરવાથી મહા ( મહાન્ ) અને નવો ( શાપમુક્તિ થવાથી સીધાં અંગવાળો ) દેવનો દેવ ( અર્થાત્ તેવી કાંતિ અને રૂપવાળો ) થઈને તર્યો—કૃતકૃત્ય થયો.

૨ રાગ સોરઠની દેશી–સોરઠા. ૩ બ્રહ્મભુવનમાં—સત્યલોકમાં અથવા મુક્ત પુરૂષોના સ્થાનમાં. ૪ એ લા'વ–પંચ ઋણથી મુક્ત થવાનો લાહાવો. લઇ—( પાંચે પરિયાંને ). નાકે—સ્વર્ગમાં.

૫ આ કાંઇ નવીન કથા કહે છે એક જાણીને યુધિષ્ઠિર લોમશને પ્રસ્તુત કથા પૂરી કરવા વિનવે છેઃ અજાતઅરિ ઈ૦—૨૫૯૮ છે. અજાતઅરિ-યુધિષ્ઠિર.

લોમશ કે' નૃપ એજ, નહીં કથા બીજી કથું;
પાંચે ઋણનું તેજ, પો'ચે નહિ અરણી મથું. ૬
બંદી ( જન ) હાર્યો જયાંય, કે વાચે વાતો થઇ;
રક્ષક રોકે ( શું ) ત્યાંય, રૈયત સહુ જોવા ગઇ. ૭
દશાંશ ભાગી ભૂપાળ, મારી કાઢે તે કદા ?
લુંટી ખાય કરાળ, રૈયત મારે તે સદા. ૮
આપ્યાં આસન માન, પો'ચ્યાં તે પૂરાં કર્યાં;
પ્રાણ પ્રજા મે'માન, નૃપ સમજ્યો પરિયાં તર્યાં !! ૯
લાગ્યા બ્રાહ્મણ પાય, અષ્ટાવક્ર કને જઇ;
શૂદ્રાદિક ગુણ ગાય, પીડા પરિ સહુની થઈ. ૧૦

---

૬ પાંચે ઇ૦—લોમશ કહે છે કે જો હું અગ્નિ પાડવાને અરણી લેઇને મથું અને તેથી અગ્નિ ઉત્પન્ન થાય તો તેનું તેજ પણ પાંચે ઋણ અદા કરવાથી ઉત્પન્ન થયેલા તેજને પોહોચે નહિ. અર્થાત્ સાક્ષાત્ અગ્નિ કરતાં પણ પંચઋણ અદા કરવાં એ વધારે તેજસ્વી કર્મ છે.

૭ બંદીના હારવાની વાત નગરમાં પસરી ગઇ અને તેનો પરિણામ શો થાય છે તે જોવા લોકો રાજસભામાં ભરાયા તે વર્ણે છે: બંદી ઇ૦—સ્પષ્ટ છે.

૮ રક્ષકોએ રોકયા છતાં તે ન માનતાં વગર પરવાનગીએ આવી ભરાયલા લોકોને જનક રાજાએ શિક્ષા કરી હશે ? તો કહે છે કે ના: દશાંશ ઇ૦—પ્રજાના ઉત્પન્નમાંથી દશાંશ ભાગી ( દશમો ભાગ લેઇને પ્રજાનું રક્ષણ કરનાર ) રાજા રૈયતને કદા ( કયારે ) મારી કાઢે છે ? ત્યારે કોણ મારી કાઢે છે ? તે કહે છે: લુંટી ઇ૦—જે કરાળ ( વિકાળ ) રાજાઓ રૈયતને લુંટી ખાય છે—કર વેરા વગેરે નાખીને રૈયતનું ધન બળાત્કારે હરણ કરે છે તેવા રાજા સદા રૈયતને મારે છે.

૯ ત્યારે જનકે શું કર્યું તે કહે છે: આપ્યાં ઇ૦—સ્પષ્ટ છે. પ્રાણ ઇ૦-નૃપ સમજ્યો કે મારા પ્રાણ સમાન વાહાલી પ્રજા મારે ઘેર મેહેમાન થઈ છે માટે મારાં પરિયાં તર્યાં ! ! ૧૦ પરિ—દૂર.

હેરે કરી કરી હાથ, ઉંચા ચઢી જોતા ઘણા;
ત્રૂઠ્યા ત્રિભુવનનાથ, વક્રી ! રાખ્યો ન તેં માણા !! ૧૧

મોટા મોટા મુન્ય, કર જોડી ઊભા રહ્યા;
પવિત્ર પામ્યા પુણ્ય, તાપ ઉતાપ તનથી વહ્યા. ૧૨

વક્રી બોલ્યો બોલ, પંડિત પૂરાને હણ્યા !
તોલો તેનો તોલ, ભૂદેવ શું એણે ગણ્યા ? ૧૩

જળમાં નાખ્યા જેમ, બ્રાહ્મણ બંદીએ બહુ;
બંદી નાખો તેમ, એ પ્રિય મારૂં કરો સહુ. ૧૪

અગ્નિ વિષે મુનિદેવ, નાખો નાખો નીચને;
તો સાધી દ્વિજસેવ, તરિયા વૈરીકીચને. ૧૫

મૂળે બ્રાહ્મણ ભાઇ, તેમાં આજ્ઞા અવનવી;
સુણતાં ઊઠ્યા ધાઇ, કોવિદ જાણે તે કવી. ૧૬

માર્યા જેના બાપ, તાપ ધરી તે ઊઠિયા;
બંદી કે' દુખ કાપ, વક્રી ! આ જો રૂઠિયા. ૧૭

---

૧૧ હેરે-જુએ. ૧૩ અષ્ટાવક્ર પ્રજાને બંદીનો અપરાધ કહીને તેની વિરૂદ્ધ લોકોની લાગણીને ઉશ્કેરે છેઃ વક્રી ઇ૦-સ્પષ્ટ છે. ભૂદેવ ઇ૦-શું એણે ભૂદેવ ( બ્રાહ્મણો )ને પણ ગણ્યા છે ?—બ્રહ્મહત્યાથી પણ બીહીન્યો છે ?

૧૪ નાખો—અગ્નિ વિષે. ૧૫ મુનિદેવ—મુનિદેવો ! ૧૬ બ્રાહ્મણોએ અષ્ટાવક્રના કહેવાને માન્ય કર્યું કે કેમ તે વિષે કવિ બ્રાહ્મણોનું સ્વભાવચાપલ્ય વર્ણતાં કહે છેઃ મૂળે ઇ૦—સ્પષ્ટ છે. કોવિદ ઇ૦—તે કોઇ કોવિદ કવિ વર્ણી જાણે.

૧૭ બ્રાહ્મણોએ અષ્ટાવક્રની આજ્ઞા કેમ જલદી સ્વીકારી તેનું કારણ કહે છેઃ માર્યા ઇ૦—સ્પષ્ટ છે. બંદી અષ્ટાવક્રને શરણે આવે છેઃ બંદી ઇ૦—સ્પષ્ટ છે. આ—બ્રાહ્મણો.

તું પાળે તો પાળ, વાણી સુણીને માહરી;
થા મુનિ તુંજ કૃપાળ, પૂજા કરૂં હું તાહરી. ૧૮

વરૂણતણો હું પુત્ર, આવ્યો પિતા વેણથી;
પાતાળે ઘર સૂત્ર, છૂટું શે દુખદેણથી. ૧૯

યજ્ઞ કરે મુજ તાત, દિક્ષા દ્વાદશ વર્ષની;
તેથી બ્રાહ્મણઘાત, મેં ચિત્ત ધારી હર્ષની. ૨૦

વાદ વિવાદ વિશેષ, કીધા તેને કારણે;
માર્યા મુનિ મુહેશ, પણ પડિયા નહિ ધારણે. ૨૧

જીવે એકેએક, અધુના આવી ઊભશે;
કે'શે છોડો ટેક, મુજ માર્યે તે દૂભશે. ૨૨

જનકવિદેહી ભૂપ, જાણે સરવે વારતા;
છો બ્રહ્મરૂપ તદ્રૂપ, આ ખોટું નવ ધારતા. ૨૩

પૂજી પૂરા બ્રહ્મ, વરૂણનો પાસે હું જઉં;
ટળિયો મારો ભ્રમ, વડા સુરથી વાડવ સહુ. ૨૪

અષ્ટાવક્ર કે' રાય, જનકવિદેહી નામના;
થાયે આ અન્યાય, કૂડી થાશે નામના. ૨૫

---

૧૯ બંદી શામાટે બ્રાહ્મણોને ડૂબાડતો હતો તે બંદીના વચનદ્વારા વર્ણે છે: વરૂણ ઇ૦—સ્પષ્ટ છે. દુખદેણથી—દુઃખદેનારા આ બ્રાહ્મણોથી. ૨૦ તેથી—તે યજ્ઞમાં બ્રાહ્મણોને મોકલવા માટે.

૨૧ ધારણે–મરણ રૂપી નિદ્રામાં. અર્થાત્ મરી ગયા નથી. ૨૨ અધુના—હમણા. ટેક—(મને મારવાનો). મુજ માર્યે—મને મારવાથી.

૨૫ બંદીને ન બચાવવાને અષ્ટાવક્ર જનકને સમજાવે છે: અષ્ટાવક્ર ઇ૦—સ્પષ્ટ છે. આ—બંદીને છોડવારૂપ. નામના—ખ્યાતિ.

વાદ વિવાદની માંય, બંદી કુશળ મતિએ કરી;
પંડિત બ્રાહ્મણ હ્યાંય, ડૂબાડચા વાદે વરી. ૨૬
તે મતિ મેં ભૂપાળ, કુતર્કરૂપ નિધિમાં ધરી;
ડૂબાડીજ દયાળ, ભાખું હું નિશ્ચે કરી. ૨૭
સત્યાસત્ય વિચાર, કરી પરીક્ષા તે કરે;
મતિમાન નિર્ધાર, સત્ય વચન હૈડે ધરે. ૨૮
હું ભાખું દષ્ટાંત, તે પેરે તો આચરો;
બાળે અગ્નિ મહાંત, લઘુને નવ કરતો પરો. ૨૯
સર્વભક્ષી કે'વાય, બાળે નવ સાચો લહી;
જૂઠે રૂઠે રાય, એવી પરીક્ષા કરય સહી. ૩૦
કૃપણ કુપુત્રનું વેણ, પિતા સમજે સત્યથી;
બોલે જે સુખદેણ, મનમાંય ડરી અસત્યથી. ૩૧

---

૨૬ બંદી—બંદીએ. હ્યાંય—અહીંઆં. વાદે વરી—વાદમાં પસંદ કરીને. ૨૭ તે ઇ૦—હે ભૂપાળ! તે કુતર્કરૂપ (બંદીની) મતિ મેં નિધિ (વાદરૂપી સમુદ્ર)માં ધરીને ડૂબાડી. ૨૮ સત્યાસત્ય—સત્ય અને અસત્ય.

૨૯ રાજાએ નિષ્પક્ષપાતી થવું જોઇએ એમ અગ્નિના દૃષ્ટાંતથી કહે છે: હું ઇ૦—સ્પષ્ટ છે. મહાંત—મોટો. લઘુ-નાનો. ૩૦ ત્યારે અગ્નિ કોને નથી બાળતો ? તે કહે છે: સાચો ઇ૦-સાચાને હાથમાં અગ્નિ આપ્યા છતાં તે તેને બાળતો નથી, પણ જૂઠાનેજ બાળે છે; માટે તું પણ વાદમાં જૂઠા પડેલા બંદીને અગ્નિમાં બાળ્ય, એવો ઉપદેશ કહે છે: જૂઠે ઇ૦—સ્પષ્ટ છે.

૩૧ કૃપણ ઇ૦—પિતાના કૃપણ (દીન) અને કુપુત્રનું (જૂઠું) વેણ સમજે છે (અર્થાત્ તેને શિક્ષા કરે છે); અને જે પુત્ર મનમાં અસત્યથી ડરીને સત્યથી સુખદેણુ વચન બોલે તેને પણ સમજે છે (અર્થાત્ તેને ધન્યવાદ આપે છે).

ઘરધણી કરતા એમ, જો સાચાપણું ધારતા;
જનપદપતિને કેમ, રૂચે જૂઠી વારતા ! ૩૨
શ્લેષ્માતકના જેમ, પત્ર વિષે ભોજન કર્યે;
ફળ ખાધે તો તેમ, માણસ કેરી મતિ ફરે. ૩૩
વળી લાગે અતિ દોષ, તેવી ગતિ નૃપ તાહરી;
પ્રકટે મનમાં રોષ, વાણી સુણ્ય તું માહરી. ૩૪
શ્લેષ્માતક દ્રુમ જેમ, માણસને દોષિત કરે;
બંદીનું બોલ્યે તેમ, જનકવિદેહી તું ઠરે. ૩૫
બંદીનાં સુણી વેણ, હર્ષ વધે રાજા તને;
સ્તુતિ સ્વય સુખદેણ, જાણી તું ન ગણે મને. ૩૬
રાજ્ય સમસ્ત ભૂપાળ, બાળીને પ્રલ્લે કરૂં;
સમજ ન નાનું બાળ, આજ નૃપાળ ! ન ઉગરૂં. ૩૭
જોડીને બે હાથ, જનકવિદેહી ઉચ્ચર્યો;
જાણી ત્રિભુવનનાથ, પ્રમાણ સૌ પે'લો કર્યો. ૩૮
દિવ્ય વચન ભૂસુર! તારાં સાંભળું અવનવાં;
જીત્યો બંદી પૂર, કાર્ય સફળ તારાં હવાં. ૩૯
તું દેવાધિદેવ, મનુષ્ય નહિ કો તું સમું;
સાધું તારી સેવ, કોટિ કલ્પે નહિ ભમું. ૪૦
અગ્નિ વિષે ઋષિરાય ! એને નાખો નવ તમો;
તો મુજને સુખ થાય, ક્રોધથકી મુનિ ! જો શમો. ૪૧

---

૩૨ જનપદપતિ-દેશપતિ—રાજા ( જનપદ-દેશ ). ૩૩ શ્લેષ્માતક—ગુંદો. ૩૫ બોલ્યે—( બંદીના લાભનું—તેના તરફનું ). ૪૦ દેવાધિદેવ—દેવનો અધિદેવ— દેવેશ્વર.

આ બંદી મુનિ પાસ, કરજોડીને જો ઉભો;
જીવ્યાની ઘો આશ, મન માને તે રીત દુભો. ૪૨

અષ્ટાવક્ર કે' ભૂપ, બંદીને બાળો સહી;
જોવું ન એનું રૂપ, વાણી સત્ય તુને કહી. ૪૩

વરૂણ એનો બાપ, માટે નાખો આગમાં;
ટળશે ત્યારે તાપ, બળશે બંદી જાગમાં. ૪૪

મુખ નવ બોલે તુંય, અઘટિત તો તો થઇ જશે;
નિશ્ચે કહુંછું હુંય, પુર પાધર તારૂં થશે. ૪૫

બંદી બોલ્યો બોલ, ક્રોધ ન કીજે મા'મુનિ;
તોલો મનથી તોલ, વર વાણી મારી સુણી. ૪૬

પીયૂષ પીધું દેવ, અમર થઇ તેણે ગયા;
બચું વન્હિ સ્વયમેવ, વૈરી જો તે થઇ રહ્યા. ૪૭

દુઃખ ન થાયે લેશ, માટે મુજને મૂકિયે;
તુજથી અધિક ન શેષ, હાવાં અમિં નહિ ચૂકિયે. ૪૮

ભૂસુરથી ભય થાય, બીજાથી દુઃખ નહિ કંઇ;
સિદ્ધ કરો મુજ સા'ય, આ ગુણ નવ વિસરૂં સહી. ૪૯

---

૪૪ અગ્નિમાં નાખવાનું કારણ કહે છેઃ વરૂણ ઈ૦–સ્પષ્ટ છે. જાગમાં—યજ્ઞમાં. ૪૭ બંદી પોતાનું અમરત્વ બતાવે છેઃ પીયૂષ ઈ૦–દેવોએ પીયૂષ (અમૃત) પીધું માટે તે અમર થઈ ગયા છે. હું પણ દેવ છું માટે અમર છું તેથી વન્હિમાં સ્વયમેવ (પોતાની મેળે) બચું વૈરી ઈ૦—જો તે (અગ્નિદેવ) મારા વૈરી થઇને રહ્યા છે તો પણ (જળ અને અગ્નિને વેર છે, માટે જળવાસી વરૂણ અને અગ્નિને પણ વૈર છે).

૪૮ શેષ—શેષનાગ. ૪૯ અગ્નિ બાળતો નથી ત્યારે અગ્નિમાં પડવાથી કેમ ડરે છે? તે કહે છેઃ ભૂસુર ઈ૦—એમ છતાં અમને ભૂસુર(બ્રાહ્મણ)થી ભય(શાપ વગેરેનો) થાય છે.

અધુના મળશે આવી, કહોડ મુનિ તારો પિતા;
નિર્મ્યું થાશે ભાવિ, માનો માનો શોભિતા ! ૫૦
ચઢી વક્રીને રીસ, શું ભૂમિ બ્રાહ્મણવની !
સા'ઓ એનું શીશ, એ એના ઘરનો ધની. ૫૧
આજ્ઞા નવ દે ભૂપ, તો નૃપ અગ્નિ નાખિયે;
બળતાં બેનાં રૂપ, જોઈ વર થયું ભાખિયે. ૫૨
અગ્નિ વિષે શું જોર, કે નવ બાળે બેયને;
તોડું તેનો તોર, તે નવ જાણે જો મને ! ૫૩
અંગ મધ્યની આંચ, વન્હિ સમી વદતાં થઈ;
સેવ્યાં ઋણ વર પાંચ, લાલીમાં લાલી લહી. ૫૪
પામ્યો દિનકર ત્રાસ, કે લાજ્યો તન જોઈને;
જીવિતની મૂકી આશ, રે'શે રાણી રોઈને. ૫૫
ઉઠ્યા બ્રાહ્મણ ભાઈ, બંદીને પે'લો ધર્યો;
શે જાતો કરમાઈ, બ્રહ્મઘાત કરતાં ડર્યો ! ૫૬

---

૫૦ નિર્મ્યું ઈ૦—જે ભાવિ ( બનવાકાળ ) નિર્મ્યું હશે તે થશે. ૫૧ ધની—ધણી અથવા ધનવાન. ૫૨ વર—ઉત્તમ—સારૂં. ૫૩ અગ્નિને ભય બતાવીને અષ્ટાવક્ર કહે છેઃ અગ્નિ ઇ૦—સ્પષ્ટ છે. તેનો—અગ્નિનો.

૫૪ અષ્ટાવક્રનો ક્રોધ વર્ણે છેઃ અંગ ઈ૦—સ્પષ્ટ છે. સેવ્યાં ઇ૦—અષ્ટાવક્રે વર ( ઉત્તમ ) પાંચ ઋણ સેવ્યાં છે—પાંચ ફરજો બજાવી છે તેથી શરીરમાં લાલી ( રક્તતા ) આવી છે અને તેમાં આ ક્રોધની લાલી લહી ( જોઈ ).

૫૫ અતિ તેજસ્વીપણું વર્ણે છેઃ પામ્યો ઇ૦—અષ્ટાવક્રનો ક્રોધ જોઈ-ને સૂર્ય શું ત્રાસ પામ્યો કે તેના તનની લાલી જોઇને લાજ્યો ? આથમવા જતા સૂર્યને જોઈને ઉત્પ્રેક્ષા. જનકની દશા વર્ણે છેઃ જીવિતની ઇ૦—સ્પષ્ટ છે.

નાખો નૃપને આજ, વક્રી ગાજે શિર પરે;
હોય ન આવો રાજ, બ્રહ્મઘાત મનમાં ધરે. ૫૭
જોડીને બે હાથ, નૃપ આસનથી ઊઠિયો;
દ્વિજગણ કેરો સાથ, જ્યાં ક્રોધી થઇ રૂઠિયો. ૫૮
બંદીને હુતાશ, નાખો નાખો સહુ ભણે;
રાજા વારે દાસ, બ્રહ્મણ કોને નવ ગણે. ૫૯
ક્યાં બ્રાહ્મણ ક્યાં રાય, ક્યાં દ્વાપર ને કળિ;
એવે જળની માંય, યુક્તિ અલૌકિક તો કળી. ૬૦
દિવ્ય વસન ધરી દેવ, પાણીમાંથી નીસરે;
જોતા જન તતખેવ, પાણી સ્પર્શ ન કો કરે. ૬૧
દેવેશ ન ભૂદેવ, નીકળતાં નિશ્ચે હવો;
ભાગ્યો નહિ કંઈ ભેવ, બોલ સુણ્યો ત્યાં અવનવો. ૬૨
આશિર્વાદ અનેક, દેતા આવ્યા ભૂસરી;

---

૫૯ હુતાશ—અગ્નિ (માં). ૬૦ કવિ હાલના બ્રાહ્મણોને ઉદ્દેશીને કહે છે: ક્યાં ઇ૦—હવે એવા બ્રાહ્મણો ક્યાં છે અને એવા ધર્મશીળ રાજાઓ પણ ક્યાં છે? કેમ નથી તે કહે છે: ક્યાં દ્વાપર ઇ૦—તે દ્વાપર યુગ હતો અને આતો કળિકાળ છે, એ અર્થ. વરુણનો યજ્ઞ પૂરો થયાથી બ્રાહ્મણો પૃથ્વી પર આવે છે: એવે ઇ૦— સ્પષ્ટ છે. અલૌકિક—અર્થાત્ અદ્ભુત. ૬૧ દિવ્ય—દૈવી ગુણોવાળાં. વસન-વસ્ત્ર. પાણી ઇ૦—પણ પાણી કોઇને સ્પર્શ કરતું નથી—પલાળતું નથી.

૬૨ દેવેશ ઇ૦—તેઓ બાહાર નીકળતાં નિશ્ચય થયો કે તેઓ દેવેશ નથી પણ ભૂદેવ ( બ્રાહ્મણો ) છે. ભાગ્યો ઇ૦—બ્રાહ્મણો જળથી બહાર નીકળ્યા તો ખરા, પણ જોનારાના મનનો તેમણે કાંઇ ભેવ ( ભેદ ) ભાગ્યો નહિ—તેમણે "અમે કોણ" તે કાંઇ કહ્યું નહિ. ત્યારે શું કહ્યું? તે કહે છે: બોલ ઇ૦—સ્પષ્ટ છે.

રાખ્યો કુળનો ટેક, ધનયાત્રા કરી તેં પૂરી. ૬૩

વરૂણે દીધાં માન, જનકવિદેહી તું થકી;

વિધિ ભવ હરિથી મહાન, તુજ કીર્ત્તિ રહો યુગ ટકી. ૬૪

કો'ડ કહે તેં કોડ, જનકવિદેહી પૂરિયા;

તેમાં રહી ઇક ખોડ, સાધી ઘો તે શૂરિયા! ૬૫

ઉદ્દાલકના શિષ્ય, હાર્યા નહિ કોઈ હજી;

ભુંડું થાય ભવિષ્ય, જો જાઉં બંદી તજી. ૬૬

અભિધાને હું કહોડ, વરૂણે આચારજ કર્યો;

પૂરૂં બંદી કોડ, તો જાણું હું ભવ તર્યો. ૬૭

બોલ્યા બીજા દ્વિજ, સત્યારથ મુનિવર કથે;

જીતે ગરૂડ ન દ્વિજ, સો સંવત્સર જો મથે! ૬૮

એવે બ્રાહ્મણ કોક, દાદાને જઇ ભેટતો;

તજીને તનનો શોક, કપરાં કષ્ટજ મેટતો. ૬૯

લાગે કો જઇ પાય, બાપ લહી ધન સંગ્રહી;

જોતા પુત્રની કાય, પિતા ભ્રાતા પાસ જઈ. ૭૦

---

૬૩ જળમાંથી નીકળેલા બ્રાહ્મણોને રાજાએ સાહાયભૂત થઈને ડુબાડયા છતા તેનું વેર ન બતાવતાં ઉલટો સંતોષ બતાવી રાજાને આશિર્વાદ દે છેઃ રાખ્યો ઇ૦—૨૫૯ છે. ધનયાત્રા-ધનને અર્થે અમારૂં પરદેશ નીકળવું. ૬૪ યુગ—જુગો જુગ—સદાસર્વદા.

૬૫ અષ્ટાવક્રને કહોડનું ઓળખાણ પાડવાને કવિ યુક્તિ કરે છેઃ કો'ડ ઇ૦—કહોડ જનકવિદેહીને કહે છે કે જનકવિદેહી તેં મારા કોડ પૂર્યા. શૂરિયા-શૂરા! ૬૮ દ્વિજ-( બીજાં ) પક્ષીઓ.

૬૯ એવે ઇ૦—એવામાં કોઇ બ્રાહ્મણ જળમાં ડૂબીને પાછા જીવતા આવેલા પોતાના દાદાને જઈને ભેટે છે. ૭૦ કોઇ બાપને, કોઈ પુત્રને, કોઇ ભ્રાતાને એમ ઓળખી ઓળખીને ભેટે છે, તે કહે છેઃ લાગે ઇ૦—૨૫૯ છે.

અષ્ટાવક્રે ત્યાંય, મુખમુદ્રા લહી સ્વય સમી;
નામે કહોડ જ્યાંય, સુણ્યું કે સૂતો નમી. ૭૧
કીધા દંડ પ્રણામ, મનસા પૂરી મુખ કહ્યું;
ટાળો બંદી નામ, એહ અપૂરણ તો રહ્યું. ૭૨
ધન કાજે ગુણવાન, માતાએ અહીં મોકલ્યા;
પ્રકટ્યા બે મતિમાન, મુખં કળાથી ના કળ્યા ? ૭૩
આ ઉદ્દાલકપુત્ર, જીત્યો બંદી વાદમાં;
સાધ્યું સર્વે સૂત્ર, કહોડ રીઝયો નાદમાં. ૭૪
ધન્ય જનેતા તારી, સારી કીર્ત્તિ તેં કરી;
પેઢી તારી મારી, આલિંગ્યો બે ભુજ ભરી. ૭૫
ઉજ્વળકેતુ હાથ, સાહી ખોળે લીધલો;
બીજે વકી સાથ, ઝટ બેસાડી દીધલો. ૭૬
જનકવિદેહી ભૂપ, કૃતકૃત્ય અમોને કર્યા;

---

૭૧ અષ્ટાવક્ર કહોડને ઓળખે છે: અષ્ટાવક્ર ઈ૦—૨૫૯ છે. ૭૨ મનસા ઇ૦-બંદીને જીતવાની તમારી ઈચ્છા મેં પૂર્ણ કરી છે એમ અષ્ટાવક્રે તેને પોતાને મુખે કહ્યું. ત્યારે શું બાકી છે ? તે કહે છે: ટાળો ઇ૦—૨૫૯ છે. અર્થાત્ બંદીનો નાશ કરવો બાકી છે.

૭૩ અષ્ટાવક્ર પિતાને પોતાના ઘરની નિશાની તરિકે વાત કહે છે. ધન ઈ૦—હે ગુણવાન્ ! તમને મારી માતાએ ધન કાજે અહીં મોકલ્યા હતા. તમારા ગયા પછી અમે બે મતિમાન પ્રકટ્યા—જન્યા.

૭૪ શ્વેતકેતુને ઓળખાવે છે: આ ઇ૦—૨૫૯ છે. વિનયની ખાતર પોતાના મામાને જશ આપે છે: જીત્યો ઇ૦—૨૫૯ છે. નાદમાં—એ શબ્દ સાંભળીને.

૭૫ લોકમુખથી અષ્ટાવક્ર બંદીને જીત્યો એમ જાણીને તેને કહોડ વખાણે છે: ધન્ય ઇ૦—૨૫૯ છે. ૭૬ કહોડનો સાળાપ્રતિ તથા પુત્રપ્રતિ અપક્ષપાત વર્ણીને “ગુરૂ કરતાં શિષ્ય વધે” એ કહેવત ખરી કરે છે: ઉજ્વળકેતુ ઇ૦—૨૫૯ છે.

જોઇ પુત્રનું રૂપ, તરવેણીથી સહુ તર્યા. ૭૭
બંદી નાશ ઉપાય, હું મારે મન વાંચ્છતો;
કીધી પુત્રે સા'ય, જેવું મન હું ઇચ્છતો. ૭૮
મનુષ્ય માગે પુત્ર, પંચ ઋણથકી તારવા;
સુતે કીધું સૂત્ર, ન રહ્યો બંદી મારવા. ૭૯
વાદે હારે જેહ, મરણ પથારી તે પડે;
વકી કે' નવ એહ, ન્યાય પિતા રૂડો અડે. ૮૦
બંદી બ્રાહ્મણઘાતી, અગ્નિ વિષે નાખો નકી;
જાણું દ્વિજની જાતિ, છોટો નવ જાયે છકી. ૮૧
કહોડ કે' સુણ્ય ભૂપ, પુત્રે તાર્યો છે મને;
કુરૂપને મા'રૂપ, પ્રકટે પુત્ર કહું તને. ૮૨
નિર્બળ ને બળવાન, પુત્રો પ્રકટે છે ધરા;
મૂરખને ગુણવાન, પુત્રો પ્રકટે છે ખરા. ૮૩
પંડિત ને પંડિત, પુત્રો થાવા દોહલા;
ખંડિતનું મંડિત, પુત્રો કરતા સોહલા. ૮૪

---

૭૭ પુત્ર મેળાપ થવાથી કહોડ તે સંબંધે જનકનો ઉપકાર માને છે: જનક ઈ૦–સ્પષ્ટ છે. તરવેણી ઈ૦–જેમ ત્રિવેણી તીર્થથી સહુ તરી જાય તેમ અમે સહુ તર્યા છીએ.

૭૯ પંચ ઋણ—બ્રહ્મ ઋણ, દેવઋણ, પિતૃઋણ, મનુષ્યઋણ, અને ભૂતઋણ. કોઇ પેહેલા અને છેલ્લાને ઠામે ગુરૂ અને સ્ત્રીનુ ઋણ ગણાવે છે. ન ર૦–હવે મારવાને મારેમાટે બંદી રહ્યો નથી.

૮૦ બંદીને શી રીતે મારવો તે કહોડ કહે છે: વાદે ઈ૦—જે વાદમાં હારે તે મરણપથારી કરીને સૂઇ જાય એટલે મુઆ બરોબર જાણવો. અષ્ટાવક્રને આ ન્યાય રૂચ્યો નહિ તેથી તે કહે છે: વકી ઈ૦–સ્પષ્ટ છે.

૮૨ કહોડ કોને કેવા પુત્રો થાય છે તે રાજાને કહી સંભળાવે છે: કુરૂપ ઈ૦—હું તને કહું છું કે કુરૂપ પુરૂષને મહારૂપવાળો પુત્ર પ્રકટે છે.

૮૩ ધરા—ધરામાં.

તેવો મારો પુત્ર, કે' બંદી આગે ધરો;
માનો સર્વે સૂત્ર, દુરાગ્રહ કરીને પરો. ૮૫
જનકવિદેહી રાય, ભાખ્યો બંદી આ રહ્યો;
કરવી નહિ મેં સા'ય, છો જાતો અગ્નિ દહ્યો. ૮૬
બંદી બોલ્યો બોલ, વરૂણસૂનું હું નકી;
તોલો તેનો તોલ, ઉગરવું મુનિવર થકી. ૮૭
બોલ્યા એકે સાદ, બ્રાહ્મણ જે જે ત્યાં મળ્યા;
ઉતર્યો જેનો નાદ, તે જાણો જીવતા બળ્યા ! ૮૮
માટે મૂકો આજ, એને વળી જીવતો;
રીઝે એથી રાજ, પાતાળે છો એ જતો. ૮૯
વળી કે' જા ભૂર, બ્રાહ્મણથી કે' ઉગર્યો;
દાઝે દૂણું ઉર, શે બ્રાહ્મણથી તું તર્યો ! ૯૦
બોલ્યો નહિ કંઈ બોલ, સાયરમાં સટ લઇ ગયો;
તોલ્યો સર્વે તોલ, ચાર ભુજાળો તે થયો. ૯૧
બેશીને વિમાન, મુનિગણ સર્વે પૂજિયા;
દેતા સર્વે માન, વળી એક ન રીઝિયા. ૯૨
જનકે ફેડ્યો તાપ, પૂજા બહુ વિધિની કરી;
તેથી તેણે શાપ, આપ્યો નહિ વિનયે ડરી. ૯૩
જનકવિદેહી નૃપાળ, ભાખ્યો વરૂણની વારતા;
વરૂણ મખની ભાળ, જાણી ન બંદી વારતા. ૯૪

---

૮૫ આગે—આગ્યમાં અથવા મોઢા આગળ. ધરો—અમને સ્વાધીન કરી દો. ૯૧ સાયર—સમુદ્ર. અર્થાત્ જળમાં.

૯૪ બંદી બ્રાહ્મણોને ડૂબાડતો હતો તેમ છતાં જનક તેમને કેમ વારતો નહોતો તે વિષે કવી કહે છે: વરૂણ ઈ૦—૨૫૫૮ છે. વારતા—અટકાવતા.

રીઝયા સહુ ભૂસુર, કહોડ બોલ્યા તે સમે;
યુદ્ધ વિષે મા'શૂર, શત્રુસમૂહ તુંને નમે. ૯૫
તીક્ષણ ધરીને દંડ, યમ શત્રુ તારા હરો;
રાજ્ય રહો નવખંડ, કુબેર ભંડારો ભરો. ૯૬
સદા થાવ કલ્યાણ, કહોડ મુનિ આશિષ દે;
કરે સભા સુવખાણ, નૃપ ભૂમિ અહોનિશ રે'. ૯૭
આવાહન મખ માંય, સામ નિગમથી સુરનું;
સાક્ષાત્કારે થાય, પૂજન પૂરેપૂરનું. ૯૮
સોમવલ્લીનું પાન, દેવો આવીને કરે;
નૃપને દેતા માન, આજ્ઞા માગી સંચરે. ૯૯
એવો તું ભૂપાળ, કહોડ કહી બેઠા પછે;
પૂજ્યા દ્વિજ નૃપાળ, મન માન્યું ધન લઇ ગછે. ૧૦૦
કહોડ ઊઠ્યા સાથ, બંને લેઈ બાળકા;
કુમાર ને ગણનાથ, શિવ ચાલ્યા દુખ ટાળકા. ૧૦૧
હરખ્યો નૃપતિ કલ્યાણ, ઉદ્દાલક પાસે જશું;

---

૯૫ કહોડ જનકને વરદાન આપે છે: યુદ્ધ ઇ૦—સ્પષ્ટ છે. ૯૭ નૃપ ઇ૦—હે નૃપ ! તું અહોનિશ (સદૈવ) ભૂમિમાં રહે—ચિરંજીવ થા. અથવા તારી ભૂમિ–રાજ્ય. ૯૮ રાજાની કહોડ સ્તુતિ કરે છે: આવાહન ઇ૦—સ્પષ્ટ છે. મખ —યજ્ઞ. પૂરેપૂરનું—પૂરેપૂરાનું. ૧૦૦ ગછે—જાય.

૧૦૧ કહોડ ઉદ્દાલક પાસે જવા માંડે છે. તેને કાર્તિકેય અને ગણપતિને લેઇને શિવ જતા હોય તેના દૃષ્ટાંતથી વર્ણવે છે: કહોડ ઇ૦—સ્પષ્ટ છે. કુમાર—સ્વામિકાર્તિક. ગણનાથ—ગણપતિ. અષ્ટાવક્ર વાંકો હતો માટે તેને ગણપતિ સાથે અને શ્વેતકેતુ રૂપાળો હતો માટે તેને કાર્ત્તિકેય સાથે કવિએ સરખાવ્યો છે.

રાજ તપો હરિ ભાણુ, પાળે દ્વિજ મન તું અશું. ૧૦૨
કહોડ કેરી સાથ, જનકવિદેહી ઊઠિયો;
ઊઠી સભા ગ્રહી હાથ, દીસે નવ કો રૂઠિયો. ૧૦૩
આપ્યાં દાન ભૂપાળ, સંખ્યા તેની કો કથે !
લેખું લખતાં ધનપાળ, ગણતાં ભારતી શી મથે !! ૧૦૪
નિકળ્યા મંડપદ્વાર, નૃપને દ્વિજ જે જે મળ્યા;
બે વિદ્યાર્થી બાર, ઊભા તેણે વક્રી કળ્યા. ૧૦૫
નિશાનવાળા જેહ, તે ઝટ ઓળખઇ જશે;
નિશાન ધરે ન તેહ, સાન વિહોણા ભૂ વસે. ૧૦૬
પાસે આવી છાત્ર, બોલ્યા ક્યાંહી તમિ ગયા;
એવે જોઇ જામાત્ર, કુશળ પૂછી સુખિયા થયા. ૧૦૭
કહોડ કે કયમ મૂઢ, જેવા સહુ દેખાવ છો?
છાત્ર ન રાખે ગૂઢ, માણુસમાં લેખાવ છો? ૧૦૮

---

૧૦૨ જતી વખતે રાજાને આશિર્વાદ આપે છે: હજ્યો ઇ૦—સ્પષ્ટ છે. હરિ—ચંદ્ર. ૧૦૪ ભારતી—સરસ્વતી. ૧૦૫ મળ્યા—ત્યાં એકઠા થયા હતા. ઉદ્દાલકે એ બાળકની શોધ માટે મોકલેલા વિદ્યાર્થી આ વખતે રાજદ્વારમાં આવી પોહોચ્યા છે તે પ્રસંગ વર્ણે છે. બે ઇ૦—એવામાં બારણે આવીને બે વિદ્યાર્થી ઊભા હતા તેમણે વક્રી( અષ્ટાવક્ર )ને કળ્યા ( ઓળખ્યા ).

૧૦૬ બીજાને ન ઓળખતાં અષ્ટાવક્રને તેના બેડોળપણાને લીધે ઝટ ઓળખ્યા તે કહે છે: નિશાન ઇ૦—સ્પષ્ટ છે. નિશાન—કીર્તિરૂપી.

૧૦૭ છાત્ર—વિદ્યાર્થી. જામાત્ર—કહોડ. ૧૦૮ વિદ્યાર્થીને ગભરાયલા જોઇને કહોડ પૂછે છે: કહોડ ઇ૦—સ્પષ્ટ છે. છાત્ર ઇ૦—તેનું વચન સાંભળીને છાત્ર ( વિદ્યાર્થી ) કાંઇ ગૂઢ ( ઢાંકયું ) રાખતા નથી. તેઓ કહોડ પ્રતિ બોલ્યા કે, ત્યારે તમે શું માણસમાં લેખાઓ છો ?

આપ ગયા ગુણવાન, સાથે બે બાળક લઇ;
શોધી થાકયાં વાન, રાજ્ય સભા બેઠા જઇ! ૧૦૯

મરણતણી તો વાત, કહોડ કેરી ચાલી છે;
થઇ બાધે વિખ્યાત, મૂર્ત્તિ આ તો ભાળી છે! ૧૧૦

વારૂ થયું બે સાથ, લેઇ ચાલો ગુરૂ કને;
રીઝે ઋષિનો નાથ, સાબાશી મળશે મને. ૧૧૧

બીજો બોલ્યો બોલ, જનકપુરે હું લાવિયો;
તોલ્યનૅી તેનો તોલ, તું મોટો શે કા'વિયો. ૧૧૨

નૃપતિ ઊભો પાસ, તેને તે નવ ઓળખે;
જોઇ હસતા દાસ, લક્ષણ લીલા સહુ લખે. ૧૧૩

ભાખ્યો જનક ભૂપાળ, ધન લેવાને આવિયા;
જીત્યા બંદી દયાળ, સર્વેને મન ભાવિયા. ૧૧૪

ઉદ્દાલકને આમ, જઇને કે'જો જાળવી;
જોયા દ્વિજ તમામ, આ વિદ્યા તો અવનવી! ૧૧૫

આપ્યું ધન બે છાત્ર, જે જોઇ ખુશી થયા;
વિદ્યાર્થી ટળી પાત્ર, થયા ગયા અવગુણ વહ્યા. ૧૧૬

વાટે ચાલ્યા પાંચ, તસ્કરનો ભય ચિત્તમાં;
આવી નહિ કંઇ આંચ, દ્વાપર કેરા વિત્તમાં. ૧૧૭

---

૧૦૯ કહોડને એવો ઠપકો આપવાનું કારણ બતાવે છેઃ આપ ઈ૦—સ્પષ્ટ છે. વાન—અર્થાત્ શરીર. ૧૧૧ બે બાળક—શ્વેતકેતુ અને અષ્ટાવક્ર.

૧૧૩ લક્ષણ ઈ૦—વિદ્યાર્થીનાં લક્ષણ અને તેમની લીલા સહુ લખે—જુએ છે.૧૧૬ વિદ્યાર્થી—ધન મળવાથી વિદ્યાર્થી ટળીને તેઓ પાત્ર (યોગ્યતાવાળા.) થયા અને વિદ્યાર્થીને લગતા ચપળતાદિ અવગુણ વહ્યા ગયા! ૧૧૭ પાંચ—કહોડ, બે બાળક અને બે વિદ્યાર્થી.

વાજે ચાલી વાત, કો'ડ સજીવન આવતા;
સુજાતા નિજ માત, ગ્રહે વધાવા ફાવતા. ૧૧૮

પામ્યા બહુ સનમાન, નિકળતાં નૃપ લોકથી;
લાવ્યા ધનનાં દાન, રીઝચાં બંને રોકથી. ૨૧૯

સુણી ઉદ્દાલક પાસ, ડોશી આવી દોટમાં;
પૂરી જમઇએ આશ, લાવ્યા કે' ધન જોટમાં. ૧૨૦

અધુના પડતું દુઃખ, વાવરિયે ધન ખોટમાં;
જામાતે કીધું સુખ, પે'રૂં હું કંઇ કોટમાં ! ૧૨૧

ઉદ્દાલક કે' વ્યર્થ, વાતો શી કરવી વડી;
સાથ ન આવે ગર્થ, ઘડી આવી વસમી પડી. ૧૨૨

એવે આવ્યા સર્વ, કે તેને જઇ પૂજિયા;
મૂક્યું મોટું પર્વ, ઠેકાણે કરી રીઝિયા. ૧૨૩

ઉજ્વળકેતુ ત્યાંય, બોલ્યો ઉદ્દાલક કને;
ભણિયો વક્રી ક્યાંય, એવો તો કીજે મને. ૧૨૪

જીતું જગતી સર્વ, જાણે જશ મારો સહુ;
કશો ન એમાં ગર્વ, સત્ય વચન પિતા કહું. ૧૨૫

---

૧૧૯ રોકથી—રોકડા ધનથી. ૧૨૦ ડોશી—સુજાતાની માતા. જોટમાં—જોડમાં અથવા જોટામાં ( પછેડીમાં ) બાંધીને. ૧૨૧ વનવાસી મુનિપત્નીઓને વૃદ્ધ વયે પણ અલંકાર પેહેરવાની ઇચ્છા હોય છે એમ વર્ણવીને અલંકાર પેહેરવામાં સ્ત્રીઓની સ્વાભાવિક પ્રીતિ વર્ણીછે: જામાતે ઇ૦—૨૫૮૨ છે.

૧૨૨ ઘડી ઇ૦—જ્યારે વસમી ઘડી ( મરણની ) આવી પડી—આવી પડશે ત્યારે. ૧૨૩ પર્વ-પર્વરૂપ ધન. ઠેકાણે કરી-કોઇ લેઈ ન જાય તેમ સાચવીને.

શીખવું એવું સદ્ર, જો તું શીખે તો તને;
વસિષ્ઠ જેવો ભદ્ર, કરી દઉં રૂચે મન. ૧૨૬

બંદી જીત્યો વક્ર, ધન્ય મુનિએ મુખ કહ્યું;
થા દ્વિજજનનો શક્ર, વેણ ન જાયે મુજ વહ્યું. ૧૨૭
વિધાનંદિની પાસ, આવી પાગે લાગિયો;
વર દઇ ખોઉં ત્રાસ, અંતરમાં અનુરાગિયો. ૧૨૮
કરય તું સમંગાસ્નાન, વક્ર અંગ સીધાં થશે;
આપ્યાં પતિનાં દાન, વક્રપણું તારૂં જશે! ૧૨૯
વક્રી બોલ્યો ત્યાંય, માત વચન માથે ધરૂં;
જનક રીઝ્યો મન માંય, વેણ ખરૂં ખાંતે કરૂં. ૧૩૦
અષ્ટાવક્રી નામ, માન વધારણ હું ધરૂં;
સુધરે અંગ તમામ, પણ નવ નામ કરૂં પરૂં. ૧૩૧
ભાખી ઇમ ભૂદેવ, સુસમંગા માંહે પડ્યો;
રૂપ બદલ્યું તતખેવ, નહુષ શું નાકે ચડ્યો. ૧૩૨

---

૧૨૬ ઉદ્દાલક કહે છે: શીખવું ઇ૦—સ્પષ્ટ છે. ભટ્ટ—વિદ્વાન. ૧૨૭ અષ્ટાવક્રને ઉદ્દાલક વરદાન આપે છે: બંદી ઇ૦—સ્પષ્ટ છે. શક્ર—ઈંદ્ર. અર્થાત્ શ્રેષ્ઠ.

૧૨૮ પગે લાગતા અષ્ટાવક્રને વિધાનંદિની કહે છે: વર ઇ૦— હું તને વરદાન આપીને તારો કદરૂપાપણાનો ત્રાસ ખોઉં છું. તે જોઇને અષ્ટાવક્ર અંતરમાં અનુરાગ્યો—પ્રસન્ન થયો. ૧૨૯ વરદાન આપે છે: કરયઈ૦— તું સમંગાનામે આશ્રમ પાસેની સમંગા નામે નદીમાં સ્નાન કર.

૧૩૦ વેણ ઈ૦—પિતાએ 'અષ્ટાવક્ર થા' એવો શાપ આપ્યો હતો તે વેણ હું ખરૂં કરૂં છું. શી રીતે? તે કહે છે: અષ્ટાવક્રી ઇ૦-સ્પષ્ટ છે. ૧૩૨ નહુષ ઇ૦—શાપથી થયેલા અજગર રૂપને બદલીને નાકે (સ્વર્ગમાં) ચઢયો એવો નહુષ રાજા હોયની શું? અર્થાત્ અતિશય રૂપવાન.

જયજયકાર ઉચાર, અવનિતળ કરતા સહુ;
ઉજ્વળકેતુ પાર, ઊપનિષદ સમજી કહું. ૧૩૩
લોમશ કે' સુણ્ય રાય, સ્નાન કરો સર્વે મળી;
અઘઓઘ દૂર પળાય, પાતક જાયે પરજળી. ૧૩૪
મધુવિલા અભિધાન, પે'લાં આ નદીનું હતું;
કર્યું વક્રીએ સ્નાન, સમંગા નામ થયું છતું. ૧૩૫
ભરતે કર્યું અંઘોળ, કર્દમિલા કે' બોલથી;
તોલે સર્વે તોલ, ત્રિવેણી કેરા તોલથી. ૧૩૬
અલ્પ સમય રહી આંહિ, દ્રૌપદી સહિત પછે ગછો;
જ્ઞાનસૂરજ મન માંહિ, પ્રકટે પૂરા થઇ પચ્યો. ૧૩૭
ઉપસંહાર મુરાર, કેરૂં ભજન ભાવે કરૂં;
લખી આખ્યાન અસાર, લાજી કોવિદથી મરૂં! ૧૩૮

## રાગ કાળિંગડાનીદેશી.

રત્ન ચતુર્દશ છે, વિદ્યા ચૌદ,
વિધિ બ્રહ્માંડજ ચૌદ કહે, જન ચૌદ ગ્રહે;
મમ કડવાં ચૌદ, ભવનો ચૌદ,

---

૧૩૩ અવનિતળ પૃથ્વીના પૃષ્ઠ ઉપર. અષ્ટાવક્રનું આખ્યાન તો કહ્યું પણ શ્વેતકેતુનું આખ્યાન કેવું છે? તે કહેછેઃ ઉજ્વળકેતુ ઈ૦—ઉજ્વળકેતુના પાર (અર્થાત્ ચરિત્ર) તો હું ઉપનિષદ (છાંદોગ્ય ઉપનિષદ્) સમજીને કહું. અર્થાત્ છાંદોગ્ય ઉપનિષદ્માં તેની કથા છે. ઉપસંહાર કરે છેઃ લોમશ ઈ૦—સ્પષ્ટ છે. ૧૩૫ સમંગા નદીનો ઈતિહાસ કહે છેઃ મધુવિલા ઈ૦—સ્પષ્ટ છે. અભિધાન—નામ. ૧૩૬ અંઘોળ—સ્નાન. કર્દમિલા—સમંગાનું નામ (કાદવવાળી).

એમ પદારથ ચૌદ ચહે, વર તેર વહે;
અષ્ટાવક્રી તવ, વાદ કરી કે',
પ્રભુ પંદરમો દુઃખ દહે, વળી સોળ સહે;
આગળનો આગળ, જાય મુનિ વર,
હારી પ્રેમાનંદ રહે, નવ કાંઇ લહે. ૧૩૯

દિકપાળ પુરાણજ, પંક્તિ ધરી કડી,
મેં કરી છે કવિને વિનવી, નહિ સ્વાનુભવી;
દ્વૈતાદ્વૈત ન હું, સમજું જરિયે,
દીલથી ડરિયે કોવિદ કવિ, લવરીજ લવી;
શ્રોતા વક્તા આ, ગિરિધર ગુણ છે,
ગાશે સાં'શે મુક્તિ નવી, નવ વાત કવી;
સમજે જે ઉંચા, પચિયા નીચા,
છે બીજાને ઇંદ્રપવી, સંગત ન હવી. ૧૪૦

---

૧૩૯ રાગ કાલિંગડાની દેશી—મદનચહા છંદ. અષ્ટાવક્રે તેર પદાર્થ કહી બંદીને વાદમાં પરાજિત કર્યો તે જોઇને પ્રેમાનંદ કહેછે કે તેર તો શું પણ ચૌદ પદાર્થોએ કહી શકાય છે. તે ચૌદ પદાર્થો કહે છે: રત્ન ઇ૦--૨૫૯ છે. બીજું કાંઇ ચૌદની સંખ્યાથી ગણાય છે? તે કહે છે: મમ ઇ૦—ભુવન વગેરે ચૌદ છે અને મારા આ આખ્યાનનાં કડવાંય ચૌદ છે. એમ ઇ૦— એમ જો ચૌદ વર ( પદાર્થો ) ને ચહે તો અષ્ટાવક્રના તેર પદાર્થો વહે-ખોટા પડે. ત્યારે અષ્ટાવક્ર વળી વાદ કરીને પંદરમો પ્રભુ કહીને પંદર પદાર્થો પ્રતિપાદન કરશે અને વળી સોળ પદાર્થોને સહે-ગ્રહણ કરશે. એમ કયાં સુધી અષ્ટાવક્ર કહ્યા કરશે? તે કહેછે: આગળ ઇ૦—૨૫૯ છે.

૧૪૦ કવિ ગ્રંથ સંખ્યા કહે છે: દિકપાળ ઇ૦—આ ગ્રંથમાં દિકપાળ (૧૦) અને પુરાણ ( ૧૮ ) ને પંક્તિમાં ( એક સીધી લીટીમાં ) લખીએ અને જે સંખ્યા થાય તેટલી કડી ( ૧૦૧૮ ) ધરીને બીજા કવિઓ

ચાતુર્વિંશી દ્વિજ, ગુર્જર દેશે,
વીરક્ષેત્ર નિવાસ વશી, ભવમાં વિલસી;
નરઘર ખટપદ થઇ, મકરંદ ગ્રહી,
કંજ ગુરૂ કરી રંજ રશી, ભવમાં વિલસી;
વર ખંત ધરી ઇક, હરિ ભવ વિધિની,
કવિતા સરિતામાં ઉલસી, ભવમાં વિલસી;
તારે ઉદ્ધારે, વારે વારે,
જોયું કાવ્ય પીયૂષ કશી, ભવમાં વિલસી. ૧૪૧

---

ને વિનવી ( પ્રાર્થીને—તેમની પાસેથી ઉપદેશ ગ્રહણ કરીને ) મેં કવિતા કરી છે, પણ સ્વાનુભવી ( પોતાની મેળેજ અનુભવથી ) કરી નથી. હમણા-કેટલાક કવિઓ કહે છે કે " અમારી વાણી તો અનુભવથી ઉતરી છે " તેમને ઉદ્દેશીને આ વાક્ય હોય એમ લાગે છે. કોવિદ કવિ-(સંબોધન). સા'શે –ગ્રહણ કરશે–અર્થાત્ મળશે. સામળ વગેરે વાર્ત્તાકારને ઉદ્દેશીને કહે છે: નવ ઇ૦—આ કાંઈ મેં વાત કવી નથી !—વાત જોડી કાઢી નથી ! વાત નથી ત્યારે આ કોણ સમજશે ? સમજે ઇ૦—જે ઉંચા ( મહાજ્ઞાની ) હશે તે અથવા જે નીચા ( અલ્પજ્ઞાની ) છતાં પચિયા ( બ્રહ્મજ્ઞાનમાં પચેલા તેના વ્યાસંગવાળા ) હશે તે સમજે; પણ જેમને બ્રહ્મજ્ઞાનીની સંગત ન હવી ( નથી થઇ ) એવા બીજાને તો ઇંદ્રપવિ ( ઇંદ્રના વજ્ર જેવી કઠણ ) છે.

૧૪૧ કવિ નામ કહે છે: ચાતુર્વિંશી ઇ૦—સ્પષ્ટ છે. ચાતુર્વિંશી—ચોવીશા. નરઘર ઇ૦—નરઘર ( નર દેહ રૂપી ઘર ) રૂપી ખટપદ ( ભ્રમર ) થઇને ગુરૂને કંજ ( કમળ ) કરીને ત્યાંથી મકરંદ લેઈને રંજ( રજ–પરાગ ) રશી ( અંગે ચોપડી ). અર્થાત્ આ ભવમાં વિલસીને મેં ગુરૂના ચરણ કમળની રજ માથે ધરી છે અને ભ્રમર રૂપે તેમની પાસેથી કાવ્યરસજ્ઞાન રૂપી મકરંદ લીધો છે. વર ઇ૦—ભવમાં વિલસીને તથા કવિતા રૂપી સરિતામાં ઉલ્લસીને મેં તો હરિ, ભવ, અને વિધિનીજ એક ઉત્તમ ખંત ધરી છે. એ કથા કેવી છે ? તારે ઇ૦—સ્પષ્ટ છે. કહ્યું છે કે, " काव्यंयशसेऽर्थकृतेव्यवहारविदेशिवेतरक्षतये ઇ૦"—"કાવ્ય યશ અને ધન આપે છે, વ્યવહાર જણાવે છે તથા કલ્યાણ કરે છે." પીયૂષ—અમૃત.

નંદુરબાર વિષે વિચરી કવિતા—
સવિતા સમ ચિત્ત ધરી કરી, ભજિયાજ હરિ;
રાજગુરૂપદને, લઇને મદને,
રદને કદને શિવઉચરી, ભજિયાજ હરિ;
ઉદરે ઉદ્યમે જઇ, નવ ગુણ મેં ગઈ,
વક્રી કથા કરી મરી ન મરી, ભજિયાજ હરિ;
સંવત સત્તરસેં, છાસટ સાલે,
વા'લે વિઠ્ઠલ સ્વામી વરી, ભજિયાજ હરિ. ૧૪૨

## વલણ.

ભજિયા તજિયા તાપ તનના, કરિ અરિ ષટ હરિએ હણ્યા રે;
ગહન ગુફા તન વન ઘન મધ્યે, પ્રેમાનંદ પૂરા ગણ્યા રે. ૧૪૩

---

૧૪૨ કવિતા ક્યાં કરી તે કહે છેઃ નંદુરબાર ઈ૦—૨૫૫૮ છે. રાજગુરૂપદ—નંદુરબારના રાજાના ગુરૂનું પદ. મદને ઈ૦—મદ નામે દોષને રદને (ચીરી નાખવાવડે) અને કદને (નાશ કરવાવડે) શિવને ઉચરીને હરિને ભજ્યા. અર્થાત્ રાજગુરૂ થવાથી મને કાંઈ મદ થયો નથી. બીજા કવિઓની પેઠે પેટના ઉદ્યમ માટે કાંઈ આ અષ્ટાવક્રાખ્યાન મેં રચ્યું નથી, તે કહે છેઃ ઉદરે ઈ૦—૨૫૫ છે.

૧૪૩ કરિ ઈ૦—મારા ષટ્ અરિ (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર) રૂપી કરિ (હાથી) ને હરિએ (હરિ રૂપી હરિ-સિંહે) હણ્યા. ક્યાં હણ્યા? ગહન ઈ૦—શરીર રૂપી ગહન ગુફાના ઘન (સજડ) વનમાં. તેથી શો પરિણામ થયો? તે કહે છેઃ પ્રેમાનંદ ઈ૦— માટે મેં પૂરેપૂરા પ્રેમાનંદ રૂપી પરમાત્માને ગણ્યા—ઓળખ્યા—અનુભવ્યા. શ્લેષ અને રૂપક.

